# વિશિષ્ટતા અને વિવિધતા

છેલ્લા મહાયુદ્ધ અગાઉનાં વર્ષોમાં જ્યારે જાપાન તેની જાહોજલાલીના શિખરે હતું ત્યારે કરેલો એ દેશનો પ્રવાસ, હિંદમાં કલકત્તા-શાન્તિનિકેતનથી માંડીને દિલ્હી સુધીનાં ઉત્તરભારતનાં લગભગ મોટા ભાગનાં કલાસંસ્કાર ધામોનો પ્રવાસ, અને વિવિધ સંસ્કૃતિઓના અભ્યાસ પછી કલાદ્વારા જગતશાંતિ સ્થાપવાની ધ્યેયસાધના માટે હિમાલયની ગોદમાં આશ્રમ જમાવી બેઠેલા રશિયાના ઋષિસમ કલાગુરુ નિકોલસ રોરિકના કલાસમૃદ્ધ નિવાસસ્થાનનો પ્રવાસ,—એવા ત્રણ વિશિષ્ટ વૈવિધ્ય ધરાવતા પ્રવાસોને સમાવતું આ પુસ્તક કેવળ શુષ્ક મુસાફરીઓનાં વર્ણનોની હારમાળા નથી; પણ, એનું નામ સૂચવે છે તેમ, ગુજરાતની આગલી હરોળના એક કલાકારને કલાગુરુ તરીકે ખ્યાતિ પામેલા સંસ્કારસેવકે એ 'સંસ્કાર'ની ખોજમાં કરેલી ભાવભરી 'યાત્રા'નો એક રસસમૃદ્ધ અહેવાલ છે. કલાધામોથી માંડીને રંગભૂમિઓ પર થઇ ગામડાનાં નાનાં કારખાનાંઓ કે જંગલમાર્ગની એકાકી હલવાઇની દુકાનો સુધી એનાં વર્ણનોમાં, લોકજીવનના ધબકતા પ્રાણનો સંપર્ક સાધીને તેમાં મ્હોરી રહેલી માનવતાનો સંસ્કાર—તાર પકડવાનો આ પ્રયાસ છે, અને તે ભરચક ચિત્રો, સ્કેચો, નકશા ને ફોટોગ્રાફો દ્વારા એ સિદ્ધહસ્ત કલાકારની કલમ ને પીંછીની રસભર સામગ્રીથી છલકે છે.

# કલાકારની સંસ્કારયાત્રા

રવિશંકર રાવળ

ના

જાપાન ઉત્તર ભારત તથા

કુલુના કલાપ્રવાસો

સંખ્યાબંધ ફોટોગ્રાફો, સ્કેચો, ચિત્રો તથા નકશા સાથે



કુમાર કાર્યાલય લિમિટેડ

અમદાવાદ

—પ્રાપ્તિસ્થાન—

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

મુંબાઈ · મીમરાજ બિલ્ડિંગ કાલબાદેવી · ફર્નાન્ડિઝ પુલ નીચે અમદાવાદ

# પ્રસ્તાવ

આ ગ્રંથમાં એકત્રિત થએલાં પ્રવાસવર્ણનો લખાતાં ગયાં તેમતેમ પ્રથમ 'કુમાર'ના વાંચનારા આગળ રજૂ થતાં ગયાં હતાં. તેમના તરફથી વળતા સદ્‌ભાવ અને કદરદાનીએ ફરીવાર આ રીતે તે લેખો પ્રકટ કરવાની પ્રેરણા આપી છે.

આ પ્રવાસોના નિમિત્ત થનારાં પાત્રો અને મિત્રોને પણ હું ભૂલી શકું તેમ નથી. શ્રી નાનાભાઈ ભટ્ટે જાપાનના પ્રવાસની તૈયારી કરી ન હોત તો હું બીજી કોઈ તકે પણ એવા પ્રવાસનું સાહસ ઉઠાવત કે કેમ તે શંકા છે. એટલે તેનું શ્રેય પણ તેમને જ ઘટે છે. મારા કલાકાર વિદ્યાર્થી ભાઈ વ્રજલાલ ત્રિવેદીએ શાંતિનિકેતનથી વિશ્વભારતીનું આમંત્રણ ગોઠવીને મારા માટે ઘર બહાર નીકળવાનો વટહુકમ જ બહાર પાડ્યો હતો. જેવીતેવી તબિયતે એ ભારતયાત્રા પૂરી કરી શક્યો એમાં દૈવકૃપા જ સમજું છું. એ પ્રવાસની સર્વ ફોટોગ્રાફી મારા ચિ. નરેન્દ્રે કરી હતી. કુલુ પ્રાંતની ખીણ વટાવી હિમાલયને ઉંબરે રોરીક આશ્રમે પહોંચવાની હિંમત આપનાર તો ડૉ. જેમ્સ કઝિન્સ હતા. નહિ કોઈ ઓળખાણ કે પિછાન, એવા અજાણ્યા પ્રદેશમાં ત્રણસો માઈલનો પહાડી રસ્તો વટાવી બીજે છેડે પ્રો. રોરીક જેવા મહાપુરુષનો પરિચય અને સમાગમ ડૉ. કઝિન્સની ત્યાં હાજરી હતી તેથી જ સાધી શક્યો. એકલ પંડે એ પ્રવાસ પૂરો કર્યો ત્યાર પછી જ તેના દુર્ગમપણાનો પૂરો ખ્યાલ આવ્યો. આમ, જુદાંજુદાં પાત્રોની પ્રેરણાએ મને તો જીવનના અનેરા અનુભવો મળ્યા છે, નવા મિત્રો સાંપડ્યા છે. અને કંઈક ઠેકાણે દિલસોજીભર્યું આતિથ્ય પામ્યો છું. એ બધાં પ્રતિ આભારપૂર્ણ હૃદયે વાચકને આ ગ્રંથ સાદર કરું છું.

ચિત્રકૂટ • જન્માષ્ટમી • સં. ૨૦૦૩ — **રવિશંકર મ. રાવળ**

# અર્ઘ્ય



## મુરબ્બી ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈને

જેમણે મને પ્રવાસનો રસ લગાડ્યો અને સાધારણ માનવીઓ
તથા પ્રસંગોમાંથી આનંદ અને જ્ઞાન મેળવવાની કૂંચી આપી.

જેમના સમાગમ ને સચ્ચરિત્રમાંથી ભાવનાસુગંધી મેળવી
હું જાહેર સેવા શીખ્યો.

ર. મ. રા.

# જાપાનનો પ્રવાસ

## ઉત્તર હિંદનો પ્રવાસ

## કુલુનો પ્રવાસ

# જાપાનનો પ્રવાસ

## પાસપોર્ટ અને વીઝા

હિંદની સરહદ બહાર જતા દરેક પ્રવાસી પાસે 'પાસપોર્ટ' હોવો જ જોઈએ એ વાતની જેઓ આફ્રિકા કે ઈંગ્લંડ ગયા હશે તેમને તો ખબર હશે જ. આ પાસપોર્ટનો મૂળ આશય તો એવો છે કે પરદેશમાં નામો-નિશાન વગરનો કોઈ માણસ નજરે પડે તો ત્યાંની સરકાર કે સત્તા તેને શકા ઉપર અટકમાં લઈ શકે અથવા કેદ કે હદપાર કરી શકે. એ મુશ્કેલી ન ઊભી થાય તે માટે દરેક જણે પોતાની સ્થાનિક સત્તા તરફથી ફર્સ્ટ ક્લાસ મૅજિસ્ટ્રેટની રૂબરૂ કરેલા એકરાર સાથે બ્રિટિશ સરકારનો છાપેલો પાસપોર્ટ (પરવાનો) મેળવવો જ પડે છે. પાસપોર્ટની મંજૂરી માગતાં સાથે પોતાના ત્રણ ફોટોગ્રાફો પણ મોકલવા પડે છે. આ પૈકી એક તેના પાસપોર્ટમાં ચોડી તે પર સરકારી સિક્કો લગાવવામાં આવે છે, જેથી કોઈ બીજો આસામી એ પાસપોર્ટનો લાભ લઈ શકતો અટકે છે. જેમને હિંદની બહાર જવું હોય તેમણે જવાની મુદત અગાઉ સવેળા આ પાસપોર્ટ મેળવી લેવાની તજવીજ રાખવી જોઈએ; નહિ તો છેલ્લી ઘડીએ તેના સંબંધમાં કંઈક શંકા ઉપસ્થિત થાય તો મંજૂરી મેળવતાં ઢીલ કે અડચણ આવે છે. પાસપોર્ટ મળ્યા પછી જ પ્રવાસની સામગ્રી તૈયાર કરવી; નહિ તો ઘણાનો બાંધેલો સામાન પડ્યો રહેવાના પ્રસંગો પણ બની જાય છે. મૂળ તો પ્રવાસની સલામતી માટે આ પાસપોર્ટની પદ્ધતિ દાખલ થઈ છે, પણ તે સાથે શંકાપડતા કે નાસી જવા ઇચ્છતા માણસો અથવા સરકારની નજરમાં આવેલા રાજદ્વારી માણસોની રુકાવટ કરવાનું બાનું પણ થયું છે.

પાસપોર્ટ માટે, જે જે મુલકોની મુલાકાત લેવાની હોય તેનાં નામ, પ્રવા-

સનું કારણ, જનારનું વય, તેના ચહેરાની નિશાની વગેરે વિગતો બારીકીથી માગવામાં આવે છે તેમજ તે બધી હકીકત સિટી મૅજિસ્ટ્રેટની સમક્ષ લખવાની હોય છે અને તેના અભિપ્રાય ઉપર જ પાસપોર્ટ કાઢનારા ઑફિસરો ધ્યાન આપે છે. પાસપોર્ટની ફી છ રૂપિયા છે.

પાસપોર્ટ કઢાવ્યા પછી જે જે મુલકોમાં જવાનું હોય તેના કૉન્સલો (રાજપ્રતિનિધિઓ) પાસે જઈ તેમની રૂબરૂ સાખ પડાવવી પડે છે. તેને વીઝા કહે છે. અમારા વીઝાનું કામ અમારા ટિકિટના એજંટોએ કરાવી આપ્યું હતું. જાપાન અને ચીનના કૉન્સલોના તેમાં સહી અને સિક્કા પડ્યા હતા આ રીતે વીઝા ન કરાવો તો તમને તેમના મુલકમાં ઊતરતાં રોકે.

સ્ટીમર ઉપર ચડતાં દરેક જણનો પાસપોર્ટ તપાસવાને દાદર આગળ એક પોલીસ અમલદાર ઊભો હોય છે અને સ્ટીમરના બારણામાં પેસતાં સ્ટીમરનો ઑફિસર પહેલાં તો એ પાસપોર્ટ લઈ લે છે. જ્યારે સ્ટીમર નવા બંદર પર લંગર નાખવાની હોય છે ત્યારે ત્યાં ઊતરનારા પૅસેન્જરોને પાસપોર્ટ પાછા આપી દેવામાં આવે છે. કોલંબો વગેરે બંદરે સ્થાનિક પોલીસ અફસરો પહેલાં સ્ટીમરમાં ચડી આવતા અને ઊતરવા માગતા દરેક ઉતારુના પાસપોર્ટ પર સિક્કો લગાવી આપતા.

સ્ટીમર પર જતા દરેક પ્રવાસીએ છેલ્લા પંદર દિવસ દરમિયાન શીળી કઢાવ્યાનું સર્ટિફિકેટ રજૂ કરવાનું હોય છે. આનો હેતુ એ રોગનો ચેપ અટકાવવાનો જ છે અને તેમ કરવામાં પ્રવાસીને જરાયે મુશ્કેલી પડતી નથી, તેમ ખર્ચ પણ થતો નથી.

### સ્ટીમરની ટિકિટ

પહેલી જ વાર પ્રવાસે નીકળનારને ટિકિટની બાબત ઘણી ગૂંચવણ કરનારી લાગે છે, પણ મુંબાઈમાં બંદરી કામકાજ કરનારી એવી ઘણી પેઢીઓ છે, જે સામાન ચડાવવા-ઉતારવા-મોકલવાની કે પૅસેન્જરોની ટિકિટો કઢાવી તેમને સ્ટીમરની કૅબિનમાં પહોંચાડવા સુધીની તજવીજ કરી આપે છે. તેમને સ્ટીમર કંપની તરફથી જ અમુક ટકા કમિશન મળે છે એટલે પૅસેન્જરને

છાપેલા ભાવો પર જ પોતાની ગણતરી કરવાની રહે છે. એજંટના માણસો કામ થવા બાદ ઇનામ અને મજૂરી માગે તે જ વધારાનું ખર્ચ. છતાં એ ટિકિટોના દરમાં પ્રવાસની મુદત પ્રમાણે વળત-ટિકિટમાં જે વટાવ અપાય છે તેની સમજ એજંટ પાસેથી મેળવી લેવાની જરૂર છે. અમારે જાપાન જવાના સેકન્ડ કલાસની એક વખતની ટિકિટના ૨૭ પાઉન્ડ ભરવાના હતા, પણ જ્યારે જાણ્યું કે ૯૦ દિવસની વળત-ટિકિટ પણ સાથે લઈએ તો ૩૪ પાઉન્ડમાં જ જાતવળતનું ભાડું પતી જતું હતું, ત્યારે પછી એ જ ટિકિટ લીધી; એટલે કે માત્ર સાત જ પાઉન્ડમાં બીજી મુસાફરી થઈ. આ ખર્ચમાં ખાવા-પીવાનું, નહાવાનું, ઓઢવાપાથરવાનું ને નોકરનું બધું ખર્ચ આવી જાય.

સારા દરજ્જાના ગૃહસ્થને છાજે એવાં સુખસગવડો સેકન્ડ કલાસમાં પૂરતા પ્રમાણમાં મળે છે. આપણા હિંદી ભાઈઓ મોટા ભાગે P & O કરતાં ઇટાલિયન સ્ટીમરો પસંદ કરે છે, કારણ કે તેઓ પરદેશીઓ હોવાથી ઘરાક અને દુકાનદારના સંબંધમાં વધારે વિનયી અને સેવાપરાયણ જણાયા છે. જાપાની સ્ટીમરોમાં ઘણાને ભાષાની અડચણ અને ઓછાં સુખસગવડ જણાયાં છે. વળી સેકન્ડ કલાસથી એ ઓછા ભાડાની સગવડવાળો એક વર્ગ છે, તેને 'સેકન્ડ ઇકૉનૉમી' કહે છે. વિદ્યાર્થીઓ અને કરકસરથી પ્રવાસ કરનાર માટે ને જરા એ ખોટો નથી. તેમાં સેકન્ડકલાસ કરતાં લગભગ ૧૫૦ રૂપિયાનો બચાવ થાય છે, કેમકે તેની ૯૦ દિવસની જાતવળતની ટિકિટના માત્ર ૨૭ પાઉન્ડ અને એક વખતના ૨૦ પાઉન્ડ છે. અમે ઘણા સંસ્કારી હિંદીઓ અને ચીની ગૃહસ્થોને તેમાં પ્રવાસ કરતા જોયા. થર્ડક્લાસ તો માત્ર નોકરો કે મજૂરો માટે જ છે એમ મનાય છે. તેમને ઉઘાડા ડેક ઉપર જ રહેવાનું અને હાથે રાંધી ખાઈ લેવાનું. છતાં ઘણા સાહસિક રંક સ્થિતિના માણસોએ આ જ વર્ગમાં પરદેશ જઈને પોતાનું પ્રારબ્ધ ઉન્નત કર્યાના વૃત્તાંતો છે; એટલે પરિસ્થિતિથી ઘડાએલ કોઈ હિંદી એનો લાભ લે તો તેમાં હીણપત ન ગણાય.

## પ્રવાસનાં સાધનો

હિંદુસ્તાનમાં ભાગ્યે જ કોટપાટલૂન ને મોજાંબૂટ પહેરનારાને પણ સ્ટી-

મરમાં અને તેમાં યે સેકન્ડકલાસમાં જવાને કોટ કે યુરોપિયન ઢબનો પોષાક જોઈએ એવી સાધારણ માન્યતા છે. આ બાબતમાં એડન તરફ જતી સ્ટીમરોમાં તો ચુસ્તપણે આગ્રહ રાખવામાં આવે છે, પણ પૂર્વ બાજુએ જતી વખતે તે ધોરણ નરમ પડી જતું હોય એમ લાગ્યું છે. સીલોન, સીંગાપોર કે જાપાન જનારા કેટલાક હિંદી ભાઈઓ ઠેઠ સુધી ધોતિયું પહેરીને ફર્યા કરે છે. પણ મને લાગ્યું કે સ્ટીમર ઉપર ધોવાની અને સૂકવવાની સગવડો નથી, તેમજ ધોવાનો પણ ખર્ચ ઘણો વધી જવાનો સંભવ હોવાથી બે સાદા સૂટ અને બેચાર બાંડિયાં ખમીસ (ઉઘાડા કૉલરવાળાં) હોય તો કામ ચાલ્યું જાય. સ્ટીમરમાં કપડાં ભાગ્યે જ ખરાબ થાય છે; એટલે જરૂર વખતે જ પૂરાં કપડાં પહેરી પાછાં ઘડી કરી મૂકી દઈએ તો સૂટ તો ધોવડાવવાનો જ નહિ. એકબે આખી બાંયનાં પૅન્ટ અને એકબે બંડિયાં વખતોવખત બદલતા રહીએ એટલે નવીનતા જળવાયા કરે છે. આખી પૅન્ટ કે ટૂંકા પૅન્ટ નીચે પહેરવાની હળવા કપડાની ચડ્ડીઓ બહુ જ આવશ્યક છે; તેમજ હળવાં ગંજીફરાક પણ સફાઈ રાખવામાં ઉપયોગી છે. આ બે વસ્તુઓ નહાવાની ઓરડીમાં હાથે ધોઈ નખાય અને રોજરોજ બદલી શકાય એટલે સ્વચ્છતાનું ધોરણ પૂરું પાળી શકાય છે. સ્ટીમરમાં કપડાં ધોવા આપવાં એટલે એક કપડા દીઠ છ થી આઠ પેન્સનો ચલણ ગણી રાખવો. રાત્રે પહેરવાનો પોષાક બહુ જ સસ્તા કાપડનો હોય તો ચાલી શકે છે. તે પહેરીને જાહેરમાં ફરાય નહિ, પણ જેઓ વહેલા પરવારે છે તેમને વાંધો નથી આવતો. મોડા ઊઠનારા કે મોડા નહાનારા એક મોટો ઝબ્બો (જેને ડ્રેસિંગ ગાઉન કહે છે) તે ઉપર ઓઢીને ફરી શકે છે. પણ એ ઝબ્બો ઘણો દેખાવડો હોવો જોઈએ. તેમાં માણસો ગમે તેટલું ખર્ચ કરી શકે છે

આ સિવાય નહાવા માટે પણ એક પોશાકની જરૂર રહે છે; પણ તે બાર આનાથી માંડી ગમે તે કીમત સુધીના તૈયાર મળે છે. તેની કે બીજાં કપડાંની જેમને ઊણપ લાગી તે સાથીદારોએ જાપાનીઝ બનાવટના સૂટ અને ખમીસો કે બાંડિયાં અથવા ઝબ્બા મામૂલી કીમતે કોલંબો અને સીંગાપોરથી ખરીદ્યા. આ તૈયાર સીવેલાં કપડાં અને તેની કીમત જોઈ કોઈ પણ આશ્ચર્ય પામે. સવા

કે દોઢ રૂપિયાનું પૅન્ટ, અને રૂપિયા—સવા રૂપિયામાં રેશમી અરધિયાં વા ખમીસ અને એવી બીજી ચીજો મામૂલી કીમતે કોઇપણ માણસને પૂરો હાઠ આપી શકે. એટલે મુંબાઇથી બહુ ભાર લેનારને પસ્તાવું જ પડે. પરંતુ જેમના મનમાં વતનની ચીજો પર જ પોતાનો નિર્વાહ કરવાનો આગ્રહ હોય તેઓ ભભકો જવા દઈને સાદાઈથી પણ પોતાનું ગૌરવ સાચવી શકે છે. અમારી સાથે શ્રી દક્ષિણામૂર્તિવાળા મુ. નાનાભાઇ છે, તેમણે તો નિશ્ચયપૂર્વક ખાદીનાં પહેરણ અને ધોતિયા પરજ ચલાવ્યું છે. માત્ર મેળાવડામાં જતી વખતે ખાદીનો લેંઘો અને એક કોટ વધારે છે. પરદેશી ચીજોની મોહિનીમાંથી બચવું ઘણું મુસ્કેલ લાગે છે અને નાનાભાઈની ઊંડી વિચારણા એ પર મન વલોવી નાખતી લાગે છે.

**સ્ટીમરનો વસવાટ**

બધું દેખાતું બંધ થયું એટલે અમારી કૅબિન સંભાળવા દોડયા. આ સ્ટીમરનો ખ્યાલ શી રીતે આપું ? કૅબિનોની ગલીઓમાં ભૂલા પડી જઈશું એમ પહેલાં તો લાગ્યું. અમારી સ્ટીમર વિકટોરિયા એક મોટા ગામ જેવડી છે. તેની વ્યવસ્થા માટે જ ૧૨૨ સ્ટુઅર્ડો, ૪૮ ઑફિસરો, ૪૨ ઇજનેરો, ૪૭ રસોઇયા વગેરે મળી કુલ સ્ટાફ ૨૮૦ નો છે. પહેલા વર્ગની કૅબિનો ૨૬૬, બીજા વર્ગની ૯૭, સેકન્ડ ઈકૉનૉમીની ૧૦૦, ત્રીજાની ૫૮, ૧૦ દ લકસ ફર્સ્ટ કલાસ ને બે સ્પેશ્યલ મળી ૫૩૩ કૅબિનો છે. તેનું ટનેજ ૧૪૪૦૦ છે અને ૧૮૮૮૦ હૉર્સ પાવરનાં ઍંજીનો છે. એટલે આવડી મોટી સ્ટીમરમાં કૅબિન શોધનારને સહેજમાં પત્તો મળે જ નહિ. અમારી જ કૅબિન એક મોટી મોટરબસ જેવડી છે. ફર્સ્ટકલાસની કૅબિન લગભગ ૧૨×૧૦ ફૂટની છે. તે ઉપરાંત તેની બાથરૂમ જુદી. આ કૅબિનોમાં જે સગવડો છે તેવી કદાચ સાધારણ રાજાઓ કે મોટા શ્રીમંતોના ઘરોમાં પણ નહિ હોય. જેઓ ફર્સ્ટકલાસ કે સેકન્ડ કલાસની ટિકિટો લે છે તેમને કૅબિનની સગવડો ઉપરાંત દિવસરાતની બધી જરૂરી નોકરી આપનારાની સેવા અને ત્રણે ટંકનું ખાવાપીવાનું મળે છે. ઉપરાંત સંગીત, નાટક, સીનેમા, રેડિયો વગેરેનો પણ દરમાં જ સમાવેશ થઇ જાય છે.

અમે કૅબિનમાં આવ્યા ત્યાં નાનાભાઇએ જણાવ્યું કે સાડા સાત વાગ્યે સાંજનું ખાણું પીરસાશે એટલે તે વખતે બધાએ રીતસર તૈયાર થઈ હાજર થઈ જવું. બીજી યુરોપિયન સ્ટીમરમાં આ રીતસર તૈયારી એટલે જમવાનો ખાસ કાળો પોષાક પહેરી ટાપટીપ કરી હાજર થવાનું; પણ આ તો પૂર્વનો પ્રદેશ અને ઇટાલિયન સ્ટીમર એટલે અમને ઘણી છૂટ રહી. સ્ટીમરમાં ચડેલા તે જ પોષાકમાં લગભગ બધા ખાણા પર હાજર થયા હતા.

પહેલાં ટમાટા વગેરેનો સૂપ આવ્યો. પછી બાફેલા બટાટા, પછી વળી કંઈ મિઠાઈ, આઇસક્રીમ, પૂરી, પાપડ, ભજિયાં એમ ઘણું આવ્યું. અમે સવારે ખૂબ જમેલા છતાં હાંસીને ખાધું. મને તો ફેર ચડવાનો કશો ભય ન હતો. બીજા સોબતીઓને જરાજરા અસર થવા માંડી કે ઉપડ્યા ઉપરના ડેક ઉપર. ત્યાં આબુ મહાબળેશ્વરને ભૂલાવે એવી હવાના ઝપાટા હતા એટલે થોડીવારમાં તે અસરથી મુક્ત.

મને ઘણા અનુભવી મિત્રોએ કહ્યું હતું કે સ્ટીમરમાં બિસ્તરની જરા યે જરૂર પડતી નથી, તેમજ વસ્તુઓ વારેવારે તપાસવાની તજવીજ પણ રાખવી પડતી નથી; એ તદ્દન ખરું લાગ્યું. સેકન્ડ કલાસની કૅબિનમાં દરેક ઉતારુ માટે એક સ્વચ્છ બિછાનું અને કબાટ, તેમજ ત્રણ ખાનાંવાળું એક ટેબલ હોય છે. તે પર કાચનો લોટો અને પ્યાલો ગબડી ન જાય એવી પટ્ટી સાથે કાપેલા ગાળામાં ગોઠવેલાં હોય છે.

એ ઉપરાંત દરેક જણ વાપરી શકે એવી રીતે કૅબિનમાં જ મોં ધોવાની બે કુંડીઓ, ગરમ ઠંડા પાણીની ચકલીઓ તથા મોટો આરસો હોય છે. પંખા તો ચાલતા જ રહે છે. ઉપરાંત સીલિંગમાંથી એવાં કાણાંવાળાં ગોળ મોં ગોઠવ્યાં છે કે ગમે તે બાજુ તે ફેરવો એટલે તેમાંથી પવનનો પ્રવાહ ચાલ્યા જ કરે. બત્તીની સગવડ પણ એવી જ સરસ છે. દરેક પથારી ઉપર તે જુદી જ ચાંપ સાથે એકલાને પ્રકાશ મળે એવી રીતે માથા ઉપર ગોઠવી હોય છે. બીજા ઉતારુ સૂતા હોય ત્યારે આપણે એકલા વાંચી અથવા લખી શકીએ. ઉપરનીચે બિછાનાં હોય તેમને પણ દરેકને સરખી જ સગવડ આપી છે.




મુંબાઈથી કોલંબો, સીંગાપોર, હોંગકોંગ અને શાંગહાઈ થઈ જાપાન પહોંચતી સ્ટીમરનો માર્ગ બતાવતો નકશો.

કબાટોમાં કોટ ટાંગવાના સળિયા, પાટલૂન દાબી રાખવાની ચાંપો અને જોડા કે બીજી વસ્તુ મૂકવાનાં ખાનાં હોય છે. આ બધી સગવડો પછી કોઈ વસ્તુ રખડતી મૂકનાર માત્ર આગંતુકો સરદાર જ ગણાય. કૅબિનનો સ્ટુઅર્ડ ચોવીસે કલાક દરેક પથારી પરની ઘંટડી મારતાં હાજર થાય છે ને જોઈતી વસ્તુ હાજર કરે છે; અને આપણે બહાર નીકળીએ ત્યારે પાછળથી આવીને ખૂણેખૂણો સાફ કરી નાખે, પથારી ગોઠવી સાફ ખેંચી મૂકે, જોડા કે બૂટને બહાર મૂકીએ તો પૉલિશ પણ કરી આપી જાય વગેરે અનેક ફરજો અદા કરે છે. જે ઝડપ, સફાઈ અને વિવેકથી એ પોતાનું કામ કરે છે, તે જોતાં તો મોટો પગાર ખાતો હિંદી સેક્રેટરી પણ એટલી કાળજી રાખતો ન લાગે. એ જૂનાં કપડાં પહેરે ત્યારે મજૂર કે હમાલ લાગે; પીરસવા આવે ત્યારે કોરાં કડક કપડાં અને ચહેરાની તથા વાળની એવી સફાઈ બતાવે, તેમજ શાંતિ અને વ્યવસ્થાથી વાનીઓ એવી રીતે મૂકે કે જુદો જ આદમી લાગે. એમના દેશમાં આવી રીતભાત સામાન્ય હશે, પણ આપણા સંસારમાં તો એવા નમૂના ક્વચિત જ નજરે પડે છે.

અંધારું હતું એટલે સ્ટીમરમાંના પ્રકાશથી દૂર કાળી ચાદર પથરાઈ હોય એવો સાગર લહેરાતો હતો. પણ સ્ટીમરમાં તો જ્યાં જુઓ ત્યાં ઝગઝગાટ. હાલવા ચાલવાની જગ્યાઓ, દાદરો કે બારીઓ આગળ પ્રકાશની ગોઠવણમાં કંઈ જ કમી નથી. કોઈ પણ ખૂણે વીજળીની ચાંપો એવી રીતે ગોઠવેલી છે કે તેની ઉપયોગિતા ને યોજનામાં તમને ફેર લાગે જ નહિ. દરિયાની એક-રૂપતા વિસારવા સ્ટીમરમાં જે બહુરૂપી કળાકૌશલ્યની રચના જોવામાં આવે છે તે વર્ણનથી સમજાવવી મુશ્કેલ છે. કોઈ ખૂણે કચરો તો નહિ જ દેખાય; પણ એ સફાઈ ને સાચવણ પણ એટલાં બધાં કે દરેક ફર્નિચર કે ચિત્ર કાલે જ તૈયાર કર્યું હોય એવું લાગે. વૈભવ અને વિસ્તારની વાત બાજુએ મૂકો તો પણ આ લોકોની દેખરેખ અને કાળજી માટે તમને માન અને સદ્ભાવ ઊપજ્યા વિના રહે નહિ.

અમારી કૅબિનમાં દરેક જણની પથારી સ્વચ્છ રીતે પાથરેલી. ઓઢવાનાં

ધોએલાં સાધનો, પાસે જ પાણી પીવાના કાચના કળશા અને પ્યાલા તેમજ વૉશટબ આગળ પ્યાલા ને રૂમાલો દરેક માટે તૈયાર હતાં. જમવામાં કોઈ બાબત માગવી ન પડે એવી આ માણસોની તહેનાત અને પદાર્થો પીરસવાની સફાઈ અને ઠાવકી રીતભાત આપણે નથી જોતા આપણાં મંદિરોમાં કે મહાલયોમાં અથવા ધર્મસમારંભોમાં. વર્તનમાં એ લોકો પર સરસાઈ બતાવવા જેવું રજૂ કરવાનું અમારી પાસે કંઈ નથી એ વિચાર શરમ ઉપજાવે છે. આપણી ગરીબી અપાર છે પણ નિશ્ચયપૂર્વક ધાર્યો વખત સાચવવાની કે ધારેલી રીતે કામ કરવાની સંકલ્પશક્તિ પણ આપણામાં ક્યાં છે ?

નહાવા માટે પાંચ છ કૅબિન વચ્ચે એકએ બાથરૂમ હોય છે, તેમાં મોટું ટબ હોય છે અને તેની ઉપર ફુવારો તેમજ ગરમ-ઠંડા પાણીની ચાવીઓ હોય છે. સાબુ પણ ખરો જ. સ્ટીમર તરફથી મળેલા મોટા ટુવાલો વીંટી અહીં આવી દરેક જણ નાહી લે છે. ડેક ઉપર ખારા પાણીનો એક મોટો હોજ છે ત્યાં જે કોઇ પણ નહાવાનો સૂટ પહેરી નાહી આવીને આ રૂમમાં ફરીવાર મીઠા પાણીથી નહાય છે. મીઠું પાણી જ બધે વપરાય છે. આ બાથરૂમ સ્વચ્છતા અને શરીરને રાહત આપનારું અગત્યનું સાધન છે. આથી મુસાફરોમાં સફાઇ અને પ્રફુલ્લતાનું ધોરણ આપોઆપ જળવાય છે. કોઇને પણ નહાવાની આળસ ન જ થાય અને તેનો આનંદ માણી શકે એવી સગવડ આ બાથરૂમની છે.

### ખાવાપીવાની સગવડો

સેકન્ડ ક્લાસના બધા પૅસેન્જરો મોટા હૉલમાં પોતપોતાને માટે નક્કી થયેલા ટેબલ પર જ જઈને વખતસર બેસે છે, એટલે ચા, બપોરાં કે રાત્રિભોજન પીરસાય છે. સ્ટીમરના વાસ દરમિયાન પહેલે જ દિવસે દરેક જણ પોતાની જગ્યા નક્કી કરી નાખે છે અને ત્યાંના ખાતાધીશો હૉલના નકશામાં દરેકના નંબરો લખી નાખે છે એટલે કયા ટેબલનો ઉતારુ હાજર હતો તેની નિયમિત નોંધ રહે છે

સવારના સાડા સાતથી નવ સુધીમાં કોઈ પણ ઉતારુ અહીં આવી ચા

માગી શકે છે. પણ આ એકલી જ નહિ: કુલાવેલા ઘઉં, દૂધ, ટોસ્ટ અને માખણ, મુરબ્બો, ફળો વગેરે પસંદ કરવા જેવી ઘણી વાનીઓ જોઈતા પ્રમાણમાં મળે છે. એટલે સવારમાં પેટ સંતોષ કરી લે તો એક વાગ્યા સુધીનો વખત કાઢવો આકરો લાગતો નથી. ઘેર સવારમાં નહિ ખાવાની ટેવવાળા પણ અહીં તો સવારનો નાસ્તો ચપાટી જાય છે.

આ પછીનો વખત કેટલાક ડેક ઉપર પડયા રહીને ગુજારે છે, કેટલાક વાંચે છે, કેટલાક ગપ્પાં ને ચર્ચાઓ ચલાવે છે તો કેટલાક ચોમેર આંટા મારે છે. એક વાગ્યે તો સૌની ક્ષુધા એકસરખી તૈયાર થઈ જાય છે. અમે દસથી બાર સુધીનો વખત જાપાનીઝ ભાષાનું થોડું જ્ઞાન મેળવવામાં તેમજ જાપાન જઈ આવેલા અનુભવીઓને ત્યાંના જીવન અને વ્યવહારની પૂછપરછમાં ગાળીએ છીએ. વઢવાણવાળા મહીભાઈ વ્યાસે જાપાની ભાષા શીખવવા માંડી છે અને વાંકાનેરવાળા કેવળભાઈ શાહ તેમના પ્રત્યક્ષ અનુભવોથી ઘણી ઝીણવટભરી રીતે જાપાનની વિગતો કહે છે. અત્યારે તો તેઓ અમને એક જીવતા જાપાની જ્ઞાનકોષ જેવું સાધન થઈ પડયા છે. આટલા દિવસથી ચર્ચા કરીએ છીએ, પણ તેમની તરફથી ચોખ્ખા ખુલાસા અને જવાબો મળતાં ખોટ પડતી નથી. એ ભાઈએ જિંદગીની કડવીમીઠી ખૂબ ભોગવી છે અને સ્વાશ્રયબળે જ જાપાન સાથેનો વેપાર ખેડી રહ્યા છે. તેમનામાં સ્વનિષ્ઠા અને સંકલ્પશક્તિ ઘણાં જણાય છે. માત્ર પાંચ અંગ્રેજી ચોપડી ભણી એક સાહસિક વેપારી થનારે કેવા કઠણ સંજોગોમાં ઘડતર કર્યું હશે તે કલ્પી શકાશે. તેમના અનુભવ અને આગળ પડી સેવા આપવાની તત્પરતાથી તેમણે બધા જ ઉતારુઓ પર પ્રવાસમાં ઉપકાર કર્યો છે. ખાવાપીવાની અગવડો દૂર કરવા હેડ સ્ટુઅર્ડ પાસે જઈ બંદોબસ્ત કરાવવો કે બંદર પર ઊતરે ત્યારે દરેકને જોઈતી સગવડની તપાસ કરવી વગેરે બાબતોમાં તેમનો અગ્ર ભાગ જ હોય.

### બપોરનું ખાણું (લંચ)

ખાણાના ટેબલ પર જઈએ ત્યારે એક છાપેલું 'મેનુ'(menu) પડયું જ હોય. તેમાં તે દિવસે તૈયાર કરેલી વાનીઓની યાદી હોય. દરરોજ આ

મેનુ નવાં છાપેલાં અને ઉપર આનંદ આપતાં નવાં રંગીન ચિત્રાવાળાં બદલાતાં જ રહે છે. ખાણું પૂરું થયા બાદ તેનો કંઈ ઉપયોગ રહેતો નથી, એટલે ઉતારુઓ સંગ્રહ માટે તે રાખી શકે છે. રોજરોજ એ છાપવા માટે સ્ટીમરમાં જ એક છાપખાનું છે. ત્યાં મોટરથી ચાલતું ટ્રેડલ અને કંપોઝિંગ સ્ટાફ પણ હોય છે, એટલે 'મેનુ' ઉપરાંત સ્ટીમરની ખબરોનું અને જરૂરી છાપકામ ત્યાં જ થાય છે અને તે પણ બહુ જ સફાઈદાર. 'મેનુ'નાં રંગીન કવરો માત્ર અગાઉથી ઈટલીમાં છપાએલાં હોય છે. અંદરની જ બાજુ સ્ટીમરના પ્રેસમાં છપાય છે. આ વખતે હિંદી મુસાફરો લગભગ પચાસ કે સાઠ જેટલા શુદ્ધ શાકાહારીઓ છે એટલે તેમના માટે થોડા દિવસ વેજીટેબલ 'મેનુ' જુદું છપાતું. અમે તો મુ. નાનાભાઈને ભળાવી દીધું કે તેઓ પસંદ કરે તે જ વાનીઓ અમારે મંગાવવી. અમારો સ્ટુઅર્ડ પણ તેમને અગાઉની એક મુસાફરીથી ઓળખે છે, એટલે કામ સહેલું થયું. તેણે જ કહ્યું કે તમને નહિ ખપે તે વસ્તુ હું લાવીશ જ નહિ. છરીકાંટા ને ચમચાના સરંજામ અને બદલાતી રકાબીઓની પ્રવૃત્તિ પહેલવહેલી સાગી આવી છતાં અમારે કોઈ યુરોપિયનોના સાથમાં ખાવાનું નહોતું એટલે સરળતાથી ગાડું ચાલ્યું. ઇટાલિયન સ્ટુઅર્ડો પણ હિંદી ઘરાકી ઝાઝી મળી એટલે બધાની સગવડ સાચવવા બહુ ઈંતેજાર હતા. તેમને પણ અમારી ખોરાકી પ્રમાણમાં કંઈક સસ્તી લાગી હશે, એટલે ભાત, શાક વગેરે સારાં મળવા લાગ્યાં. લીલાં શાક, ફળો, શાકભાત અને સૂપ વગેરેથી પેટ ભરી શક્યા એટલે કંઈ પંચાત લાગી નહિ. એક બે જણને પહેલા બેચાર દિવસ ફાવ્યું નહિ, પણ ધીરેધીરે તેમને પણ સરળતા જણાઈ. પોશાકની ચર્ચા તો તદ્દન ઊડી જ ગઈ હતી. બપોરે તો અરધાં પૅન્ટ અને માત્ર બાંડિયા સાથે ભોજનગૃહમાં કામ ચાલ્યું જતું. જમતાં લગભગ એકથી દોઢ કલાક જાય પણ વખતની ખબર પડે નહિ.

બપોરે થોડી ઊંઘ લીધા પછી ડેક પર આવીએ તો કોઈ આકાશ જોતા ડેકચેર પર પડયા હોય તો કોઈએ બ્રિજની રમત માંડી હોય. સીંગાપોર સુધી તો એક બૅન્ડપાર્ટી રોજ સવારસાંજ નવાં નવાં ગાયનો સંભળાવતી.

બપોરે સાડાચાર વાગ્યે ચા મળે છે. તે વખતે પણ પેટ ભરવા જેવી વાનીઓ તો આવે છે, પણ અમે તે વખતે માત્ર ચાથી ચલાવી લેવાનું ઠીક ગણ્યું છે અને તેથી સાંજની ભૂખ બરાબર વખતે જાગે છે.

### સાંજનું ભોજન (meals)

યુરોપિયન સંસ્કારમાં સાંજનું ભોજન જ મહત્ત્વનું ગણાયું છે, એટલે સાંજે ભોજનગૃહની ટાપટીપ ફરી જાય છે. સ્ટુઅર્ડો તે વખતે કાળાં પાટલૂન અને ઉપર કડક કફવાળાં ધોળાં ખમીસ પહેરી વાળ બરોબર ઓળીને ઊભા હોય છે અમને પણ સૂચના હતી કે સાંજે પૂરો પોશાક પહેરી હાજરી આપવી જોઈએ. ફર્સ્ટ ક્લાસના પેસેન્જરો તો પૂરેપૂરા કાળા સૂટમાં જ તેમના જુદા ડાઇનિંગ રૂમમાં જાય છે. યુરોપ આખામાં સાંજના ખાણામાં સૌ કાળો પોશાક પહેરે છે, પણ આ બાજુ કાળા પોશાકનો આગ્રહ બહુ ન દેખાયો; કારણકે ચીના ગૃહસ્થો અને મલાઈ સ્ત્રીપુરુષોને તેમના દેશનો જ સ્વચ્છ પોશાક પહેરી ખાણામાં હાજરી આપતાં જોયાં. નાનાભાઈએ તો એકબે દિવસ સદરો પહેર્યો, પણ હવે તો ધોતિયું અને પહેરણ પહેરી ટેબલ પર બેસે છે. છતાં તેમના તરફ સ્ટુઅર્ડ પણ માનથી જુએ છે. માણસની પ્રતિષ્ઠા પોશાક કરતાં વર્તન અને વિનય પર જ વધારે આધાર રાખે છે.

ટેબલ પર મોટા રૂમાલો અગાઉથી મૂકેલા હોય છે તે દરેક જણ ઉપાડી લે છે ને પોતાના ખોળામાં પાથરી દે છે, જેથી કંઈ એંઠવાડ કપડાં પર પડે નહિ. છતાં દરેક જણ ખુરશી બને તેટલી ટેબલની પાસે રાખી રકાબી પર જ મોં રાખી છરીકાંટાથી ખાય છે, એટલે હાથ પણ ભાગ્યે જ બગડે છે. વળી દરેક રકાબી બદલાય ત્યારે છરીકાંટા પણ બદલાય છે. અને જે વાની આવે તેના બરનાં જ સાધનો આવે છે.

સ્ટીમર પર રોજ જે શાકપાન ને ફળો મળે છે તે બધાં ઇટાલીથી જ ખરીદેલાં હોય છે, છતાં સાવ તાજાં લાગે છે. તેનું કારણ સ્ટીમરમાં જ એક (રેફ્રિજરેટર) બરફમય વાતાવરણની ઓરડી છે. ત્યાં રાખવાથી ગમે તેટલી મુદત તે એવાં ને એવાં જ રહે છે આ ઉપરાંત રાસાયણિક ચાસણી અને

ક્ષારોમાં કેટલાંક ફળો અને શાકો સંઘરેલાં હોય છે, તે પણ પીરસાય છે ત્યારે તાજાં જેવાં જ લાગે છે. માખણ જોઈએ તેટલું પીરસાય છે. આ વખતે સ્ટીમરે તેના સ્ટાફમાં એક હિંદી રસોઇઓ લીધો છે તે વળી ભજિયાં, પાપડ ને પૂરીની એક રકાબી કરી આપે છે; પરંતુ તેમાં ઘરના કરતાં ચોથા ભાગનો યે સ્વાદ કે ખનાવટ નથી જણાયાં. અમે આટલા દિવસો યુરોપિયન ઢબે કરેલાં શાક પાઉં વગેરેથી પેટ ભર્યાં ખરાં, પણ સીંગાપોરમાં થોડા કલાક રોકાયા ત્યારે અમને શ્રીયુત હરિલાલ બધેકાને ત્યાં રોટલીશાક ને દાળભાત જમવાનાં મળ્યાં ત્યારે ખાત્રી થઇ કે રસોઇના સ્વાદ અને કરામતમાં હિંદુસ્તાન સાદાં સાધનોથી જે વાનીઓ કરી શકે છે તેની આગળ યુરોપ ટકે નહિ. માત્ર પીરસણની સજાવટ, ચોખ્ખી ગોઠવણ ને શાંતિભરી વ્યવસ્થામાં તો હિંદુસ્તાનને નવું જ શિક્ષણ લેવાનું છે.

### સીલોન અને આગળ

(તા. ૧૩ ૫-૩૬)

અગિયાર વાગ્યે સેકંડ કલાસના ઉતારુઓને આનંદ આપવા ઓરકેસ્ટ્રા બૅન્ડ શરૂ થયું તેના ડિરેક્ટર એક પાક્ટ ઉમ્મરના રમુજી અને આનંદી દેખાતા ઇટાલિયન ઉસ્તાદ છે. ટાલ પડેલું બોડિયું મો તેનાં સ્મિતથી જાણે ભર્યુંભર્યું લાગે છે. દરેક ગાયન વાગે છે ત્યારે તે ઊભોઊભો સોટીના લ્હેકા તથા પગના ઠમકા અને કવચિત એકાદ વળાંક તાલબદ્ધ મારી દે છે. બધો વખત રાગના પલટા ને દરેક વાજિંત્રની ધ્રુજારી જાણે તેના અંગમાં પ્રકટયા કરે છે. તેની ટીંગણી પણ મજબૂત કાઠીને તે ફૂલની જેમ ડોલાવે છે ત્યારે તેની કળા અને તેના આનંદ પર આફરીન થઇ જવાય.

મેં એક બાજુ ઊભા રહીને તેનો સ્કેચ કર્યો. તેના સ્ટીમરના સાથીદારોએ તેનું ધ્યાન ખેંચ્યું ને તેણે એ મારી પાસેથી માગ્યો. જોઈને ખૂબ ખુશ થઇ ગયો અને ચોમેર ફરીને બધાને બતાવી આવ્યો. સૌએ પસંદ કર્યો એટલે મારી પાસેથી તે માગી લીધો મેં આપી દીધો એટલે મારી પર ખૂબ મીઠી નજરે હસ્યો અને 'માર્વેલસ' (અજબ) કહેવા લાગ્યો. મને પણ સંતોષ થયો કે મારા



નાનાભાઈ

દિલને ખુશ કરનારને હું સામો ખુશ કરી શકયો. એ સાહેબ તો પાછા તેમની સાથનાં એકબે બૈરાં સાથે ફુરસદે બેઠાબેઠા રંગીન ઊનનું સુંદર ભરતકામ પણ કરે છે અને તેમાં પણ તેની સંગીતની સુરાવટ અને આકારોની હાવકાઈ તેમજ તાલબદ્ધ રચના બરોબર પ્રતિબિંબ પાડે છે. રંગ ને રાગનું સામંજસ્ય કરી જાણનાર આ કલાકારની યોગ્ય કદર કરવા તેના દેશનું સંગીત પૂરું જાણવું જોઈએ. છતાં તે અજાણ્યાને પણ અસર કરી શકે એટલો કુશળ તો છે જ.

એક વાગ્યો કે બપોરના જમણનો ઘંટ વાગ્યો. દૂરથી સીલોનના કિનારાની ધાર માત્ર દેખાતી હતી. પણ અમે જમતા હતા ત્યાં જ અરધા કલાકમાં તો અનેક બોટો આમતેમ ખસવા લાગી ગઈ અને તેની વચ્ચે અમારી સ્ટીમરના નાંગરવાનો ઘોંઘાટ શરૂ થયો. અમે જમીને બહાર આવ્યા ત્યાં તો ઊતરવાની સીડી પણ નખાઈ ગઈ હતી અને નીચે તરતો ડક્કો ગોઠવાઈ ગયો હતો. દાદરના બારણા પાસે જ પાટિયું ચોડાઈ ગયું હતું કે કોલંબો ખાતેથી સ્ટીમર રાત્રે નવ વાગ્યે પાછી ઊપડશે. થોડી જ વારે બંદરની પોલીસ અને ઑફિસરો ઉપર આવ્યા અને ફર્સ્ટ ક્લાસના વિશાળ ખંડમાં ટેબલ જમાવી સૌના પાસપોર્ટ ઉપર કોલંબોનો સિક્કો મારવા લાગ્યા. દરેકનું મોં જોઈ સિક્કો છાપી આપે, જે તપાસીને જ દાદરવાળો પોલીસ બહાર નીકળવા દે. સીડી ઊતર્યા કે બંદરના બાંધેલા ડક્કા ઉપર લઈ જવાને પૅસેંજર ફેરી (વરાળથી ચાલતી હોડી) અને કંઈક હોડીઓવાળા તૈયાર જ હતા. ભાડું ફેરીવાળા જણદીઠ સિલોનના ૫૦

સેન્ટ (અહીં સીલોનમાં સેન્ટનું ચલણ છે) એટલે આઠ આના અને રાત્રે ૭૫ સેન્ટ (એટલે બાર આના) માગે છે; પણ હોડીઓવાળા તો જેવો લાગ તેમ લે છે. છતાં ફેરી કરતાં અરધે ભાવે લઇ જાય કે લાવે. ઉતાવળ ન હોય તો એમાં બહુ આનંદ આવે છે. અમે તો ફેરી મારફત પાંચ જ મિનિટમાં ડક્કા ઉપર ઊતર્યા અને કસ્ટમનો દરવાજો વટાવી ભાડૂતી બસમાં ગોઠવાયા. અહીંના બંદર પરનો દેખાવ તદ્દન આધુનિક બાંધણીનાં મકાનોથી ભરપૂર લાગે છે. કોલંબો શહેર સાત આઠ લાખની વસ્તીનું છે, પરંતુ બધું યુરોપી છાપે છપાઇ ગયું લાગે છે. સીલોનનો રાજ્યકારભાર હિંદુસ્તાન હસ્તક નથી પણ સીધો ઈંગ્લંડ સાથે તેનો વ્યવહાર છે, અને તે સ્વતંત્ર સંસ્થાન ગણાય છે. આના લાભ અને ગેરલાભ બંને તે ભોગવે છે. ત્યાંની શાળા કે કૉલેજમાં માતૃભાષાને સ્થાન જ ન મળે. બધું ભણતર અંગ્રેજીમાં ચાલે. છેવટની પરીક્ષાઓ લંડનના ધોરણે લેવાય છે અને તેના વિષયો પણ લંડનની પરીક્ષા પ્રમાણે ગોઠવાય છે. આજે સીલોનમાં પાસ થએલો ગ્રૅજ્યુએટ પોતાની ડિગ્રી સાથે લંડન લખી શકે છે. ઘણાયે હિંદીઓ સીલોનની પરીક્ષા આપીને ડિગ્રી પાછળ લંડન લખે છે, જેથી આપણે માનીએ કે તેઓ લંડન જઇ ડિગ્રી લઇ આવ્યા હશે!

કોલંબો શહેરમાં મુંબાઇ કે કલકત્તા જેવાં મોટાં યુરોપી બાંધણીનાં મકાનો અને બગીચા જોઇ, નવીનતાના ઇંતેજારને નિરાશા થાય. મુસાફરો આગળ ત્યાંના સ્થાનિક આકર્ષણરૂપે એક બે બુદ્ધમંદિર છે. તેમાંથી એક મદ્રાસની ઢબે બંધાએલું છે અને બીજું હાલની નાટકી ઢબનું તથા બહારથી યુરોપિયન ઢબનું લાગે છે. સંસ્કારિતા કે ભૂમિની લાક્ષણિકતા બતાવનારાં માણસો કે પોશાકો પણ ત્યાં ન દેખાયાં. આ તો માત્ર ઊડતી નજરે બાંધેલો અભિપ્રાય છે. પાછળથી મને ત્યાં વરસેક દિવસથી રહેતા ઉત્તર હિંદના એક વિદ્યાર્થીએ કહ્યું કે ગિરિની ગુફાઓ, અનુરાધાપુરમ્ અને કૅન્ડી પર્વતો સીલોનમાં જગન્મશહુર સમાં દશ્યો છે. પણ એ જોવા અમને સમય ન હતો.

રાત્રે સાડા આઠ વાગ્યે અમે પાછા ફર્યાં ને હોડીમાં બેસી સ્ટીમર પર પહોંચ્યા તે વખતે આસપાસની તેમજ સ્ટીમર પરની રોશનીથી બંદર કોઇ



સીલોનમાં સ્ટીમર પરથી બંદર ઉપર લઇ જનારી હોડી

તિલસ્માતી દુનિયા જેવું લાગતું હતું.

બરોબર નવ વાગ્યે સ્ટીમરે કોલંબોથી લંગર ઉઠાવ્યું અને આગળ હિંદી મહાસાગરમાં વેગભરી ધસી. હવે જ સ્ટીમર ડોલે છે એમ ભાન થયું. રાત પણ અંધારી, અને વાદળાં તથા વીજળીના કડાકાથી સાગરની વિકરાળતા વધારતી લાગી. છતાં સ્ટીમરના ઑંડે તો રાબેતા મુજબ ડેક ઉપર જલસો જમાવ્યો. નાચોની ધમાલ હતી. જાપાની તેમજ બીજાં યુરોપિયન જોડાંઓએ ઊભાં થઇ નાચનાં ચકરડાં લીધાં, પણ અમને તેમાં રસ પડ્યો નહિ એટલે કૅબિનમાં જઇ પડ્યા. આજે તો કૅબિનમાં પણ ઝૂલતા હોઇએ એવું લાગતું હતું, રાત્રે સ્ટીમરે ધમધમાટીને દરિયો વીંધવા માંડ્યો હતો, પણ ઊંઘમાં કાંઇ ખબર પડી નહિ.

(તા. ૧૪-૫ ૩૬)

આજે ઘણાએ દરિયાના ચમત્કારને લીધે રાત બેચેનીમાં ગુજાર્યાની ફરિયાદ કરી, પણ મને હજી દરિયાની કે પ્રવાસની અસર થઇ નથી. મારા કરતાં નાના અને નવજુવાન માણસોને આંખો ગગરાવતા કે ઊલટીથી બેચેન બનેલા જોઉં છું ત્યારે મારી જાતને ભાગ્યશાળી માનું છું.

બપોરના ચા પછી સાંજે છ વાગ્યા સુધી નવસારીવાળા મહીભાઇએ ગુજરાતમાં કે હિંદમાં ધંધાને અંગે શી અડચણો છે તથા જાપાનમાંથી શું શું લેવું–શીખવું જોઇએ તે પર બહુ જ અનુભવની દૃષ્ટિથી વાર્તાલાપ કર્યો હતો. અમુક હદ સુધી હિંદના ગ્રામોદ્યોગમાં પણ યંત્રનો સ્વીકાર કરવો જ પડશે એ વાત તેમણે વિગતો અને આગ્રહથી સમજાવી.

રાત્રે દરેક જણ ડેક ઉપર આવી ગયા. મેં આજે પેલા સંગીતના ઉસ્તાદ સાથે વાત છેડી. બહુ મજાનો ને મિલનસાર માણસ લાગ્યો. આજે સમજાયું કે તે સ્ટીમરના સ્ટાફમાં નથી, પણ અમારી જેમ તેના ટોળા સાથે મુસાફર જ છે ને જાવા જવાનો છે. સીંગાપોરથી તે ડચ સ્ટીમરમાં બદલશે. તેણે જાપાનમાં એક વર્ષ ગાળ્યું છે. ત્યાંની સ્વચ્છતા ને સોંઘવારીનાં ભાંગીતૂટી અંગ્રેજીમાં વખાણ કર્યાં. તેની જુવાન બૈરીને તે જાવામાં પરણ્યો અને લગ્નનો આનંદ માણવા જાપાન ગયો હતો. તે મૂળ હંગેરિયન છે. કાલે હંગેરિયન સંગીત (તળપદા રાગોમાં) સંભળાવવા તેમજ પોતાનું ભરતકામ બતાવવા તેણે કહ્યું.

(તા. ૧૫ ૫ ૩૬)

સ્ટીમરમાં દરેક મુખ્ય આવજાના દ્વાર આગળ વખત વખતનાં સૂચન આપવામાં આવે છે. એક નકશો છે જે પર સ્ટીમરના માર્ગની લાલ લીટી પાડી છે અને સ્ટીમર જેમ જેમ આગળ વધે છે તેમ તે લીટી પર નાનો સરખો વાવટો ટાંકણીમાં ભરાવેલો મુકાતો જાય છે. એથી ઉતારુઓ વગર પૂછ્યે જાણે છે કે તેમનો પ્રવાસ ક્યાં સુધી પહોંચ્યો છે.



સીલોનનો બંદરી સિપાઈ

રાત્રે સેકન્ડ કલાસના ડેક ઉપર નાચરંગ હતો. એ વખતે જોયું કે ચીના જુવાનો અને તેમની પત્નીઓ પણ યુરોપિયન નાચમાં તુરત ભળી શકે છે. આપણા કેટલાક ગુજરાતી ભાઈઓએ જાપાનના વસવાટ દરમિયાન યુરોપિયન નાચમાં સારી પ્રગતિ બતાવી છે એમ પણ સાંભળ્યું. હિંદીવાનની આંખે આ નાચ અનીતિપ્રેરક લાગે તે સ્વાભાવિક છે, કારણકે ગમે તે સ્ત્રી ગમે તે પુરુષ જોડે નાચમાં ઊતરી શકે એ પત્નીત્વની આર્ય ભાવનામાં ભયંકર ધડાકો ઉપજાવે છે. યુરોપમાં પણ કેટલેક ખૂણેથી

આ ભેગાનાચ સામે સૂર ઊપડ્યો છે. કંઇક ઘરોની શાંતિ અને સુખનો સંહાર કરી નાખનારા આ જલસા આપઘાત, દારૂ અને પૈસાની ખુવારીનો આંક પણ ઓછો બતાવતા નથી. ઘડીઘડી ઘર બદલવાની પ્રથા આજે યુરોપનાં નરનારીઓમાં વધી પડી છે તે પરથી ત્યાંના વિચારકો સ્થાયી કુટુંબજીવનની પ્રણાલી પાછી સમાજમાં ઉતારવા મથી રહ્યા છે.

નાનાભાઈ બધાની પાસેથી માહિતી અને અનુભવ કઢાવવા ઠીક હિલચાલ કરી રહ્યા છે. પણ મોટો ભાગ ગંજીફા કે બ્રિજ અથવા સોગઠાંની રમતમાં લલચાયો છે. એકત્ર થઈને કંઈ અભ્યાસ કે વાર્તાલાપમાં જોડાવાનું મન થોડાનું દેખાય છે. નાનાભાઈએ પોતે વાંચેલા જાપાનના પુસ્તકમાંથી ત્યાંના ઇતિહાસ ઉપર રસમય અને સૂચક વાર્તાલાપ કર્યો હતો. એમાં એમની અધ્યાપક તરીકેની વિશિષ્ટતાનો પ્રસાદ હતો. નાનાંથી મોટાં સાંભળે અને સમજે એવી એ વાતો હતી, છતાં રસ લેનારા ઓછા હતા.

## સીંગાપુર

(૧૬-૫-૩૬)

રોજ ને રોજ પ્રવાસ કરતી અમારી સ્ટીમર આજ સવારે આઠ વાગે બંદરના બારામાં લંગર નાખી પડી છે અને અમે જુદી જુદી મંડળી કરી સીંગાપુરમાં વસતા સ્નેહીઓનાં ઘરના એક ટંકના મહેમાન બન્યા છીએ. સમુદ્ર અને બાગબગીચાનાં સ્વરૂપ અહીં નવાં જોવામાં આવે છે. સીંગાપુર નવા જમાનાનું સંપૂર્ણ મૉડલ લાગે છે. અહીંના સડકો અને મકાનો મુંબઈની સફાઈ અને ભભકને ભુલાવે છે. સીંગાપુરની નજીક આવતાં પહેલી નજર તો લીલોતરીભર્યા કિનારા અને ટેકરાઓની છે. જે મુંબઈમાં ક્યાંયે નથી. દરિયાનું પાણી અથડાતું હોય એવા એ ભેખડો કાંઠેથી જ લીલાછમ રહે છે. બંદર પરથી રસ્તા પર આવ્યા કે ચારેકોર લીલાછમ બગીચાઓ અને ઝાડોથી બધું રળિયામણું લાગે છે. સીંગાપુરનું બંદર એટલું વિશાળ છે કે અનેક દેશોની સ્ટીમરો લાંગરી પડેલી હોય તો યે બધું કુશાદા લાગે છે. અમે થોડા વખત બજારમાં ફર્યા તો ફૅશનેબલ તેમ જ રંગબેરંગી માલનો શુમાર ન હતો.

અહીં ડૉલરનું ચલણ છે. એક ડૉલર આપણા એક રૂપિયા ને નવ આનાના ભાવનો થાય છે. ડૉલરના ભાગ સો સેંટ અથવા દોકડાથી ગણાય છે. દરેક બંદરે ઊતરતાં ત્યાંનું ચલણ વટાવી લીધું ન હોય તો ખરીદીમાં મુશ્કેલી જ નડે. અહીં જકાત ન હોવાથી માલ ઘણો સસ્તો મળે છે. મિત્રોએ પાર્કરની પેન મુંબાઈ કરતાં સાડા આઠ રૂપિયા ઓછા ભાવે અહીં ખરીદી! રિક્ષાઓ અને મોટરબસોનો વ્યવહાર ખૂબ છે. અહીંની ટ્રામને જમીનમાં નાખેલા પાટા નથી, પણ રબરનાં પૈડાં છે; છતાં વીજળી માટે તો ઉપરના તારને દાંડા લગાડેલો રાખવો જ પડે; તો યે શહેરમાં ધારેલા માર્ગ પર જ દોડતી નજરે પડે છે. પણ વળતાં સીંગાપુર લાંબો વખત રોકાવું છે, એટલે અહીંની વિસ્તૃત માહિતી પછી લખીશ.

## હૉંગકૉંગ

૧૯મી મેએ અમારી સ્ટીમર સાંજના ચાર વાગે હૉંગકૉંગ પહોંચશે એવા ખબર મળ્યા ત્યારે સૌને ઘણો આનંદ થયો: કારણકે હૉંગકૉંગનું બંદર રાતના એક અપૂર્વ શોભા ધારણ કરે છે તે અને દુનિયાના બંદરી દેખાવમાં તેની ખાસ ગણતરી છે એ જોવાની તક અમને મળશે. બે વાગ્યાથી ચીનનો કિનારો એક બાજુ દેખાવા લાગ્યો અને એકાદ કલાક પછી તો ચીનાઈ જંક વહાણો દેખાવા લાગ્યાં. આ વહાણોનો આકાર



ચિનાઈ વહાણ 'જંક'

અમલાએ પહોળી કરેલી પાંખો જેવો જ દૂરથી લાગે છે. હિંદુસ્તાનના વહાણના સઢ એક જ મોટા પટમાં હોય છે. ત્યારે આ સઢની વચ્ચે વાંસડાની પાંસળીઓ નાખેલી હોવાથી બરોબર પાંખ બની રહે છે. તેને ચઢાવવા તથા ઉતારવાને માટે માત્ર ઉપરની દોરી નીચેના ખેંચાણમાંથી ઢીલી કરે છે, —નાટકના પરદાની પેઠે જ; પણ ઊંચો ન જતાં નીચે ઘડીબંધ ભેગો થઈ પડે છે. હૉંગકૉંગનો પહાડ દૂરથી જ નજર ખેંચી લે છે. હૉંગકૉંગ બેટ અનેક ટાપુઓની વચ્ચે આવેલો હોવાથી તેનું બારું ઘણી રીતે લશ્કરી બંદોબસ્તને

લાયકનું છે. પાઇલૉટ આવી જતાં ધીમેધીમે અમારી સ્ટીમર દાખલ થઈ અને પહાડની દિવાલ પર મધપૂડો બાઝ્યો હોય એમ દૂરથી હૉંગકૉંગનાં ઘરો ચોટેલાં લાગ્યાં. મોટું જબ્બર વેપારી મથક ને બંદર, પછી જગ્યાના સંકોચનું પૂછવું શું? મુંબાઈના માળા જેવાં ઊંચાં મકાનોની કતારની કતાર ઉપર નીચે લાગેલી હતી તેમાં શાંઘાઈ બૅંકનું મકાન આગળ તરી આવતું હતું. પહાડ પરના એક એક ઘર પરથી આ બારાનો દેખાવ બહુ જ રળિયામણો લાગતો હશે.

બરોબર સાડાપાંચ વાગે અમારી સ્ટીમરે બંદરના ડક્કા સાથે સીડી લગાવી. તે પહેલાં તો પાઇલૉટ જોડે પૅસેંજરોની ટપાલ આવી ગઈ હતી અને તે પર છેલ્લી છાપ સ્ટીમર વિકટોરિયાની તારીખ અને ટાઇમના હતા. તા. ૧૬મીએ ભાઈ હરિકૃષ્ણે લાહોરથી એરમેલમાં લખેલો કાગળ મને તા. ૧૯મીએ અહીં પહોંચ્યો. કાગળમાં તો પ્રવાસ માટે સુખસંદેશ હતા, પણ તેથી આનંદ બહુ થયો, તેમ જ સાથીદારોમાં પણ દેશનો કાગળ અહીં પહોંચ્યો તે ખબરની ચર્ચા થઈ પડી.

અમારું એક મોટું ધાડું બંદર જોવા ઊતરી પડ્યું. અહીં વળી સીંગાપુર કરતાં યે જુદું ચલણ હતું. બધે ડૉલર તો ખરા, પણ રૂપિયા સાથે ભાવ જુદે જુદો. કેવળચંદભાઈએ કાફલાની ગાઇડગીરી લીધી. એત્રણ કુટુંબોનાં બૈરાં પણ સાથે હતાં એટલે ગતિ ધીરી રહેતી, પણ જાણકાર ભાઈઓ સાથે હોવાથી તુરત માર્ગ થતો. સ્ટીમરના ડક્કા પાસેથી હૉંગકૉંગ શહેરમાં જનારી ફેરી-બોટો ચાલુ જ હતી. જણ દીઠ ૩૦ સેંટની ટિકિટ હતી.

વાર વગર તે ઊપડતી અને આવતી. હૉંગકૉંગના સરિયામ રસ્તા પર જ આ ફેરીબોટો પૅસેંજરોને ઉતારે છે. ત્યાંથી ટ્રામ, ટૅક્સી કે રિક્ષા વગેરે સાધનોનો પાર નથી. સાંજ પડી હતી એટલે અમે શિખર ઉપર લઈ જનાર Peak Trainની મજા લેવા પહેલાં ઊપડ્યા. થોડું અંતર રિક્ષામાં બેસીને ગયા અને ટ્રેઈનના સ્ટેશન આગળ ઊતરી પડ્યા. સીધા ચઢાવ પર આ ટ્રેઇન લિફ્ટની માફક પણ ઢાળમાં વારાફરતી ઉપરનીચે આવજા કરે છે. ટ્રેઇન આવે કે પૅસેંજરોએ બેસી જવું જોઈએ. ચાલુ થયા પછી અથવા તેના

રોકાણનો વખત થઈ જાય એટલે કોઈના માટે તે ઊભી ન જ રહે. અમારામાંના એકબે ભાઈઓ જરા આઘાપાછા ગયા તેમને બીજી વાર સુધી પાછળ રહેવું પડયું હતું. ટ્રેઈન એટલે મુંબાઈની ટ્રામનો એક ડબ્બો. નીચેથી તે લિફ્ટની જેમ દોરડાંથી ખેંચાતી ઉપર જાય. વચમાં એકાદ બે સ્ટેશનો થાય અને દસેક મિનિટમાં ઉપર ઉતારે. પણ ખરી મઝા એટલી ટૂંકી મુસાફરી દરમિયાન નીચેના બંદરના દેખાવ જોવાની હતી. નાનીમોટી સ્ટીમરો, મછવાઓ અને કિનારે બાંધેલાં મકાનો તેમ જ ચારે તરફ વિશાળ ઘેરાવામાં ઊભેલા પહાડો કોઈ નવી જ સૃષ્ટિ રજૂ કરતાં હતાં. મુંબાઈ કરતાં અમને સીંગાપુરનું બંદર મોટું લાગ્યું અને હવે સીંગાપુરને ભુલાવતું હૉંગકૉંગ સામે પથરાયું હતું. સ્ટીમરમાંથી તો મધપૂડા જેવું લાગતું, પણ રસ્તા પર ચાલતાં અને ફરતાં જણાયું કે તેના સુધરેલો વિસ્તાર સ્વચ્છતા અને દમામમાં ઘણો જ આગળ છે. સાંજને વખતે અહીંની જનતા રસ્તા પર આવજા કરતી હતી તે પણ એક નવું જ કુતૂહલ પેદા કરતી હતી. સુકોમળ લાગતા સુધરેલા ચીના ગૃહસ્થો ને યુવાનો તેમ જ યુવતીઓનાં ચપળતા અને લાલિત્ય તથા પોષાકની સ્વચ્છતા મન પર સુરેખતાની છાપ પાડતાં હતા. રિક્ષાવાળાઓ જોકે મેલાં ફાટેલાં કપડાંવાળા હતા પણ મધ્યમ વર્ગ બધો ખુશખુશાલ ને તંદુરસ્ત લાગતો હતો. અમે પીક ટ્રેનમાં ચડયા ખરા. પણ ઉપર ગયા ત્યારે વાદળાં ને ધુમ્મસ છવાઈ જવાથી આગળ ન વધતાં જલદી પાછા ઊતરી આવ્યા. એટલું કુદરતી આવરણ ન હોત તો અમારી સાંજ એક અવર્ણનીય ઇતિહાસ બની રહેત.

નીચે ઊતરીને તરત ફેરીમાં બેસી બરથી બંદરો સ્ટીમર ભેગી થઈ ગઈ. અહીંથી ફરી હૉંગકૉંગનું પ્રખ્યાત રાત્રિચિત્ર જોયું. પહાડ પરનાં બધા ઘરોની રોશની તેમ જ બંદર પરના સ્ટીમરોના અને વચ્ચે ફરી રહેલી ફેરીઓના દીવા તથા તેનાં નાચતા પ્રતિબિંબોથી તો એ પરીનગર લાગતું હતું. હિંદુસ્તાનમાં નૈનિતાલમાં કંઈક આને મળતું દૃશ્ય છે, પણ અહીં સાગરની વિશાળતા અને ચોમેર દીવાના ભરચક દેખાવ, હલમચલ હિમાલયની મૂક શાંતિને મુકાબલે આ જમાનાના પ્રવૃત્તિમય બંદરને જુદી જ આંકણી પર લાવી દે છે.

કેટલાક સાથીઓએ મોટરો લઈ શહેરમાં થોડુંઘણું ભ્રમણ કરી લીધું. કેટલાકે પગપાળા ચાલી આપણા ભૂલેશ્વર કે ડાકાગરડી જેવા અહીંના લત્તા



સીંગાપુરમાં સમુદ્ર અને માનવીનાં સ્વરૂપ નવાં જ જોવામાં આવે છે

પણ જોઈ લીધા. પરંતુ આપણો એક પણ બોલ કે સંજ્ઞા સમજે નહિ એવા ભાગમાં સારા ભોમિયા વગર નીકળવું પરદેશી માટે અહીં સલામતીભર્યું નથી. અનેક ઠગો, બદમાશો, ખોટા સિક્કા પધરાવનારા અને ઉઠાવગીરોનો અહીં જમાવ છે એમ બધાનું કહેવું છે. મુંબઈમાં પણ અજાણ્યાને એવો ભય નથી શું? ગીચ વસ્તી અને બંદરી બારાં બધાં એક સરખાં. પણ હૉંગ-કૉંગ તો બ્રિટિશનું પૂર્વસાગરમાં નાક છે અને હજારો બંદરોના વાવટા તેના બારામાં ફરકે છે. ટાપુની ચોમેર ફરતાં તેમ જ ખૂણાખાંચામાં બધે ડક્કા, કારખાનાં વગેરે છે એ બધું બીજે દિવસે દસ વાગે સ્ટીમર ઊપડી ત્યારે એ બાજુએ જતાંજતાં જણાયું. સ્ટીમરમાં સૌ બે દિવસથી શાંઘાઈમાં તરત બીજી સ્ટીમર મળશે કે નહિ એની ચિંતામાં પડ્યા હતા. બધાની સહીથી કૅપ્ટન પાસે એક તાર મુકાવ્યો છે તેના જવાબની રાહ જોવાય છે.

તા. ૨૦મીની રાત્રે ફર્સ્ટ ક્લાસમાં સુપર ફિલ્મવાળા શ્રી કસ્તુરભાઈ શાહે 'જંગલી બિલ્લી' નામની ફિલ્મ બતાવી. આ બતાવવા માટે સ્ટીમર કંપનીએ પણ પોતાની ઑફિસની રજા મંગાવી હતી અને ફર્સ્ટ ક્લાસના ડાઇનિંગ રૂમમાં સ્ટીમરના બધા ક્લાસના પૅસેંજરોને આમંત્રણ આપ્યું હતું. ફર્સ્ટ ક્લાસનો ડાઇનિંગ રૂમ કોઈ પણ સીનેમાગૃહ જેટલો વિશાળ અને ઊંચો છે. તેની દિવાલ પર સુશોભનો, પરદા, પ્રકાશની યોજના અને બારણાં વગેરે બધું

દુનિયાના શ્રીમાનોનાં મન ઠારે એવાં છે. 'મુંબાઇની ખિલાડી' અમારામાંના કોઈએ જોઈ ન હતી. પહેલાં કવેટા ધરતીકંપની ફિલ્મ બતાવી અને પછી બે રાત બે હફતાથી મુંબાઈની ખિલાડીની ફિલ્મ પૂરી કરી. જ્યારે અમે જાણ્યું કે આ ફિલ્મ જાપાન અને અમેરિકા જવાની છે ત્યારે વળી આકર્ષણ વધ્યું, પણ ફિલ્મ શરૂ થઈ ત્યાંથી પૂરી થતાં સુધી ભારતની કળા કે સંસ્કૃતિ અથવા ગૃહસ્થાશ્રમ બનાવનારું એક પણ તત્ત્વ તેમાં ન દેખાયું જો કે શરૂઆત ગીતાના એક શ્લોકથી થતી હતી અને સત્યનો રક્ષણહાર પ્રભુજી એવું ફિલ્મનું બિરુદ હતું, છતાં એ વિષે સ્પષ્ટ સૂચન અને વેગ આપતી કોઈ જ કથાસંકલના એમાં દેખાઇ નહિ. અંદરનો ડિટેકિટવ અને મુંબાઇની ખિલાડીની ઉદારતાગીરી વખતોવખત તેની નબળાઈ અને બાલિશતા પ્રગટ કરે છે. આ જમાનામાં મુંબાઇ હાઇકોર્ટના ભક્તિપરાયણ ન્યાયાધીશનું સ્વરૂપ સાંપ્રદાયિક નહિ પણ સૈદ્ધાંતિક પ્રભાવ પાડનારું હોવું જોઇએ. કથાની સાંકળો પણ બહુ નરમ અને પૂરતા સાંધા વગરની જ લાગી. છતાં ઈટાલિયન કૅપ્ટને તે પર ખૂબ ખુશી દર્શાવી અને દર મુસાફરીએ આવી ફિલ્મ સુપર ફિલ્મ તરફથી મળે તો વરસે ફર્સ્ટ કલાસનો જાપાનનો પાસ આપવાની ઇચ્છા દર્શાવી છે એવી વાત બહાર આવી હતી. હિંદી ફિલ્મ કંપનીનું સન્માન થાય તેથી દરેક હિંદીજનને ખુશી થાય, પણ પરદેશીઓ આગળ હિંદનું મામૂલી મૂલ્યાંકન થાય તે તો કોઇ પણ સુરુચિપરાયણ સજ્જનને પસંદ પડે નહિ. અમારા સાથીદારો એકમતે આવી ફિલ્મ જાપાન કે અમેરિકામાં રજૂ કરવાની સામે વિરોધ બતાવતા હતા. મિસ મેયો જેવી લેખિકાને તો તેથી વધુ વજન મળે.

(૨૨-૫-૩૬)

આજે શાંઘાઇનો તાર આવી ગયો. અમને કોઈ સ્ટીમર તુરત મળવાની નથી એમ નક્કી થયું અને અમારે બે દિવસ શાંઘાઈમાં રાહ જોવાની જ ઠરી. કિનારે ઊતરવા જોઇતા સામાનની તારવણી થઈ ગઈ. સ્ટીમર પર થએલા ખર્ચ અને માણસોની બક્ષિસ વગેરે અમારી મંડળી તરફથી એકસાથે જ અપાઇ ગઈ.

આજે રાત્રે સ્ટીમર તરફથી એક હાસ્યપ્રધાન સરસ અમેરિકન ફિલ્મ જોઈ સવારમાં સાત વાગ્યે સ્ટીમર શાંઘાઇ પહોંચવાની વકી હતી, પણ દસ વાગ્યે વીસ ફૂટ ઊંડા પાણીવાળી જગ્યામાં ભરાઈ પડી અને ભરતી આવતાં ત્રણ કલાકે ઊપડી શકી. એ વખતે રાત્રે જરા ચિંતા ફેલાઇ ગઈ હતી. ઉપરના તૂતક ઉપર ભરી બંદૂકનો પહેરો અને મશીનગન ગોઠવાઇ ગયાં હતાં, કારણકે ચીનના કાંઠાના ચાંચિયાઓનો આ બાજુ હજુ ભય છે.

**શાંઘાઈ** (૨૩ ૫ ૩૬)

અમે સારી ઊંઘ લઇ સવારમાં ઊઠ્યા ત્યારે સ્ટીમરની ચારેકોર ગાઢું ધુમ્મસ હતું. કશું દેખાતું ન હતું પણ વેગમાં પ્રવાસ ચાલુ હતો. નહાઇધોઇને અમે પેટ ભરી નાસ્તો ઝાપટી લીધો કે વખતે કિનારે ભૂખ્યા ઊતરીએ ત્યારે પેટ પોકાર ન કરે. દસેક વાગે યાંગ્ટ્સે નદીના બારામાં ડોળાં પાણીમાં સ્ટીમર દાખલ થઇ એથી લાગે છે કે બારેક વાગે કિનારે ઊતરી શકીશું.

સવારમાં ઊઠ્યા તેવા જ પરવારવામાં અને સામાન બાંધવામાં રોકાઈ પડયા હતા. બહાર તો ધુમ્મસ હતું એટલે કૅબિનમાં બેઠાંબેઠાં જ વાતો ચલાવ્યે કરી હતી પણ ૧૧ વાગ્યાને શુમારે દરિયાનું પાણી મેલું પીળું લાગવા માંડયું. ત્યારે તપાસ કરી તો ખબર પડી કે સ્ટીમર યાંગ્ટ્સે નદીના મુખમાં દાખલ થઈ ચૂકી હતી. હજુ કિનારો તો કયાંયે દેખાતો નહોતો, તો પછી આ નદીનો પટ કેટલો હશે? લગભગ એક કલાકે કિનારો બેઉ બાજુ દેખાવા લાગ્યો અને થોડી વારે તો ખરેખર નદીના પટમાં જતા હતા તેની ખાત્રી થઈ. કાંઠે હરિયાળાં ખેતરો દેખાવા લાગ્યાં અને ઘરો, બાગો, કારખાનાં આવવા લાગ્યાં એટલે ઉશાંગ નામનું બારા આગળનું તે બંદર છે એમ સમજાયું. ત્યાંથી નદી મોટો વાંક લઈને શાંઘાઇ પહોંચાડે છે, એટલે હજુ દોઢ કલાક સ્ટીમર અંદર ચાલી જાય ત્યારે શાંઘાઇ આવે. પણ એટલા વખતમાં તો બંને કાંઠા પરનાં જંગી કારખાનાં અને આવતી જતી સ્ટીમરો તથા ભાર ભરેલાં જંગી બારકસોથી દેખાવ ખૂબ ભરચક બની ગયો. આગલી રાત્રે શાંઘાઇની પોલીસ માટે પાસપોર્ટ અને કસ્ટમનાં ફૉર્મ અમને મળ્યાં હતાં તે ભરી નાખ્યાં હતાં. સામાન

બાંધી લીધો હતો અને સ્ટીમર સાત ઊભી રહી તે પહેલાં તો બપોરનું ખાણું પણ અમે પતાવી રહ્યા હતા. સ્ટીમર ધાર્યા પ્રમાણે વહેલી આવી હોત તો આ ખાણા પર અમારો કશો હક નહોતો, પણ ખાણાના સમય પછી સ્ટીમર ઊભી રહેવાની છે એ વાત કૅપ્ટને જાણી કે તરત ખાણું તૈયાર રાખવા ઑર્ડર આપી દીધો હતો. આટલું ખાણું બહારની હૉટેલમાં લેવા ગયા હોઈએ તો ત્રણ દાદ ઓછામાં ઓછા બે ડૉલર ખર્ચ થાય જ, એટલે એ હિસાબે અમારો બધા ઉતારુંનો ખર્ચ ગણીએ તો સ્ટીમર કંપનીએ વધું ખર્ચ ઓઢી લીધું કહેવાય. પણ ઉતારુ જ્યા સુધી સ્ટીમર પર હોય ત્યાં સુધી પોતાનો કરાર પૂરો પાળવામાં તેમણે જરા પણ સંકોચ બતાવ્યો નહિ અને રોજની જેમ જ અમે ભર્યે પેટે ઊઠયા.

સ્ટીમર અટકયા પછી એક કલાક ના સ્થાનિક પોલીસ પાસે પાસપોર્ટ ઉપર છાપ લેવામાં ગયો. પછી અમારી ખરી મુશ્કેલી શરૂ થઈ. સામાન બધો કસ્ટમના છાપરામાં પહોંચી ગયો હતો. દરેકના સામાન પર નામ પ્રમાણે એબીસીડીનો અક્ષર ચોડયો હતો, છતાં બધા પૅસેંજરો પોતપોતાના માલની ગોતંગોતમાં જબરી ધમાલ મચાવી રહ્યા હતા. અને આ ચીના મજૂરો તો શયતાન જેવું બળ ધરાવે છે. ચાર માણસે મુંબાઇમાં જે દાગીનો ઉઠાવ્યો હોય તે તેઓ એકલા પીઠ પર ઉઠાવીને દાદર ચડી જતા જોયા. પરંતુ આ બાજુ એવા કદાવર મજૂરો પણ શીખની મુકાદમી ખમી રહે છે. બંદર ઉપર તેમજ કસ્ટમમાં શીખ મુકાદમ હાથમાં કોરડા લઈ ફરતો જ હોય છે. લગભગ સાંજના ચાર વાગ્યે અમે કસ્ટમમાંથી છૂટયા અને લાગલા જ મોટરોમાં ન્યૂ એશિયા હૉટેલમાં પહોંચ્યા. અમારી આખી પાર્ટીને લેવાને મિ. પારેખ આવ્યા હતા. મિ. કેવળચંદ અને મહીપત વ્યાસે દરેક વખતની માફક સરદારી લઈ ખૂબ વખત અને જહેમત ખર્ચી અમને સહરા હૉટેલમાં લાવી આશાએશ અને ચાપાણીની સુંદર તક આપી.

ન્યૂ એશિયા હૉટેલ એક નમૂનેદાર જગ્યા છે અને શહેરના મુખ્ય ભાગની વચ્ચોવચ્ચ છતાં તેનો વહીવટ અને વ્યવસ્થા અપ-ટુ-ડેટ છે. અપ-ટુ-ડેટનો અર્થ મુંબાઇના ધોરણે નહિ, પણ અમેરિકા અથવા યુરોપના ધોરણે કરવો.

અમારી મોટરો પહોંચી કે નાનકડા બૉયે—સફેદ કપડાંવાળા ચબરાક છોકરાઓ-એ અમારો સામાન ઉપર પહોંચાડ્યો અને ઉપરના કમરામાં દરેકની ગોઠવણ કરી નાખી. આ દરેક ખંડ સ્ટીમરના ફર્સ્ટ ક્લાસની કૅબિન જેવો છે. દરેક ખંડ-માં સૂવાનો ખાટલો, ડ્રેસિંગ રૂમ, લખવાનું ટેબલ, ખુરશી, બીજું ટેબલ અને સ્વતંત્ર બાથરૂમ જેમાં ઠંડા—ઊના પાણીની, સંડાસની ને નહાવાના ટબની ઉત્તમ પ્રકારની સોઈ સાથે રૂમાલો, ટુવાલો, સાબુ વગેરે હૉટેલ તરફથી જ હતાં. બિછાના પરનાં પાથરણાં અને ઓઢણ પણ ખૂબ સ્વચ્છતાવાળાં. ટેબલ પર લખવાનાં સાહિત્યમાં એક ખાખા ઢાંકેલી પીંછી ને કાળી શાહીની વાટકી પણ છે. કેમકે ચીનમાં તો અસલથી જ પીંછીએ લખવાનો વ્યવહાર છે. હવે તો અમને અમારી ઊણપો ઉઘાડી પડતી લાગે છે. હૉટેલના દરેક ખડનું ૨૪ કલાકનું ભાડું અહીંના પાંચ ડૉલર એટલે આપણા લગભગ ચાર રૂપિયા થાય. અમે દરેક ખંડમાં એક ખાટલો વધારે નખાવી બબ્બે જણા રહ્યા તેનો માત્ર દોઢ ડૉલર વધ્યો; એટલે કે છ ડૉલરમાં બે જણનો વાસ થયો. ચા કે ખોરાકીનાં બિલ જુદાં થાય છે. પણ સ્ટીમરમાંથી પંદર દિવસનો પ્રવાસ કરી આવેલા હિંદી માટે આ સગવડ બહુ ઠીક ભાવે મળી ગણાય.

હૉટેલમાં આવતાં ચીની ગૃહસ્થો અને નારીઓની ટાપટીપ તથા સફાઈ જોઈ તેમની કલારસિકતા અને સભ્યતાના પાઠ લેવાનું મન થઈ આવે છે. નકામો ઘોંઘાટ કે અવાજ બિલકુલ નહિ. ચીન તોફાની, જુગારી, લબાડ, ચોરટિયું એમ કહેવાય છે તે જોવા સમજવાની તક અમને મળે કે નહિ તેની શંકા છે. છતાં વિશાળ માનવતાથી ખદબદતો આ મુલક અનેક નમૂના-ઓથી ભરપૂર હશે એમ માનવાને ઘણાં કારણો છે.

શાંઘાઈ દુનિયાનાં બંદરોમાં એક નામીચું બંદર અને બારલાખની મોટી વસ્તીવાળું શહેર છે. વળી અહીંનાં હવાપાણી બહુ તંદુરસ્ત અને તાજગી આપનારાં હોવાથી પ્રજાવર્ગ ઘણો કસાએલો અને મજબૂત તેમજ સુંદર પણ લાગે છે. અમારી હૉટેલમાંથી જ રસ્તા પર જતાં વિવિધ પાત્રો જોવાનો બહુ આનંદ આવે છે. આ હૉટેલનો દરવાન પણ શીખ છે. તે અમને જુએ

છે ત્યારે આનંદથી હસે છે.

હિંદુસ્તાનની રક્ષા કરવા યુરોપિયનોની જરૂર પડે છે ત્યારે અહીં રક્ષણ કરવા માટે શીખ સિપાઈઓ વધુ લાયક ગણાયા છે! દરેક ચાર રસ્તા ઉપર એક શીખ સિપાઈ હોય જ. સાથે ચીના પોલીસો પણ છે. શીખ કે ચીના દરેક પોલીસ પાસે અહીં કમર પર રાઈફલ દેખાય છે. રાતના એક સુધી અહીં શહેર જંપ્યું લાગતું ન હતું બારીમાંથી નજર કરતાં રિક્ષાઓની હારોની હારો ચાલી જતી હતી, તેમાં જાતજાતનાં પખેરુઓ નજરે પડતાં હતાં.

રાતનો વ્યવહાર શહેર આખામાં આ રીતે લંબાતો હશે એટલે સવારના આઠ નવ પહેલાં લહેરીઓ તો ભાગ્યે જ ઊઠે; પણ શાકવાળા, ફેરીવાળા વગેરે શહેરની સામગ્રી તૈયાર કરી આપનારાને કંઈ વહેલાં કામે લાગ્યા વિના પરવડે? તાજાં શાકભાજીની કાવડો ને રેંકડીઓ ચાલુ થઈ ગયાં દેખાતાં હતાં.

આગલે દિવસે તો સાંજે થાકી ગયા હતા. બહાર નીકળી શકાયું નહોતું. પણ આજે નવ વાગતાં ભાઈશ્રી પારેખે અમને અહીં ત્રીસ વર્ષથી વસવાટ કરી રહેલા પારસી ગૃહસ્થ શેઠ નવરોજજી દૂધાને ત્યાં ઉપાડ્યા. તેમને ઘેર પહોંચ્યા ત્યારે તેઓ પોતાની ગાડીમાં અમારી રાહ જ જોતા હતા. અમને સાથે લઈ તે અહીંની સેંટ જૉન કૉલેજમાં તેમના એક વસીલાદાર ચીની પ્રો. યુ સુ Ph. D. ને ત્યાં લાવ્યા. સેંટ જૉન કૉલેજ પહેલાં મિશનરીઓએ સ્થાપેલી, પણ હવે તે સંપૂર્ણ ચીનાઈ વહીવટ નળે છે. પ્રો. યુ સુ અમને મળ્યા અને વિવેકસર બધાની ઓળખાણ કરી. નાનાભાઈને અમે મોખરે રાખી વાર્તાલાપ ચલાવ્યો. મળવા જેવા વિદ્વાનો સમાન પુરુષો અને કલાકારોની વાત પૂછી. તેમણે તરત બેચાર ભલામણપત્રો લખી આપ્યાં. દરમિયાન મેં તેમનો સ્કેચ કર્યો, એટલે તો વળી તે ખીલ્યા અને પોતાની પાસેના સંગ્રહનાં ઉત્તમ મોટા કદનાં પ્રાચીન પૉર્ટ્રેટ બતાવ્યાં, આ પોર્ટ્રેટ નાના કદનાં હોત તો મુગલ ચિતારાની તસ્વીરો જેવાં જ લાગત. પણ આ ચિત્રો તેમણે આઠમાથી દશમા સૈકાનાં ગણાવ્યાં ત્યારે હું તેની કલમની સૂક્ષ્મતા ને ભાવભર્યું વ્યક્તિનિરૂપણ જોઈ દંગ થઈ ગયો. ત્યાંથી નીકળતી વખતે તેમના ઘરના

પગથિયા પર અમારી મંડળીનો ફોટોગ્રૂપ પાડ્યો. મોડું થતું હતું એટલે અમે સૌને જવા દીધા અને હું તથા નાનાભાઈ દૂધાશેઠને ત્યાં જમવા ગયા તેઓ એક વખત અહીંના પોસ્ટલ કમિશનર હતા. ત્રીસ વર્ષથી ચીનના જ રહીશ બન્યા છે અને આખા ચીનના વિસ્તારમાં ખૂબ ફર્યા છે. તેમણે ચીનની એક સન્નારી સાથે લગ્ન કર્યું છે અને બહુ સુંદર સંતતિના પિતા બન્યા છે તેમનું ઘર સુસજ્જ, રુચિપૂર્ણ અને ભરચક જણાયું. તેમના પુત્ર ધંધે લાગ્યા છે. તેમનાં પુત્રી કેળવણી માટે વિલાયત જઈ આવેલાં છે અને પરણાવેલાં છે. તેમને ઘેર પણ અમારા માટે ખાસ વાનીઓ તૈયાર કરવા તેમણે ટેલીફોન કરી દીધો હતો. ચીનાઈ રસોયા અને છોકરાઓ ઘરમાં તૈયાર કર્યા પછી બહુ સારું કામ કરી શકતા હશે એમ જણાયું. અમે તેમનાં પુત્રપુત્રીને ન મળી શક્યા, પણ સાથે જમવામાં તેમના એક નિષ્ણાત ચીની વૈદ્યરાજ અને નાનકીન લેજિસ્લેટિવ ઍસેમ્બ્લીના મેમ્બર તેમના એક મિત્ર હતા, જે નૅશનલ ઇકૉનોમીના નિષ્ણાત થવા જર્મની જઈ આવ્યા હતા. અંગ્રેજી સારું જાણતા ન હતા, એટલે દૂધાશેઠ જ અરસપરસ સમજાવતા હતા. દૂધા શેઠની પરોણાગત, સરળતા અને હિંદીપ્રેમનો વધુ પરિચય તો આગળ થવાનો છે. તેમના હાર્દિક ભાવની કિંમત થાય જ નહિ.




શાંગહાઈની સેંટ જૉન કૉલેજના ચીની પ્રોફેસર યુ. સ. તા. ૨૯-૫-૩૬



આગલી હાર (ડાબી બાજુથી) શ્રી પારેખ, શ્રી નાનાભાઈ, પ્રો. યુ. સુ. શ્રી નાનજીભાઇ ડોસા; પાછલી હાર (જમણી બાજુથી) શ્રી નસરવાનજી દૂધ્રા, શ્રી ગણપત વ્યાસ, શ્રી કેવળચંદ શાહ, શ્રી ભગવાનજીભાઈ.

આગલી રાત્રે અહીંનું નામીચું સીનેમાગૃહ ગ્રાન્ડ થીએટર જોયું. વિશાળતાવાળું. ઘણો સમાસ કરી શકે એવું દુનિયાનું બીજા નંબરનું એ ગણાય છે. અમે પહોંચ્યા ત્યારે ફિલ્મ શરૂ થઈ ગઈ હતી, પણ પ્રવેશદ્વાર પાસેથી એક બૉય ટૉર્ચલાઇટ લઈ અમારી સાથે આવ્યો અને જગ્યા બતાવી. જાણે કોઈ માણસ જ ન હોય એવી શાંતિ હતી! એક પણ થાંભલો કે બારી થીએટરમાં દેખાતાં ન હતાં, અને સામેનું ચિત્ર એટલું સ્થિર અને સ્વચ્છ પ્રકાશમય હતું કે અમે ખૂબ દૂરથી પણ તે સ્પષ્ટ જોઈ શકતા હતા. વધુ ખૂબી તો એ લાગી કે તે પરથી આવતો અવાજ સીનેમાનો યાંત્રિક અવાજ નહિ પણ ખરા માણસનો જ અવાજ હોય એમ સંભળાતો હતો. સાથે મશીનનો કે બીજા કોઈપણ પ્રકારનો અવાજ નામ દેવાનો યે નહોતો સંભળાતો. આ થીએટરમાં લગભગ ૩૨૦૦ પ્રેક્ષકોનો સમાસ એકી સાથે થઈ શકે છે.

આજ સવારે અમે શ્રી નવરોજજી દૂધ્રાની સાથે અહીંના નગરપર્યટનમાં નીકળ્યા. આ વખતે હું અને નાનાભાઈ બે જ હતા. મારા નવા દાંતના ચોકઠાથી અવાળુ ખોદાતું હતું તેની પીડા અસહ્ય બનતી જોઈને મને તેમના દાંતના ડૉક્ટર પાસે લઈ ગયા. આ ડૉ. લી અને તેમનાં પત્ની બેઉ સવારથી સાંજ સુધી દવાખાનામાં કામ કરે છે. સાંજે ઘેર જઈ ભોજન કરે છે. બપોરે

હૉટેલમાંથી ટીફીન મંગાવી ચલાવી લે છે. છેલ્લી જાપાની ચડાઈ વખતે શાંગહાઇમાંનું તેમનું ઘર અને બધી ઘરવખરી તારાજ થઇ ગએલી અને એ જણાં માત્ર કપડાંભેર નાસી છૂટયાં હતાં. છતાં તેમનામાં સેવા-પરાયણતા અને હસ-મુખાપણું જોઈ આ-શ્ચર્ય થયું. ઘણા યે ગરીબો પાસેથી તે મુદ્દલે પૈસા લેતાં નથી. મારી પીડા તેમણે ઘડીકમાં દૂર કરી આપી, પણ શ્રી દૂધા શેઠના કાયમના સંબંધને અંગે ફી લેવા ના પાડી. મેં તેમનાં પત્નીનો સ્કેચ કર્યો એટલે બહુજ ખુશ થયા. ત્યાર પછી અમે ધારેલા કાર્યક્રમમાં ફેર પડી ગયો એટલે એક બુદ્ધમંદિર જોવા ગયા. અંદર જતાં જ મને આપણા મંદિરના ગાદીપતિઓના ધામ જેવું લાગ્યું. જૂની કારીગરી અને મૂર્તિકળા તો ખરેખર અદ્ભુત હતાં. પણ મંદિરના જીવનમાંથી કંઈ છાપ પડે એવું મળ્યું નહિ. આપણા દેશની જેમ જ એક બાજુ સાધુઓના પથારા અને કથામંડળ તેમજ રસોડું અને થાળો. શાંઘાઇના બદલાએલા નવા જીવનની સફાઈ, ચમકાર અને ચપળતા ત્યાં નહોતાં. છતાં મંદિરના વૃદ્ધ મહંતે અમને આવકાર આપ્યું



શાંગહાઇના બૌદ્ધ મહંત ક્વીંગ ચિંગ હુએ

સારો આપ્યો. દૂધા શેઠને તે ઓળખતા હતા એટલે લાગી જ પડયા કે અ-મારે મંદિરનો પ્રસાદ ખાતા જવું! નાનાભાઇને મંદિરનું જીવન નીરખવું હતું એટલે કબૂલ કર્યું. દૂધા શેઠની સૂચનાથી માત્ર શાકાહારની વાનીઓ જ તૈયાર કરવાનો હુકમ થયો. સ્વામીનારાયણના મંદિરમાં જેમ આગતાસ્વાગતા કરવામાં પ્રવીણ હોય તેવા બેચાર શિષ્યો આગળપાછળ રહ્યાં જ કરે છે તેમ અહીં પણ હતા. મહંતજી કંઇ વચનામૃત સંભળાવે એટલે હસીને ડોકાં હલાવે. વાતવાતમાં તેમણે કહ્યું, જે ધર્મને હિંદુસ્તાને હાંકી કાઢયો છે એ તેને પાછો અપનાવશે ત્યારે જ સ્વરાજ મળશે! વાતોમાં અમે કંઇ સમજીએ નહિ, પણ દૂધા શેઠ સમજાવતા જાય એટલે અમે આભારનાં વચનો કહીએ. મહંતની પદવીને ઘટે તેમ આપણે તેની પાસે બેસવા ઊઠવાનું. તે કંઇ આપે તો નમન કરીને લેવાનું. એ બધા શિષ્ટાચાર પણ પૂરા હિંદને મળતા જ. જમવાની વાનીઓ એક ટેબલ પર જુદાજુદા ચીનાઈ કટોરામાં પીરસાઇ ત્યારે મેં જોયું કે શેવ, શાક અને કંઇક ખારા પાણીવાળા પદાર્થો હતા આપણને તો એકદમ રુચિ થાય નહિ. મેં માત્ર ચોખા મંગાવી ખાધા. નાનાભાઇએ શેવને પણ ન્યાય આપ્યો. જમતી વખતે નાનાભાઇને મહંતે જમણી બાજુ બેસાડયા હતા. તેમાં પણ નાનામોટાની પદવીઓ વિચારવાની જ. જમ્યા એટલે ટેબલ પર ચહા હતી. રકાબીઓમાં વાટકીઓ મૂકી, તેમાં ચહાનાં પાન નાખી ઉપર ગરમ પાણી રેડીને બીજી વાટકી ઢાંકી મૂકી હતી. રકાબી અને વાટકીઓ હાથમાં ઊંચકી, ઉપલી વાટકી જરા ઊંચી કરીને ચાનો ઘૂંટડો લેવાનો હતો. આ ચા પીવાની અસલ ચીનાઇ રીત. ચા રંગ વગરની, પણ તેનાં પાન બધાં ઊઘડેલાં. સાકર દૂધ તો હિંદુસ્તાનની જ મિલાવટ; ચીનમાં એવું કશું નથી. અમે માત્ર વિવેક ખાતર જ એ ચહા ચાખી જોઇ. પ્રસાદ મળ્યો તે ખાતર અહોભાગ્ય માની છેવટ આભાર જણાવવા દૂધા શેઠને કહ્યું અને નમન કરતા બહાર નીકળ્યા. નીકળતી વખતે મહંતે અમને ધર્મના ઉપદેશામૃતોની ચીનાઇ ઢબે છાપેલી ચોપડીઓ ભેટ આપી.

આજે એક કામ સરસ થયું. અહીં આવતા ગુજરાતી હિંદીઓને ઘણા

અંદર આવતાં જ ખૂબ કવિતામય સ્વાગત બોલવા લાગ્યા. એ બધું લખું તો નાટકી લાગે, પણ તેમનો ભાવ સાચો હતો. ત્યાં બીજા એકબે ગૃહસ્થો હતા. મુરાકામીએ જણાવ્યું કે તેઓ અંગ્રેજી બોલશે, પણ જાપાનીઓ બધા છૂટથી સારું અંગ્રેજી નથી બોલી શકતા તેમાંના એક તે હતા એ બે સવાલ પૂછે તે પરથી એટલું જણાય કે તેઓ પોતાનો વિષય સારો સમજે છે. તેઓ એક પ્રસિદ્ધ પત્રના રીપોર્ટરો હતા અને મુરાકામીએ ખબર આપ્યા તેથી હાજર રહ્યા હતા. પરદેશીનું વલણ નોંધવા કેટલી આતુરતા! ઠંડું પીણું, કૉફી, ખાવાનું જે ધર્યું તે નામનું લઈ કલાની વાતચીત પર ઊતર્યા. મુરાકામીનાં ચિત્રો જોયાં. જાપાન આખામાં તેમનાં ચિત્રો બહુ માન પામે છે. ને તેની કિંમત પણ મોટી અંકાય છે. જોકે મામૂલી કિંમતે કલાકાર ન વેચવા હઠ પકડે છે એ વેળા ઘણી વખત ઘરના ખર્ચમાં તંગી પડે છે એ હું તેમની શાંત અધીન પત્નીની વેદનાથી અટકળી શકયો, પણ કલાકાર તો ઉલ્લાસમાં હતો. મેં બને તેટલી ઝીણવટથી તેનાં અગોચર અગમ્ય ભાવનાવાળાં ચિત્રોની લક્ષણો બાંધવા પ્રયત્નો કર્યા. આથી રીપોર્ટરો અને મારા મિત્ર હસનભાઈ તો નવાઈ પામ્યા; પણ મને અંતરમાં ચિતારાની ધૂન પર દયા આવી. બજારની રીતો તેને આંગણે ઊભી જ ન રહે એવો તે અણનમ હતો. હસનભાઈએ મિત્રભાવે તેનું એકાદ ચિત્ર ખરીદી લેવા ઇચ્છા કરી, પણ કિંમત બોલવા હિંમત ન થઈ શકી. ચિત્ર ગમ્યું છે એટલું બોલે તો ચિત્રકાર ભેટ ધરી દે એવો, પણ કિંમતની વાતમાં તેનું ધોરણ નમે નહિ એટલે હસનભાઈ રાખી શકે નહિ એવી સ્થિતિ હતી. બહુ વખત વાતો કર્યા પછી મોડેથી રજા લઈ અમે નીકળ્યા, પણ દમમાં મારા સહધર્મી આ ધૂની ચીતારાની યાદ મારા મનમાં અંકાઈ ગઈ.

## જાપાન ટૂરિસ્ટ બ્યુરો : એક ઉપયોગી સંસ્થા

અગાઉ મેં જણાવ્યું છે કે જાપાન સુધી જવાનો આપણે સ્ટીમર કંપનીનો જે ખર્ચ થયો તે ઠેઠ યોકોહામા સુધી પહોંચાડવાનો હોય છે, અને તેમાં એવી ગોઠવણ હોય છે કે જાપાનના કોઈપણ નજીકના બંદરે મુકામ કરી છ માસ સુધીમાં યોકોહામા સુધી રેલવે ટ્રેનમાં જવાનો આપણને હક્ક રહે છે. એટલે

જ્યારે અમે ટોકિયો જવાનો કાર્યક્રમ ઘડવા બેઠા ત્યારે ચોકોહામા સુધી તો રેલવે અમને એ હક્કની રૂએ સેકન્ડ ક્લાસની ટિકિટો આપવાની જ હતી; પણ અમારે તો રાત થોડી ને વેશ બહુ કરવાના હતા, એટલે એટલા પ્રવાસમાં યે વધુમાં વધુ જોઈ લેવામાં અને થોડામાં થોડો વખત કેમ લાગે તેનો વિચાર કરવાનો હતો. એ બધો હિસાબ ગોઠવવાની ગડભાગ નાનાભાઇએ સ્વીકારી અને એકાદ મિત્ર સાથે જાપાન ટૂરીસ્ટ બ્યુરોમાં પહોંચ્યા. જાપાન ટૂરિસ્ટ બ્યુરોનાં પાટિયાં તો દરેક શહેરમાં અમે વાંચતા એટલું જ નહિ પણ મોટા સાત મજલાના ડિપાર્ટમેન્ટલ સ્ટોર પર પણ તેની હાટડી હોય જ. મોટાં રેલવે સ્ટેશનોમાં પણ એની ઑફિસ ખરી. 'જાપાન ટૂરિસ્ટ' નામનું અંગ્રેજી તેમજ જાપાની ભાષાનું ચોપાનિયું પણ જોએલું. આ સંસ્થા માત્ર નામનો ઠાઠ રાખે છે કે તેની સેવાશક્તિ પણ છે એનો અમારે તાગ લેવો હતો. નાનાભાઇએ તેની ઑફિસમાં જઈ અમારા પ્રવાસના હેતુનો અને અમારાં સાધનો, સમય તથા શક્તિનો ખ્યાલ આપ્યો એટલે તેમણે અમારી લીધેલી ટિકિટોના વળમાં ઊમેરે એવો ટાઇપ કરેલો પ્રવાસક્રમ બીજે દિવસે પોસ્ટ કરી મોકલ્યો! તેમાં તારીખવાર, દરેક સ્થળે પહોંચ્યા પછી કેમ વર્તવું, ક્યાં ઊતરવું, ક્યાં કેટલો વખત ગાળવો, કયે માર્ગે ટોકિયો પહોંચવું તેનો સવિસ્તર અંદાજ ગોઠવેલો હતો. ખાસ્સાં ત્રણ ફૂલસ્કૅપ જેટલું ટાઇપિંગ, અમારી જ તારીખો પ્રમાણે પ્રોગ્રામ, ખર્ચનો અંદાજ, અને એ બધું કરી આપવાની ફી કંઈ જ નહિ! આ બ્યુરો જાપાન સરકાર તરફથી ચાલે છે અને તેની પાછળ ઉદ્દેશ એવો જણાય છે કે પરદેશી મુસાફર એમના દેશમાં સંતોષ, સગવડ અને આનંદ લઇને જાય તો તેના વર્ણનથી બીજા વધારે પ્રવાસીઓ આવે અને તેમના દેશને કીર્તિ તેમજ દ્રવ્યલાભ પણ થાય. આ ટૂરિસ્ટ બ્યુરોમાં દરેક સ્થળની માહિતી આપતી સુંદર ચિત્રોવાળી પત્રિકાઓ, નકશાઓ અને અભ્યાસની ચોપડીઓ પણ મળે છે અને જરૂર હોય તો વિશ્વાસપાત્ર ભોમિયો અને દુભાષિયો પણ ખર્ચ આપતાં મળી શકે છે. એ ખાતાનાં માણસોને ગમે એટલી પૂછપરછ કરો, પણ કંટાળો ખાય જ નહિ. તમને ગરીબમાં ગરીબ

માણસની રીતે પ્રવાસ કરવાના રસ્તા પણ જનાવ્યા વિના રહે નહિ. કોઇ એકલો માણસ જરા જાપાની જાણતો હોય તો માત્ર રૂા. ૫૦માં બધાં જ અગત્યનાં સ્થાનો ઘૂમી આવી શકે એવી જાપાનમાં પ્રવાસની સગવડો છે. દરેક પ્રસિદ્ધ પ્રવાસયાત્રા માટે મોટરબસો ચાલુ હોય છે. કેટલા વખતમાં કેટલાં સ્થળોએ અટકીને તે પ્રવાસ પૂરો કરી આવશે તે ટૂરિસ્ટ બ્યુરો જણાવે છે. આ ટૂરિંગ કામમાં જે વ્યવસ્થાપક છોકરી હોય છે તે ટિકિટો આપવા ઉપરાંત દરેક સ્થળ આવતાં પહેલાં તેનું બ્યાન આપી જાય છે. વચમાં દરેક સ્થળનાં પ્રાચીન ગીતો લલકારે છે. જાપાની સમજનારને તો તેનાં તાલ, લય ને અભિનયની કીમત પણ સમજાય, પણ જાપાની ન જાણનાર પ્રવાસીને યે તેનો અવાજ, તેનાં મટકાં અને ઉત્સાહ તો છક કરી દે છે. આ બધી સેવાની તાલીમ તેમના ખાતા તરફથી ચાલતી શાળામાં આપવામાં આવે છે. અમે એવી બસનો લાભ લઇ શક્યા નહિ, પણ દરેક સ્થળે અટકતા ત્યારે એવી પ્રવાસી મોટરોની આવજા ખૂબ જોતા.

**દવેકાકા**

ટોકિયો તરફ જવાની તારીખો નક્કી થઇ એટલે અમારા પ્રવાસના સાથીદાર તરીકે ચિ. બાબુ દવે તૈયાર થયા. આ તરુણભાઇના પિતાશ્રી રામકૃષ્ણ દવે અથવા 'દવેકાકા' જાપાનવાસી હિંદીઓમાં સૌથી વૃદ્ધ અને જૂના વસાહતી છે. દવેકાકાનાં પ્રતિષ્ઠા ને સન્માન જાપાનની સરકારમાં પણ અગ્રગણ્ય હિંદી તરીકે થાય છે અને ત્યાંની ગુજરાતી, સિંધી, મુલતાની, પારસી મુસ્લીમ કોમના બધા ગૃહસ્થો તેમનું વડીલપદ સ્વીકારી વખતોવખત સમુ-



દવે કાકા

હાયના ઉત્સવ પ્રસંગે તેમને પ્રમુખપદે સ્વીકારે છે. એમને ત્રીસ વર્ષથી જાપાનનો પરિચય અને અનુભવ છે. મુંબાઇવાળા મેસર્સ પીરમહમદ ઍન્ડ કંપનીના તે સર્વસત્તાધીશ પ્રતિનિધિ છે. તેમની સલાહ અને સહાયની હરેક હિંદીને જરૂર પડે, અને તેઓ પણ નિખાલસપણે વાત્સલ્યભાવે તે આપે. એમનું પ્રેમભર્યું આતિથ્ય અને સ્વસ્થ રીતભાત કોઇપણું અજાણ્યાને સહજમાં સ્નેહીજન બનાવી દે એવાં છે. એમણે પોતાના પુત્ર ભાઇ બાબુભાઇને તો બાર વર્ષની વયના હતા ત્યારથી જાપાનમાં રાખી-ત્યાંની શાળા અને કૉલેજમાં ભણાવ્યા છે. તે યોકોહામાની સેંટ જ્હૉન કૉલેજના ગ્રૅજ્યુએટ છે અને જાપાની તેમજ અંગ્રેજી પર ઘરગથ્થુ ભાષા કરતાંયે એમને વધુ મહાવરો ને તાલીમ છે, એટલે તેમના પિતાશ્રીએ જ તેમને ખાસ




જાપાનના મનોરમ હોકોને પ્રદેશમાં થઇને, કોબેથી યોકોહામા જતી ટોકિયો એક્સપ્રેસના માર્ગનો ચિત્રમય નકશો.

કરીને અમારા પ્રવાસનું સુકાન સોંપ્યું.

## ટોકિયો એકસ્પ્રેસ

અમે અત્યાર સુધીમાં જાપાની રેલવેમાં કલાક બે કલાકની મુસાફરીઓ તો ઘણી કરી હતી, પણ લગભગ આખા દિવસની લાંબી મુસાફરી આ પહેલી જ હતી. ટોકિયો એકસ્પ્રેસ જાપાનની સૌથી ઝડપી ટ્રેન છે. કલાક દોઢ કલાકે સ્ટેશન કરે ને ત્યારે પણ ત્રણ મિનિટથી વધુ થોભે નહિ. બે કે ત્રણ જંકશન આગળ માત્ર પાંચ મિનિટ સુધી રોકાય. તેનું એન્જિન ધુમાડા વગરનું ડીઝલનું, સ્ટ્રીમલાઇન ઘાટનું. એ સુસવાટા કરતી સાપણની જેમ રેલાતી ધસી આવે. તેની વખત અને પ્રવાસીઓની સગવડ એકી-સાથે સચવાય માટે, દરેક પ્લેટફૉર્મ ઉપર તે ઊભી રહેવાની હોય ત્યાં જમીન પર રેલવેનો માણસ ચાકથી નંબરો લખી જાય. આપણી ટિકિટ ઉપર



૧૦૦ ફૂટ ઘેરાવાની, ૫૦ ફૂટ ઊંચી ૪૬૦ ટન વજનની કાંસાની કામાકુરાની જંગી બુદ્ધ મૂર્તિ

જે નંબર હોય ત્યાં જ સામાન સાથે આપણે ઊભા રહેવાનું. જાપાનમાં સાધારણ પ્રવાસમાં તો કોઇ ઝાઝો બોજો કે દાગીના લઇ નીકળે નહિ, પણ લાંબા પ્રવાસ માટે જોઇએ તો તે અંદર કે બહાર લાવનારા લાલ ટોપીવાળા મજૂરો દરેક મુખ્ય સ્ટેશને મળે છે. ટ્રેન આવી પહોંચતાં તમે હજુ તો તમારી બારી આગળ ઊભા ન ઊભા ત્યાં તો ટ્રેન વહેતી થાય છે. દિવસના ટ્રેનમાં બેહાબેહા જ વખત વીતાવવાનો હોય છે, પણ એમાં બેસવાની મખમલ-જડિત આરામભરી ગાદીઓ અને બે બાજુ દેખાતાં સુંદર જાપાની દશ્યો બધો વખત ક્યાં જાય છે તેની ખબર પડવા દેતાં નથી.

## ટોકિયો તરફ

૨૬ની જૂનની બપોરે ૧૨-૨૫ની ટ્રેનમાં અમે કોબેથી નીકળ્યા. રાત્રે આઠે યોકોહામાના સ્ટેશને પહોંચીને 'બ્લફ' (Bluff) નામની હોટેલના માણસને પકડયો. યોકોહામા તો ભાઇ બાબુ દવેના વિદ્યાર્થીજીવનનું પ્રિય ધામ હોવાથી સહજમાં તેમણે હૉટેલની પસંદગી કરી લીધી અને ટૅક્સી કરી અમે ઊપડયા. એક રાતના વિસામા આરામ અને સવારના નાસ્તા પછી ટૅક્સીઓ તગડાવી. ૧૯૨૩ના સપ્ટેંબરની પહેલી તારીખે જાપાનમાં જે દારૂણ ધરતીકંપ થએલો તેનું કેંદ્ર યોકોહામા છે, એટલે ત્યાં એ પ્રસંગનું મ્યૂઝિયમ છે. ભરપૂર આબાદીવાળું મોટું શહેર પાંચ જ મિનિટમાં હતું ન હતું થઇ ગયું તેનો આબેહૂબ દેખાવ એક રૂપમાં રચ્યો છે, તે જોઇ ધરતીકંપનો ત્રાસ કોઇની પણ કલ્પનામાં આવી શકે. અમને બધું જોતાં એક કલાક લાગ્યો. ધરતીકંપના આંચકા સાથે અટકેલું એક ઘડીઆળ આજે પણ એ કારમા પ્રસંગની યાદ આપતું એમાં રાખી મૂકયું છે. એ વખતનાં પોસ્ટરોમાં એવાં ચિત્રો છે કે પ્રજા વિલાસી થઇ જાય ત્યારે આવો કોપ ઊતરે છે. મોજ કરતા લોકો આગળ ધરતીકંપ કરનારી માછલીનો દેવ વિલાસી લોકોને ડારતો દેખાય છે. ગરીબ અને લાચાર લોકોને સાથ આપવા દેશજાત ભૂલી જવાનો બોધ છે એ ધરતીકંપે ૩૪ લાખ જીવનો ભોગ લીધો અને ૫૫ કરોડ પૌંડનું નુકસાન કર્યું છે છતાં આજે જાપાને થોડાં જ વર્ષોમાં એની ભસ્મમાંથી નવાં યોકોહામા અને





ડાબી બાજુ: ફુજિયા હૉટેલના માલિક મિ. કાવાગૂચી (સ્કેચ • ર. મ. રા.) ઉપર: મિ. કાવાગૂચી સાથે લેખક અને નાનાભાઈ

ટોકિયો સરખી અજબ ધીરજ અને શક્તિ બતાવ્યાં છે. જાપાનની ભૂમિ દરિયાની અંદર વાંકે ઝૂકતી હોવાથી ધરતીકંપના ધ્રુજારા ત્યાં વધુ લાગે છે. રોજના સરેરાશ ૧૭ આંચકા જાપાનમાં નોંધાય છે; અને રોજ તોફાન અને વાવાઝોડાંનો તો પાર નહિ. છતાં એ પ્રજા આનંદી, ઉત્સાહી અને ઉદ્યોગ-પરાયણ છે. યોકોહામા એકવાર નાનું ગામડું હતું, પણ છેલ્લી સદીમાં તે મહાન નગર બની ગયું. ત્યાં સિંધી ભાઈઓની ઘણી પેઢીઓ છે અને કેટલાકે તો સરસ મકાનો પણ બાંધ્યાં છે. મહાન ધરતીકંપમાં લગભગ ૨૬ હિંદીઓના જીવ ગયા હતા. તેમની છબીઓ પણ મ્યૂઝિયમમાં જોઈ હતી.

## કામાકુરા

ત્યાંથી ઊપડી અમે કામાકુરા ગયા. ત્યાં હોશિન્જીનાં મંદિરો જોયાં. ત્યાંનાં કબૂતરોને સૌ ચણ આપે છે તે વખતે ડર વગર હાથ કે ખભા ઉપર ચડીને તે ખાય છે એ બહુ આનંદ અને મજા આપે એવું છે. નિશાળોના કાફલા ને કાફલા તો અત્રે અને આવાં સ્થળોએ ઉભરાતા જ હતા. ગમે ત્યાં તમારી છબી પાડી આપનાર કૅમેરાવાળા પણ દરેક વખતે ફૂટી નીકળે છે. એકાદ થોડી



કામાકુરાના બુદ્ધને શરણે

પર નમૂનાની છબીઓની ફ્રેમ રાખીને અને બાજુમાં કાળા કપડા નીચે કૅમેરા ઊભો રાખીને ઊભેલો આ રાહદારી ફોટોગ્રાફર જાપાનમાં આવનારનું ધ્યાન ખેંચ્યા વિના રહેતો જ નથી. ઉપરાંત દરેક સ્થળની છબીઓ અને વસ્તુઓ વેચવાની દુકાનો પણ જામેલી જ હોય.

જાપાનવાસીઓના પ્રવાસની એક પદ્ધતિ નોંધપાત્ર છે. દરેક જણ પોતાની પાસે એક નાની કોરી ચોપડી રાખે છે અને જે જે જાહેર સ્થળે પોતે જાય ત્યાં એક ખૂણે મૂકેલી તે સ્થળની ખાસ સંજ્ઞાચિત્રવાળી રબર સ્ટાંપથી પોતાની ચોપડીમાં છાપ ઉતારી લે છે. જાપાનના પ્રત્યેક જાહેર સ્થળ, મંદિરો, મ્યૂઝિયમો, કૉલેજો—અરે! કેટલીક દુકાનો સુદ્ધાં પોતાના સંજ્ઞાચિત્રવાળા આવા રબરસ્ટૅમ્પ રાખે જ છે. દરેક વિદ્યાર્થી પાસે તો આવી ચોપડી હોય જ છે અને પોતે કેટલાં સ્થળો ફર્યો તેની તેમાં નોંધ રાખ્યા કરે છે. કોઈ પણ વિદ્યાર્થી મોટી ઉમ્મરે પહોંચતાં આખું જાપાન જોઈ વળ્યો હશે જ. વિદ્યાર્થીઓ દૂર ગમે ત્યાં જાય પણ તેમને માટે રેલભાડું અને મોટરના દરો સરકારી હુકમથી સાવ સસ્તા રાખ્યા છે. મોટા દરોવાળી હૉટલો પણ, ખોટ ખમવી પડે તો યે, તે હુકમ મુજબ વિદ્યાર્થીને પાકી સગવડ કરી આપે છે. વિદ્યાર્થીઓ પર જ દેશનું ભાવિ નિર્ભર છે એ વાત જાપાને પોતાની પ્રજાને ગળે બરાબર ઉતારી દીધી છે અને તેનાં સુફળો પણ તે અનુભવે છે.

કામાકુરા આગળ બારમા સૈકામાં સ્થાપિત થએલી એક બુદ્ધમૂર્તિ છે. અમે ત્યાં ગયા ત્યારે મનમાં અભિમાન અને શોક સાથે થયાં. અભિમાન એ

માટે કે ગૌતમ બુદ્ધના ઉપદેશોને સત્કારનાર આ મુલકમાં અમે પરાયા જેવા કુતૂહલ ખાતર આવેલા લાગીએ છીએ. ભારતના આ દેવસ્વરૂપ આગળ જાપાનીઓ ભાવથી નમે છે અને પૂજન અર્પે છે. ૧૦૦ ફૂટ ઘેરાવ ને ૫૦ ફૂટ ઊંચાઈની આ બેઠેલી કાંસાની મૂર્તિનું વજન ૪૬૦ ટન છે. તેનું મુખ ૮ ફૂટનું છે માથાના વાળનાં ગુંચળાં ૮૩૦ છે. કેવળ ધાતુની અંદરથી એ ઘડેલી છે. બાજુમાં એક દ્વાર છે તે વાટે અંદર જઈ શકાય છે. અને અંદર પણ એક ગોખમાં મૂર્તિ છે. ત્યાં પ્રવેશ કરનારને ચેતવણી આપતું પાટિયું છે. તેમાં એવા ભાવનું લખ્યું છે કે, 'અનંતતાના દ્વાર સમા, પરમ દેવરૂપી શ્રી તથાગતના આ ગર્ભમંદિરમાં પ્રવેશ કરનારે યુગોથી પૂજાતા આવેલાં આ સ્થાનને યોગ્ય ભક્તિભર્યા ચિત્તે અત્રે આવવું '(Stranger, whosoever thou art and whatsoever be thy creed, when thou enterest this sanctuary, remember thou treadest upon ground hallowed by the worships of ages. This is the temple of Buddha and the gate of the eternal and should therfore be entered with reverence.) મૂર્તિ ઉપર ૧૨૫૨ ની સાલ છે. આ મૂર્તિ પૂર્વ સંસ્કૃતિના આત્માની સર્વ સુકોમળ શાંત પૌર્વાત્ય વૃત્તિઓનું સાક્ષાત રૂપ છે. જગતનાં તોફાનો અને ક્લેશોથી અલિપ્ત કોઈ અગમ્ય અગોચર ધ્યાનમાં વિલીન, ભાવભરી કાંતિમાન આ મૂર્તિ જીવનના પરિતાપ શમાવે એવી સ્થિરતા અને વૈરાગ્ય દાખવી રહી છે.

કામાકુરા સુધીનો રસ્તો લીલાછમ પહાડો, મેદાનો ને સરોવરોથી ભરચક છે. પણ હવે તો ફ્યુજીયામાની સડકો વધુ ને વધુ ઊંચે લઈ જતી હતી. લગભગ અંધારું થઈ ગયું. દીવા થઈ ગયા અને થોડી વારમાં તો અમે મિયાનો શીટા ગામના રસ્તાની રંગબેરંગી રોશનીની ઝલક જોતા ફ્યુજીયામા હૉટેલના આંગણામાં ચડી ગયા.

### ફ્યુજિયા હૉટેલ

આ અજબ હૉટેલ પહાડના પેટાળમાં જ બાંધેલી છે. જ્યાંથી દાખલ

થવાય છે ત્યાંજ એક જરૂખાની છાયામાં મોટરો પાર્કિંગ કરે છે. મકાનના ભાગની જોડે જોડે પહાડના પથ્થરોની દીવાલ પણ દેખાવા દીધી છે. કુદરત અને માનવીની રચનાનો મેળ સરસ રીતે ક્યાં યે જોયો હોય તો અ હીં થએલો લાગ્યો. આખા મકાનનું સ્વરૂપ જૂની બાંધણી પ્રમાણે જ લાગે, પણ અંદરની સગવડો અને શોભા તદ્દન છેલ્લી ઢબની. ફ્યુજિયા હૉટેલ પાસેની કરાડમાંથી કેટલાંક ખનીજમય પાણીનાં ઝરણાં (mineral springs) કાયમ ગરમ ગરમ વહ્યાં આવે છે તેમાંથી કેટલાકના ધોધ વાળી પાછળના બગીચામાં કુદરતી દૃશ્ય સર્જેલું છે. જાપાનીઓ બગીચા રચવાની કળામાં મશહૂર છે. કૃત્રિમ ખડકો, બેટો, પુલો, નાળાં કે વનઘટાઓ નાની જગ્યામાં પણ એવી અજબ રીતે લાવે છે કે કલાકારને પણ કશો ફેરફાર કરવો ઉચિત ન લાગે. ફ્યુજિયા હૉટેલનાં ગરમ જળઝરણાં ખૂબીથી હૉટેલના છેક અંદરના કેટલાક ઓરડાઓમાં વાળીને સુંદર બાંધણીથી ચારપાંચ જળવિહારો રચ્યા છે. એકનું નામ Roman Bath તો બીજાનું વળી Mermaid Bath ને ત્રીજો વળી Dream Bath. આ દરેકમાં કંઈ ને કંઈ અજબ રચના કરી હતી. હમણાં વળી હૉટેલના નવા વધારેલા મકાનમાં એક મોટો સામુદાયિક જળાગાર બાંધ્યો છે. પણ આ બધાની કલ્પના વાતથી આપવી અશક્ય છે. ઉપરાંત ફ્યુજિયા હૉટેલના ઓરડાઓની કલામય ગોઠવણ, ફર્નિચરો અને અંદરનાં ચિત્રો તમને ખાત્રી કરી આપે કે એ હૉટેલ કેવળ ધંધાની સંસ્થા નથી, પણ જગતમાં ચમત્કારરૂપે સજાવેલી એક કલાકૃતિ છે. હૉટેલની મુખ્ય લિફ્ટ (વીજળી પાલખ) પર ચઢી ત્રીજા માળ પર બહાર નીકળીએ ત્યાં સામે લગભગ ૪×૫ ફૂટના કદનો એક ગરૂડ ગિરિશિખર ઉપર તરાપ મારતો ઊતરે છે તે ચિત્ર તો હું હજુ ભૂલી શકતો નથી. હૉટેલના વિવિધ ખંડો અને પરસાળોમાં જે ચિત્રો હતાં તે પણ જાપાનની સર્વોત્તમ કૃતિઓ હતાં. તેના ભોજનગૃહનાં સુગંધી લાકડાનાં પાટિયાંની અને વિવિધ નકશીઓ એકએકથી વિવિધ ને ચડિયાતી છે. જગતના રાજવીઓને પણ અજાયબ કરી આકર્ષે એવી ભભકાબંધ રોશની ને રચના તેમજ તેની પરિચારિકાઓ અને પરિચારકોની મૂગી પણ મનોહર સેવાઓ

અરેબિયન નાઈટ્સનું વાતાવરણ સરજાવતાં લાગે છે. પરોણાને કેમ કરી સંતોષ અને આનંદ થાય તેની જ ચારે તરફ તજવીજો દેખાય. ખાવાપીવાની વાનીઓ પાછળ લેવાતી ચીવટ, ચોખ્ખાઈ અને વિપુલતાનો વિચાર પણ સરવાળામાં લેતાં હૉટેલના દર બહુ જ માફકસર અને ઓછા પણ લાગે. એમ છતાં પણ આ હૉટેલ જગતભરની હૉટેલોમાં અગ્રપદ પામી શકી છે અને તેનું મૂળ કારણ તેના સંસ્થાપક મિ. કાંવાગૂચી છે.


નારાનો વિખ્યાત ઘંટ

**મૂછ મંડળ**

એ મિ કાવાગૂચી જાતે પણ હૉટેલ જેટલી જ દર્શનીય અને આકર્ષક વ્યક્તિ છે. અમને તેમના વિષે ઘણા જણે વાત કરી હતી કે તમે તે હૉટલમાં ઊતરો નહિ તોપણ તેમને મળવા ખાતર અને હૉટેલ જોવા ખાતર પણ ત્યાં એક ટંક જમજો કે ચા પીવા જજો. પણ અમારે તો તેનો પૂરો રસ માણવાનો સંકેત હશે એટલે હૉટેલમાં રાત્રે જમ્યા, સૂતા અને સવારે ઝરણાંઓના સ્નાન-

ગૃહમાં નાહ્યા. પછી નાસ્તો લઈ નીકળવાની તૈયારીમાં હતા ત્યાં શ્રીમાન કાવાગૂચીનાં દર્શન પણ થઈ ગયાં. તેમને ઓળખી કાઢવા જરા યે મુશ્કેલ નથી. આખા જાપાનમાં મોટે ભાગે મોં-માથું બોડું રાખવાનો ચાલ પડ્યો છે. મૂછો રાખનારા પણ ચાર્લી જેટલી જ રાખે છે. એવા દેશમાં એ બે બાજુ વેંતવેંતના થોભિયાવાળા તંદુરસ્ત, બાંધી દડીના વૃદ્ધ–જુવાન કાવાગૂચીને જોઈ આકર્ષાયા વગર કોઈ રહે જ નહિ. દાઢીમૂછના તે એટલા તો રસિયા છે કે એમણે મોટી દાઢીમૂછવાળા માણસોનું એક આંતરરાષ્ટ્રીય મંડળ ઊભું કર્યું છે, અને પોતે તેના પ્રેસિડન્ટ છે. આ મંડળની ફી કશી નથી; માત્ર માણસ પોતાની મૂછો, દાઢી કે થોભિયા પર પ્રેમ રાખી ચાર ઇંચથી વધુ લંબાઈ સાચવતો હોવો જોઈએ. આવા શોખવાળા કેંક માણસોની છબીઓ એ હૉટેલના એક કબાટમાં હતી. જેમાં આપણા સ્વ. લલ્લુભાઈ શામળદાસની છબી પણ હતી. મેં તેમની પાસે જઈ ગુડમૉર્નિંગ કર્યા કે તરત તેમણે પણ સામે જોયું; એટલે મેં મારું કાર્ડ આપી ઓળખાણ આપ્યું. અને તેમનો સ્કેચ લેવાની રજા માગી. પહેલાં તો તેમણે મારી સ્કેચબુક માગી, અને થોડા કરેલા સ્કેચ જોઈ સંતોષ પામ્યા હોય તેમ કહ્યું 'ચાલો તો આપણે જરા સારી જગ્યા પર જઈ બેસીએ.' પછી તો ઘણી વાતો ચાલી. મારા સાથી મિ. બાબુભાઈ દવે આવ્યા એટલે મેં તેમને ફિલ્મકેમેરાથી એ વખતનું દૃશ્ય લેવાનું કહ્યું. શ્રી કાવાગૂચીને સ્કેચ ઘણો ગમ્યો. તરત તેમણે પોતાની હૉટેલના ફોટોગ્રાફર પાસે મોકલી તેની નકલ કરાવી લીધી. મિ. કાવાગૂચી આવી રાજશાહી હૉટેલના માલિક હોવા છતાં વખતોવખત દુનિયાની સફરે ઊપડી જાય છે, અને દેશવિદેશમાં જે કંઈ નવીનતા ભાળે તે પોતાની હૉટેલમાં દાખલ કરે છે. અમેરિકા અને યૂરોપ દર બે વર્ષે તે અચૂક જવાના અને ત્યાં કંઈક નવું તત્ત્વ આવ્યું કે પોતાની હૉટલમાં ઉતાર્યું જ હોય. હમણાં તેમણે હૉટેલનો નવો ભાગ બાંધ્યો છે. તેની આગલી છાપરી પર એક સિંહ બેસાડ્યો છે. થોભિયાના શોખીનને સિંહનું રૂપ ગમે એ સ્વાભાવિક છે. તે સાથે તેમણે હૉટેલમાં કેટલાક નવા ઓરડા કર્યા છે. જેનાં નામો ફૂલો પરથી પાડ્યાં છે; અને તે દરેક ઓરડાના બારણે એ

ફૂલનું અતિ સુંદર ચિત્ર ફ્રેમ કરેલું રાખ્યું છે.

**યેનોશીમા—ચિત્રદ્વીપ અથવા પિકચર આઇલન્ડ**

જાપાનનો મુખ્ય પ્રદેશ ત્રણચાર મોટા ટાપુઓની જ સાંકળ છે. ઉપરાંત તે દરેકના કિનારાની લગોલગ કેટલા યે નાનકડા ટાપુઓ છે અને તે પણ વસતીથી ભરચક છે. વળી એ ટાપુઓ પર એવી ઈશ્વરકૃપા છે કે બારે માસ વરસાદના છંટકાવથી તે લીલાછમ અને વનસ્પતિ–પાણીથી તરબતર રહે છે. કેટલાક ટાપુઓ ૨૫ કે ૩૦ માઈલને અંતરે છે. તો કેટલાક કિનારાની તદ્દન લગોલગ માત્ર બસો ચારસો ફૂટ વેગળા છે; અને આવાં બધાં સ્થાનો મેળા, યાત્રા કે પ્રવાસનાં આનંદ આપનારાં સાધનો અને સગવડ આપી રહ્યાં હોવાથી કિનારાની વસતીનો અવરજવર ત્યાં ખૂબ રહે છે.



જાપાનના સૌન્દર્યપ્રદેશ હાકોનેની રમણીઓ

કામાકુરા જતાં યેનોશીમા ચિત્ર-દ્વીપે અમારું ખૂબ જ ધ્યાન ખેંચ્યું. અમારા પ્રવાસ-નેતા બાબુ દવે-એ દરખાસ્ત કરી કે કિનારા પર ટૅક્સીઓ અરધો કલાક રોકી એ ટાપુ તો જોઈ લે-વો જ. એ વખતે દરિયાનાં પાણી ઓટમાં હતાં એ-ટલે કોઇ ધારે તો પગપાળા પણ



હિંદમાં જેમ કાશ્મીર તેમ જાપાનમાં હાકોન પ્રદેશ ત્યાંનું નંદનવન ગણાય છે ત્યાંનું એક દૃશ્ય

ટાપુ પર જઈ શકે પણ કાયમની આવજા માટે લાકડાનો એક પૂલ બાંધેલો હતો તે પરથી અમારે જવાનું હતું. કિનારા આગળ રેતીના ઢાળ પર એ વખતે શણનાં તાપડાંની હાટડીઓ બંધાતી હતી તે તરફ અમારૂં ધ્યાન ખેંચાયું. પૂછતાં ખુલાસો મળ્યો કે હવે ઉનાળાના દિવસો આવતા હોવાથી હજારો માનવીઓ સમુદ્રકિનારે હવા ખાવા ને આનંદ કરવા આવશે તેમની એ બજાર તૈયાર થાય છે. માત્ર થોડા સમય પૂરતી જ. પણ એ હાટડીઓ મ્યુનિસિપાલિટી તૈયાર કરતી હતી અને તેમની તૈયારી તથા ગોઠવણ જુઓ તો એક પ્રદર્શનમંડપ થયો હોય એમ લાગે. હાટડીઓ બાંધવાની જાપાનની કળા તો હિંદમાં ઉતારવા જેવી જ છે.

અમે પૂલ પર કૂચ કરતા ચાલ્યા. ટાપુના ઝાંપા આગળ પહોંચ્યા ત્યાં તો જણાયું કે દૂરથી જે ઝાડીભર્યો પ્રદેશ લાગતો હતો તે તો દુકાનોની કતાર-વાળી એક સુંદર ટેકરી છે. પેસતાં જ બે બાજુ ભાતભાતનાં હાથકરામતનાં રમકડાં વેચનારી દુકાનો હતી. તેમની વચ્ચેથી અમે ઢાળ ચડવા લાગ્યા અને ચારે કોરથી દરિયો તેમજ કિનારો નીરખતા હર્ષના ઉમળકા લેતા કેટલું યે આગળ વધી ગયા.

ટેઠ ઉપર પહોંચ્યા એટલે અમારો માર્ગ ટેકરીની દરિયા તરફની બાજુએ વળ્યો. આખા યે રસ્તામાં બંને બાજુ સુંદર જાપાની ઢબના મંડપો, ખાન-પાનની દુકાનો અને તેમાંની સ્વાગતકારી દીપરમણીઓ કોઈ કથાનું વાતા-વરણ ખડું કરતાં હતાં. દરેક દુકાનદાર કવિતામય વાણીમાં કહેતી કે 'માનવંતા પ્રવાસી! આવો, બેસો; બે ઘડી આરામ લો; કંઈ ખાઓ પીઓ અને અમારી દુકાન ધન્ય કરો.' કોઈ તો વળી કહેતી કે 'અમે તમારા આગમનની રાહ જોઈ રહ્યાં હીએ અને કેમ રોકાતા નથી?' આ તરજૂમા કરવાનું કામ બાબુ દવે કરતા. અમે તો સડેડાટ બીજી બાજુના રસ્તા ઊતરવા લાગ્યા. છેવટે બહુ વિચિત્ર પત્થરમય સાંકડી નેળોમાં ઊતરી બહાર પડ્યા ત્યાં તો વિશાળ સાગર નજરે પડ્યો અને ખરાબાવાળા કિનારા વચ્ચે નાની હોડીઓમાં સહેલાણી-ઓ એ બાજુના એક ગુફામંદિરનાં દર્શને આવતા જતા જોયા. અમે પણ

દરિયાનાં મોજાંએ કોતરેલી એ ગુફામાં દાખલ થયા તો છેક છેડે, કુદરતના ઘડેલા મંદિરમાં માનવી જે દૈવી ભાવ જુએ છે તેવા કોઇ રક્ષક દેવની મૂર્તિની પૂજા મંડાએલી જોઈ. એકાદ બે પૂજારણોએ પ્રસાદી આપી. અમે પણ ખીસામાંથી ત્રાંબાના સેન કાઢી નાખ્યા અને પાછા વળ્યા. આ પ્રસંગે તો હિંદુસ્તાન સાંભર્યું. કોઇ પહાડના કોતરમાં કાલી, હનુમાન કે ભૈરવની મૂર્તિ કરી પૂજતા હિંદુ ગ્રામીણો અને આ જાપાની શ્રદ્ધાળુઓમાં ફરક ન લાગ્યો. આવું જ કોતરકામ કાઠિયાવાડમાં મહુવા આગળ ભાળનાથ પાસે રત્નાકર મહાદેવનું જોએલું તે યાદ આવ્યું. આવા દૃશ્યો જોતાં જાપાનની ધર્મપ્રેરણા અને ભારતની ધર્મપ્રેરણાના મૂળ પ્રવાહ સરખા જ લાગે છે. અમે ખૂબ જ વખત લીધો અને ટેકરી ચડી ઊતરી આવ્યા તેનો થાક તથા અંતર બહુ લાગ્યાં એટલે પાછા જવાને ટેકરી ન ચડતાં એ તરફ આવેલી એક હોડી ઠરાવી તેમાં ચડી બેઠા. આ એકાંત ઉજ્જડ કિનારા પર કૅમેરાબાજો ઘૂમતા જ હતાં. અમારી હોડી જલદી ચાલી ન હોત તો એકાદ છબી પડાવવાનો લોભ ત્યાં રોકવો મુશ્કેલ હતો. બેટની પ્રદક્ષિણા કરતી અમારી હોડી ચાલી ત્યારે જ અમને બેટના વિસ્તારનો ખ્યાલ આવ્યો. હોડીની એટલી સફરે અમારી તે દિવસની યાત્રા પર કળશ ચડાવી. હૈયામાં હર્ષ ઉભરાતો જ રહ્યો. જો સાંજ ન પડી ગઈ હોત તો અમે એ બેટ ઉપર હજુ વધારે રોકાત. પણ સાથમાં સ્ત્રીઓ અને બાળકો હતા. તેમની ચિંતા અને ઉપાધિએ વધુ નીરખવાના મનસૂબા રોકયા. અમે પાછા ફર્યા દરમિયાન તેમણે રમકડાંની દુકાનો ઘૂમીને જાતજાતનાં પડીકાં બાંધી જ લીધાં હતાં. પાછા ટૅક્સીઓમાં ખડકાયા અને તેજ સાંજે મિયાનોશીટાની ફુચુજિયા હૉટેલમાં પહોંચ્યા. એ હૉટેલની હકીકત આગળના અંકમાં અપાઈ ગઇ છે.

એ હોટલ છોડી આગળ હાકોને સરોવરના માર્ગે આગળ વધતાં હવે અમને ઉલટા જ અનુભવો થયા અને જાપાનનો સૌન્દર્યરાશિ ફુચુજી પર્વત નીરખવાના મનના કોડ મનમાં જ રહી ગયા. ઉલટું જાપાનની તોફાની હવા અને બીપણુ વાતાવરણ જોઈ અમારે સરોવરનો નૌકાવિહાર તેમજ

પ્રદક્ષિણાનો વિચાર માંડી વાળવો પડ્યો.

ફ્યૂજીયા છોડી જરા આગળ ચાલ્યા કે ધુમ્મસ જ દેખાવા લાગ્યું, છતાં અમારા તેજદાર જુવાન ટૅક્સી ડ્રાયવરોએ તો પુરપાટ રસ્તો વીંઝવા માંડ્યો. ગમે ત્યારે સામે આવતી ટૅક્સી સાથે અથડાઇ પડવાની ધાસ્તી રહેતી! હાકોને સરોવરને કાંઠે પહોંચતાં રસ્તામાં Devil's Hell (શયતાનનું ધામ) એ નામે પ્રખ્યાત થએલા ગંધકના ઝરા જોવાનું અમારા કાર્યક્રમમાં હતું. બહાર વરસાદ અને સુસવાટા મારતા પવનના ઝપાટા કેટલા છે તેની અમને અંદર જરા યે કલ્પના નહોતી, પણ એકાએક અમારી ટૅક્સી ઊભી રહી અને ટૅક્સી-ડ્રાયવરે અમને ધુમાડાના ગોટેગોટા નીકળતો એક ખાડો બતાવી દીધો. ત્યારે જ ખબર પડી કે મોટરનેયે ઉથલાવી નાખે એવા પવન અને વરસાદની ઝડી બહાર કારમી રમઝટ બોલાવી રહી હતી. અને તેમાં એ જોવા માટે બહાર નીકળવાનું સાહસ કરવું પણ મુશ્કેલ હતું.

અમારી જેમ બીજા પ્રવાસીઓ જાપાનની ટૂરિંગ કારમાં આવેલા તે પણ એમ ને એમ અંદર બેસી રહ્યા હતા. કોઇ જ બહાર નીકળે નહિ. અમારા-માંથી એકબે જણને એમ થયું કે જે જોવાને ગાઇલોથી દોડતા આવ્યા, આ પહાડ ચડ્યા તે જરા પલળવાના ભયે કેમ જતું કરાય ? પલળવા કરતાં યે પછડાઇ જવાનો ભય મોટો હતો. આખરે લપાતા, ફાળ ભરતા નીચે ઊતર્યા. મગજને મઘમઘાવી મૂકે એવો ખદખદતો વરાળિયો ગંધક જોયો. પૃથ્વી ભડ-ભડી રહી હતી, તે ઉપરના વરસાદ અને તોફાનને ગાળો દેતી હોય એવી લાગી. ગંધકના ઝરાનો એ ખ્યાલ અને તે જોવા માટે કરેલું એટલું સાહસ જીવનમાં કદી ન ભૂલાય એવાં છે. થોડી જ મિનિટોએ શરીર કંપાવી નાખ્યું. દરેક જણને બીક હતી કે શરદીમાં ઝપટાઇ જઇશું, પણ જોવાનો સંતોષ મોટો હતો.

ટૅક્સીઓ પાછી એ શિખરથી સરોવરની સપાટી સુધી ઊતરી આવી ત્યારે પણ વરસાદ અને દિશા ઘેરતું ધુમ્મસ ચાલુ જ હતાં. એ જોઈ હવે તો હાકોને સરોવરની સફરનો લ્હાવ ગયો જ દેખાયો. સરોવરને કાંઠે જ્યાં ફેરી-બોટો આવે જાય ત્યાં પણ નરનારીઓ ઓથે ભરાઇ બેઠેલાં. આશામાં સરો-

વરની ચોપાસ તો શું પણ નજીકમાં યે કાંઇ ન દેખાય. ઘડીઘડી આશા થતી કે જરા રાહ જોયે આકાશ ખુલી જશે, પણ અનુભવી વતનીઓએ જણાવ્યું કે આ હવા તો આઠ દિવસ રહેવાની. એટલે અમે સર્વાનુમતે હાકોને સરોવરનો બેત છોડી દીધો અને ટોકિયો તરફ ટૅક્સીઓનાં મોં ફેરવ્યાં.

અમે યોકોહામાથી ટૅક્સીઓ બે આખા દિવસની મુસાફરીની શરતે ભાડે કરેલી અને સાંજે આઠ વાગ્યે ટોકિયો પહોંચવાનું હતું. પણ હવે તો સાંજે ચાર વાગ્યે પહોંચીશું એ આશાએ પહાડી પ્રદેશો ઊતરી બને એટલા વેગે ટોકિયો ટોકિયો ઝંખતા ભાગ્યા. રસ્તામાં ગામડાં આવતાં જતાં. કોઇ કોઇ ગામે બચ્ચાંઓ માટે દૂધ લેવા કે મોટર સંભાળવા અટકતા ત્યારે ગામડાનાં માણસો, છોકરાઓ વગેરે અમને જોવા ભેગા થઇ જતાં. બધા આશ્ચર્યમુગ્ધ નયને જરા દૂર ઊભાં રહેતાં, પણ કોઇ કાંઇ ટીખળ કે મસ્તી કરતું નહિ તેમજ અવાજે કરતું નહિ. અમને ઘણી વાર કોઇ નાના બાળક કે કન્યાને બોલાવવા-હસાવવાની ઇચ્છા થાય, પણ તે વખતે તેઓ ક્ષોભથી દૂર ભાગે. મોટાઓ વળી કંઇ મદદ કરવાની ઇચ્છાથી માયાળુ શબ્દોમાં ડ્રાયવરોને પૂછી જાય. બાળકો અને મોટેરાંઓ સાથેના એ વિવિધ પ્રસંગોએ આપણે આપણા જ ગામડાની છાયાનો સ્પર્શ પામતા હોઇએ એવું લાગે.

ટોકિયોની હદ ક્યારે શરૂ થઇ એ તો અમે જરા પણ સમજ્યા નહિ. હવે લીલાંછમ ખેતરો-વાડીઓને બદલે બાંધેલા બગીચા, બંગલા, ફૅક્ટરીઓ આવવા લાગ્યાં. રસ્તા પહોળા થતા લાગ્યા, ટ્રામોના પાટા દેખાયા ને ટ્રેનોનાં ફાટકો પણ વટાવ્યાં. ટોકિયોમાં અમારે ક્યાં ઠરવાનું છે તે નક્કી નહોતું, પણ મેસર્સ દુર્લભજી અને મઝુમદારની ઑફિસેથી બધી સૂચના લેવાની હતી. રવિવારનો દિવસ હતો એટલે ઑફિસે કોઈ નહિ હોય એમ કલ્પી ટોકિયોના પરામાં તે રહેતા હતા તે સરનામે ટૅક્સીઓ હંકારી. યોકોહામાના સંબંધથી ટૅક્સીવાળા તેમને ઓળખતા જણાયા. જાપાની જેવા વર્ણના તેમનાં પત્ની છે એ સંજ્ઞાથી તેઓએ ઓળખાણ યાદ કરી હતી એટલું મને ખાસ યાદ છે. વરસાદની છાંટ તો ચાલુ જ હતી, પણ એક ગલીને નાકે ટૅક્સી ઉભી રહી

ત્યારે અમને એક પ્રકારની હાશ મળી. છોકરાં અકળાઈ ગયાં હતાં, સ્ત્રીઓ આરામ અને સ્થિરતા ઝંખતી હતી અને અમે પણ તેમનાથી થોડો છુટકારો મેળવવા ઇંતેજાર હતા. મિ. મઝુમદાર ખબર પડતાં જ બહાર આવ્યા અને હિંદુસ્તાનીમાં જ કહ્યું કે આપ લોક પહેલાં તો ઘરમાં આવો. મારું ઘર નાનું છે એટલે લાચાર છું, પણ થોડી રાહત લઈ બીજી ગોઠવણ કરી શકાશે. આ લત્તામાં તો ટોકિયોની કંઈ વિશેષતા દેખાતી નહોતી.



શ્રી મઝુમદાર

બધાં ઘરો—હારની હાર—જાપાની ઢબનાં જ હતાં. શ્રી મઝુમદાર પણ જાપાની ઘરમાં જ હતાં. અમારાં ખરડાએલાં બુટ-મોજાં બારણે ઉતારી, તેમણે આપેલાં ચંપલો પહેરી તેમના ઘરમાં બેઠા એટલે તેમનાં પત્નીએ સ્વાગતભર્યા સ્મિતે સૌને બેસાડી ઘડીભરમાં તો હિંદનું વાતાવરણ છવરાવી દીધું. તેઓ બંગાળી છતાં અહીં તો એવા ભેદનો ઓછાયો પણ ન દેખાય. મઝુમદાર બાબુ ત્રીસ વર્ષથી ટોકિયોમાં રહે છે. તેમનાં પત્ની સુશિક્ષિત હિંદી નારીરત્ન છે અને યુરોપ અમેરિકાનો પ્રવાસ કરી આવ્યા છતાં બહુ જ સાદાઈ અને કરકસરથી ટોકિયોનું ઘર ચલાવે છે એ જોઈ સૌને આશ્ચર્ય થયું. તેમના યુવાન પુત્ર પ્રતાપ મઝુમદાર ઑફિસનું એક્સપૉર્ટ ઇમ્પૉર્ટનું કામ બાહોશીથી સંભાળે છે. મિ. પ્રતાપ પણ યોકોહામાની સેંટ જોન કૉલેજના ગ્રૅજ્યુએટ અને બાબુ દવેના કૉલેજ-મિત્ર છે બધા ત્યાંજ હતા એટલે આ પ્રથમ મેળાપ તો સૌને ખૂબ જ મીઠો અને આશ્વાસનદાતા થઈ પડચો.

સાઠ લાખની વસ્તીવાળા ટોકિયોમાં અમારી વાચા ઉઘાડવાનું આ આટલું જ એક સ્થાન હતું. બાકી ભાષાના અજ્ઞાને અમે બહેરા અને મૂગા જેવા જ હતા. ચહાનાસ્તો પત્યા પછી અમે કયાં જવું તેની ઘડભાગમાં પડચા. કોઈ સારી હૉટેલમાં એકસાથે ખંડો મળે તો જ અમારો સંઘ નિરાંતે રહી શકે.

મઝુમદાર બાબુએ બાબુને ઘેર જઈ ટેલિફોન કર્યા બાદ કહ્યું કે આશાહી હૉટલમાં ત્રણચાર ખંડ છે જેમાંનો દરેક એક પ્રવાસી–અને બહુ તો બેને સમાવી શકે એવો છે. જણ દીઠ રાા યેન ખર્ચ આવે એ ભાડે પાંચ છ રૂમ નક્કી કરી અમે ત્યાં ગયા. પણ વળી અમારામાંના કેટલાકને તેના ખંડ ન ગમ્યા એટલે કાફલાને વેઈટિંગ રૂમમાં રાખી ટોકિયોની બીજી બેપાંચ હૉટલો ઢૂંઢી આવ્યા, પરંતુ ક્યાં યે ખાલી જગ્યા મળી નહિ, એટલે આખરે કેરના કેર થઈ આશાહીમાં જ પડાવ નાખ્યો. જાપાનમાં એક સુખ છે કે લિફ્ટનો ચાલુ ઉપયોગ મળતો હોઈ, ગમે તે માળે હોઈએ તેનો વસવસો કે મૂંઝવણ રહેતી નથી. આશાહી હૉટેલ ઘણે ભાગે પરદેશી પ્રવાસીઓને ઠીક સુગમ પડે છે, કારણકે તે ટોકિયોના મુખ્ય લત્તા વચ્ચે છે; પણ કોબેમાં હિંદીઓનો સમુદાય વધુ હોવાથી જે સ્થાનિકપણું ત્યાં લાગે છે તેને બદલે અહીં સાવ નવતર ને અતડા પડી જઈએ છીએ. સુભાગ્યે હૉટેલોના મેનેજરો અંગ્રેજી વાતચીત કરી શકે છે તથા તેમનું વર્તન સેવાભાવી હોય છે; તો ય બહાર જવા આવવા કે ખરીદ કરવા અથવા મુલાકાત વખતે દુભાષી મિત્ર વગર જરા યે ચાલે નહિ. ટોકિયો માટે તો એક સુવાંગ ગાઈડ રાખવો એ જ સલાહ-ભર્યું છે. અમે ઠામ પડ્યા પછી ટોકિયો કેમ જોવું તેનો ઘાટ ઘડવા લાગ્યા.

### ઈન્ડો જાપાનીઝ એસોસીએશન

આશાહી હૉટેલમાં સ્થિર થયા પછી અમે પહેલું કામ તો એ કર્યું કે જે માણસો પર ભલામણો તથા ઓળખાણોના પત્રો હતા તે તેમના સરનામાં ઉપર પોસ્ટ કરીને ખબર પહોંચાડ્યા કે અમારી સવારી ટોકિયોમાં હાજર થઈ ગઈ છે. મિ. મઝુમદારે ટેલિફોનથી ઇન્ડો જાપાનીઝ એસોસીએશનના મંત્રીને અમારા આવ્યાના ખબર આપ્યા એટલે તેણે વચન આપ્યું કે તેનાથી બનશે એટલી જગ્યાએ તે લઈ જશે અથવા ભલામણો કરશે. પહેલાં તો તેણે પોતાની સાથે વાતચીત કરવા રૂબરૂ મળવા કહ્યું, એટલે અમે વખત માગી તેની ઑફિસમાં ગયા. આ સંસ્થા હિંદુસ્તાન અને જાપાન વચ્ચે વ્યાવહારિક અને સાંસ્કૃતિક સંબંધ વધારવાના હેતુથી બનેલી છે, પણ તેમાં

હિંદીવાનો બહુ જ ઓછા પ્રમાણમાં સભ્યો થયા છે. છતાં એ સંસ્થાએ હિંદુસ્તાન વિષે સંપૂર્ણ માહિતી અને સાહિત્ય મેળવ્યાં છે એમ જણાયું. મંત્રી મિ. સકાઇએ અમને જે છાપેલા રીપોર્ટો આપ્યા તે પણ જાપાનના વેપારીઓને બહુ જ પ્રકાશ આપનારા હતા. મિ. સકાઈ અજબ રીતે ઘણું શુદ્ધ અંગ્રેજી ઝપાટાબંધ બોલતા હતા. તે હિંદુસ્તાનમાં કદી જ આવ્યા નથી. પણ તેમની બોલચાલી અને વર્તનમાં પૂરા, પક્કા અને અનુભવી જણાતા હતા. તેમણે ટોકિયો વિષે



ઈન્ડો જાપાનીઝ એસોસીએશનના સેક્રેટરી મિ. સકાઇ

પહેલાં તો અમને 'ટૂરિંગ બુલેટિન'ના થોકડા બંધાવ્યા. અમારી વાતચીત પરથી એમણે અમારી પ્રવૃત્તિ, પ્રવાસનો ઉદ્દેશ વગેરે જાણી લીધું. મિનિસ્ટર ઑફ એજ્યુકેશનની ઍપૉઇંટમેંટ લઇને તે જાતે અમને તેની પાસે લઇ જશે એમ જણાવ્યું. મારે ચિત્રકારોને મળવું હતું તો તે બાબતનો પણ બંદોબસ્ત એક બે ચિત્રકારોને મળી તે ગોઠવી આપશે એમ જણાવ્યું. પોતાની સંસ્થા બહુ ઉપકારક છે એમ બતાવવાને તે બહુ ઇંતેજાર હતા એમ લાગ્યું. બધી મુલાકાતો નક્કી થાય તે દરમિયાન તેમણે શહેર જોઈ લેવા કહ્યું.

મિ. સકાઈ પાસે ગયા તે પહેલાં નાનાભાઇએ એક કામ સરસ કર્યું હતું. તે એ કે જાપાનના ભોમીઆ માટે મિ. મજુમદારની સલાહથી Y.M.C.A. ની સંસ્થામાં માગણી કરેલી અને તેના જવાબમાં મિ. અપાનો કરીને એક જુવાન ગ્રૅજ્યુએટ અમારે હાથ ચડી ગએલો. આ મિ. અપાનોએ અમારા ટોકિયોના પ્રવાસમાં બહુ મહત્ત્વનો રંગ ભરી દીધો. તે હતો ખાનદાન ઘરનો

જુવાન; પણ જાપાનમાં પ્રામાણિક કામ કરી રળવાની કોઈ પણ તક જુવાનો જવા દેતા નથી. વળી અમે તો તેને મિત્રની જેમ રાખતા અને વખત બચાવવા તેનું બપોરનું ખાણું પણ અમારી સાથે રાખતા. તેનો બદલો તે પણ ભ્રમણ માટે સરતાં વાહનમાર્ગો બતાવવામાં ને ભાડાના દર ઠરાવવામાં વાળી આપતો. મિ. સકાઇએ જે જે સગવડો કરી આપવાનું કહ્યું હતું તે બધી આ મિ. અપાનો જ કરી શકે તેમ હતું. તેણે અમારી રખડપટ્ટીઓના જે માર્ગો નક્કી કર્યાં હતા તે બહુ વખત બગાડ્યા વિના પાર પડે એમ ગોઠવાયા હતા. મુલાકાતોના ચોખા મુકાયા પછી તુરતમાં અમે શહેરના મુખ્ય ભાગો અને સ્થળો જોઇ લેવાનું નક્કી કર્યું. જેથી પાછળથી શહેરમાં કંઇ ન જોવાનો અસંતોષ ન રહે.

### ટોકિયો–યેદો

ટોકિયો શહેરનો કેટલોક પુરાણો ભાગ ૧૯૨૩ ના ધરતીકંપમાં તારાજ થયા પછી નવું ટોકિયો તદ્દન આધુનિક ઢબે જ રચાયું છે. પણ તેની બરોબર મધ્યમાં બાદશાહનો પુરાણો મહેલ અસલ જાપાની ઢબે રહ્યો છે અને તેની ચારે કોર વિશાળ રાજ્યભવનો, મંત્રીઘરો વગેરે વસ્યાં છે. આથી ઘણા તે ઉપર ઉપમા ઘડે છે કે જાપાન વ્યવહારમાં અદ્ય–નૂતન (મૉડર્ન) છે, પણ તેનું ઘર અને હૃદય તો જાપાની જ છે.

ટોકિયોનું અસલ નામ તો યેદો છે. તે રાજધાનીનું શહેર ગણાતું, પણ શહેનશાહનો વાસ ૧૮ મી સદી સુધી કયોતોમાં હતો અને તેના શોગન પ્રધાનો યેદોથી તેના નામે રાજ્ય ચલાવતા, એટલે કયોતોમાં જે રાજશાહી પ્રકૃતિ ઉછરી તેનાથી નિરાળી જ પ્રકૃતિ યેદોની વસ્તીમાં ઊતરી.

એ વેળા ખરી સત્તા શોગનોના હાથમાં હતી ને જાપાનના એમણે પાડેલા સાઠ પ્રાંતોના સરદારો, જાગીરદારો, તાલુકદારો તેમની ચપટી તળે હતા. એમને બરોબર હાથમાં રાખવાને તેમણે એવો વહીવટ રાખેલો કે એ બધા દાઇમોએ ટોકિયોમાં જ આવી વસવું. તે જ્યારે પોતાની જાગીરમાં ગયા હોય ત્યારે તેમનાં બૈરાંછોકરાં બાન તરીકે ગણાતાં. આ રીતે યેદોમાં

રાજ્યકર્તા વર્ગનો મોટો સમૂહ જામ્યો હતો. વૈભવ, સત્તા અને સેવકમંડળથી જુદી જ ઢબની અમીરાત ત્યાં દેખાતી હતી. શોગનો વિદ્યા અને શૌર્યના ઉપાસકો હતા. તેમણે મોટી વિદ્યાશાળાઓ પણ સ્થાપી હતી. આથી યેદો આખા દેશમાં પ્રતિષ્ઠા અને સંસ્કૃતિનું પ્રથમ મથક બન્યું હતું. સામુરાઇઓ બધી જાતની યુદ્ધવિદ્યાકળામાં નિપુણ હતા. એમના વખતમાં કેટલીયે શસ્ત્ર-શાળાઓ, શસ્ત્રાગારો ને ધનુષકારો હતા. એમના સંપ્રદાયથી યેદોની પ્રજામાં એક પ્રકારની બેપરવાઇ અને લાલાજીપણું આવ્યાં હતાં. આપણે અહીં જેમ 'મુંબાઈગરા' કહીએ છીએ તેમ ત્યાં યેદોકો (યેદોવાસી)નું ઓળખાણ તેની લાભ–નુકશાની તરફની બેપરવાઇથી મળતું. કેટલાક મજૂરો પણ કાલ ખાવાને પૈસા ન હોય છતાં મગરૂર થઈ ફરતા.

શોગનોની પડતી થતાં નૂતન જાપાનના હાથમાં કારભાર આવ્યો, છતાં યેદોની આ પ્રકૃતિ ગઈ નહિ. નવા આવ્યા તે પણ તેની હવાનો ચેપ પામ્યા. ટોકિયો અને ઓસિકાવચ્ચે ૩૬૦ માઈલનું અંતર છે. શોગનોના વખતમાં બહુ વિસામા ખાતાં ત્યાં પહોંચાતું,—બહુ શહેરો વચમાં આવતાં તેથી. અત્યારે એક જ રાતમાં ત્યાં પહોંચાય છે. છતાં બે શહેરો વચ્ચેનો સંસ્કારભેદ તો એવો ને એવો જ રહ્યો છે. ટોકિયોવાળા પોતાની બોલીચાલી અને વર્તનમાં વધારે શુદ્ધિ તથા છટા છે એમ જણાવે છે.

### જનરલ નોગીનું સ્મારક

બે ટૅક્સી આખા દિવસ માટે ભાડે કરી અમારી બધી મંડળી ટોકિયોના સર્વઆમ રસ્તા વીંધતી ઊપડી. દિવસ વાદળાંવાળો હતો; વરસાદની ઝીણી ઝરમર ચાલુ હતી. શહેરના ગીચ ભાગમાંથી બહાર નીકળ્યા ત્યાં એક સાદા દેખાતા કૉમ્પાઉન્ડ આગળ ટૅક્સી અટકી. એ જનરલ નોગીનું ઘર અને સમાધિસ્થાન હતું. જનરલ નોગી અને ઍડમિરલ ટોગોનાં નામો તો રૂસો–જાપાન યુદ્ધના વખતથી સાંભળેલાં, પણ એ નામોનો પ્રતાપ જાપાનને મન શું છે તે આ જ વખતે સમજાયું. ભલભલાં યુદ્ધોમાં ઊર્મિવશ નહિ થએલા એવા એ વાનપ્રસ્થ વૃદ્ધ નોગીએ પોતાના પ્રિય બાદશાહ મેઈજીના મૃત્યુ



શહેનશાહ મેઈજીનું સમાધિસ્થાન

પાછળ એમનો વિયોગ અસહ્ય લાગવાથી ઘરમાં ને ઘરમાં પોતાની પત્નીની સામે બેઠાંબેઠાં આત્મસમર્પણ કર્યું અને તેની પત્નીએ પણ તત્ક્ષણ કટારે વતી તેનો સાથ સાચવ્યો. એ હકીકત પ્રત્યેક જાપાનીના હૃદયમાં વીરત્વ અને રાજભક્તિની છોળો ઉછાળે છે. એમનું ઘર ચોકીપહેરા નીચે એમનું એમ સાચવી રાખવામાં આવ્યું છે અને ઘર પાછળના બગીચામાં તેમની કબર કહો કે સમાધિમંદિર ચણ્યું છે. ત્યાં હરેક જાપાની પ્રવાસી, નાગરિક કે સૈનિક, પોતાની ભાવપૂજા આપવા ગયા વગર રહેતો નથી. ઘરની અંદર જે સ્થાને બેસી તેમણે આત્મસમર્પણ કરેલું તે સ્થાને તેમનાં આબેહૂબ પૂતળાં એ જ સ્થિતિમાં કરી મૂક્યાં છે; એટલે લાગે કે એ બનાવ જાણે આ જ ઘડીએ બની રહ્યો છે.

## મેઈજી સમાધિ

ત્યાંથી ઊપડ્યા મેઈજી બાદશાહની સમાધિનાં દર્શને. લગભગ શહેર બહાર નીકળી ગયા ને સુવ્યસ્થિત ઉદ્યાન માર્ગો આવ્યા ત્યારે અટક્યા. ત્યાંથી આગળ કોઈ વાહન જઈ શકતું નહિ. કેટલા યે જાપાની, ધની કે રંક સરદાર કે સિપાઈ પગે જ ચાલ્યા જતા ને આવતા હતા. એ મેઈજી પાર્કમાં લીલાંછમ ઊંચા વૃક્ષો વચ્ચેના એકાદ માઈલ મોટા રસ્તા પણ માણસોથી ભરચક હતા. માઈલ સુધી પગે ચાલ્યા પછી વચમાં મેઈજી બાદશાહનું સમાધિમંદિર આવે છે. જાપાનનાં મંદિર ઊંચાઈ કરતા પહોળાઈમાં વધારે હોય છે, પણ મેઈજી સમાધિ તો સ્મારકનો નમૂનો છે. એ પરથી એ આખા વિશાળ ઉદ્યાનમાં જાણે મેઈજી બાદશાહનો આત્મા નિદ્રા લેતો


મેઇજી ચિત્રાલય

હોય એવું ભાન થતું હતું. મુખ્ય દરવાજા આગળ ઊભેલા પોલિસે અમારા કૅમેરા સખ્તાઈથી બંધ કરાવ્યા. અમે પણ કંઈ હુજ્જત કરી શકયા નહિ. એ સ્થાનનાં માન અને પવિત્રતા સાચવવા જાપાન કંઈ પણ કરે એ છાજતું હતું. લોકો આ સ્થાનને પણ ધર્મમંદિર માની નાણાં ભેટ કરતા હતા. એ જગ્યાના પૂજારીઓ ત્યાંની સરસ છબીઓ વેચતા હતા એટલે અમારા કૅમેરા ન વપરાયાનું દુઃખ મનમાં રહ્યું નહોતું.

## મેઈજી ચિત્રાલય

ત્યાંથી ગયા મેઈજી ચિત્રાલયમાં. આ પણ જાપાનની જ ઢબની એક વિલક્ષણ પણ સચોટ સ્મારકકૃતિ છે. બીજા વિશાળ પાર્કમાં ખાસ મકાન બનાવી તેમાં મેઈજી રાજાનાં જીવનને લગતાં ૮૧ ચિત્રો ગોઠવવામાં આવ્યાં છે.

નૂતન જાપાનના સર્જક મેઈજી રાજા જાપાનની ભૂતકાળથી જડાએલી રાજભક્તિમાં નવા પ્રાણ અને શક્તિ મૂકતા ગયા છે, અને જાપાનીને મન પોતાનો દેશ રાજાની કલ્પના વિના અશકય જ લાગે એવી સુધારણા, ઉદાર સખાવતો અને સુવાસ મૂકીને દેવપદ પામી ગયા છે. આ ચિત્રાલયમાં તેમણે જીવનકાળમાં જે જે તબક્કાએ દેશને નવા સુધારા અને કાયદા આપ્યા તેમજ જે જે મહાન પ્રસંગો બન્યા તેનાં ૮ × ૧૦ ફૂટનાં મોટાં ચિત્રો જાપાનના જ આગેવાન ચિત્રકારોને હાથે ચીતરાવીને દરેક પ્રાન્તની પ્રજાએ અહીં ભેટ કર્યાં છે. એ ચિત્રોમાં જાપાનની ચિત્રકળાનું સત્ત્વ ઝબકારા કરતું જણાયું. મેઈજી રાજાના જન્મથી માંડી અંતિમ નિર્વાણ સુધીના પ્રસંગો બરાબર




**જનરલ નોગી અને શ્રીમતી નોગી**

ભલભલાં યુદ્ધોમાં ઊર્મિવશ નહિ થએલાં એવા આ વાનપ્રસ્થ વૃદ્ધ જનરલ નોગીએ પોતાના પ્રિય બાદશાહ મેઈજીના મૃત્યુ પાછળ, એમનો વિયોગ અસહ્ય લાગવાથી ઘરમાં જ પોતાની પત્નીની સામે બેઠાંબેઠાં આત્મસમર્પણ કર્યું, અને તેની પત્નીએ પણ તરત, તીક્ષ્ણ કટારથી તેનો સાથ સાચવ્યો એ હકીકત પ્રત્યેક જાપાનીના હૃદયમાં વીરત્વ અને રાજભક્તિની છોળો ઉછાળે છે.

---

જોવાને ત્રણચાર કલાક તો લાગે જ. એક એક ચિત્ર દસદસ હજાર યેનથી યે વધારે કીમતનું હતું. છાપેલી પ્રતો અનેક માપમાં મળતી હતી, પણ અમે પોસ્ટ કાર્ડ સેટ લઈ મન મનાવી બહાર નીકળ્યા.

ટોકિયો નગરના આ જ વિભાગમાં ૧૯૪૦ની ઓલિમ્પિકસ ભરાવાની છે તેની તૈયારી માટે જે અતિ વિશાળ સ્ટેડિયમ બંધાય છે તે જોઈ જાપાનની પ્રજાશક્તિનો ખ્યાલ આવ્યો. લગભગ ત્રીસ લાખ માણસની મેદની સમાઈ

કોઈ અદના માણસને પણ સમજાય પડે એ પ્રકારના નકશા આલેખવાની આધુનિક કળામાં પણ જાપાન પાવરધું છે, અને તે પણ પોતાની અનોખી ઢબે. ચીન, મંચુરિયા અને કોરિયા જોડેનો જાપાનનો સંબંધ દર્શાવતો એવો એક લાક્ષણિક નકશો




હૉટેલમાંની મારી રૂમ માત્ર આઠ જ ફૂટ પહોળી હતી છતાં તેમાં સગવડો બધી જ સચવાએલી હતી એ આ પ્લાન બતાવશે.

રહે એવી યોજના પર આ મેદાન બની રહ્યું છે. છ વરસથી તેની તૈયારી ચાલે છે અને ગઈ સાલ જાપાન ઑલિમ્પિકસને નોતરવામાં સફળ નીવડ્યું છે એટલે હવે તેની પૂર્ણતા કરવામાં બાકી નહિ રાખે.

બપોરનું ખાણું રસ્તામાં આવતા મિન્ઝા સ્ટ્રીટના રેસ્ટોરાંમાં તૈયાર કરાવી ખાઈ લીધું. આ રેસ્ટોરાંવાળાઓને વીસ મિનિટમાં અમારી માગી રસોઈ કરી આપતા જોઈ અમે જાપાનની તાલીમને ધન્યવાદ આપ્યો.

**વૉર મ્યૂઝિયમ**

જાપાનનું વૉર મ્યૂઝિયમ યુદ્ધ-દૃશ્ય અને યુદ્ધ-સરંજામનો અદ્‌ભુત સંગ્રહ છે. પ્રાચીન પાષાણયુગનાં શસ્ત્રોથી માંડી છેલ્લાં યાંત્રિક ને વૈજ્ઞાનિક શસ્ત્રાસ્ત્રોનો આબેહૂબ ખ્યાલ ત્યાં મળ્યો. બધા દેશોના યોદ્ધાઓનાં ચિત્રો ને પૂતળાંઓ જોયાં. યુદ્ધોનાં યંત્રો કેમ કામ કરે છે તેના પ્રત્યક્ષ પ્રયોગો આપતા નમૂના ત્યાં છે. રૂસો-જાપાની યુદ્ધ વખતના વીરોની છબીઓ, પોશાકો અને પરાક્રમચિત્રો જોયાં. યુદ્ધને લગતી કોઈપણ બાબત ત્યાં બાકી નહોતી અને પ્રત્યેક જાપાની તે સમજી શકે એમ જાપાની ભાષામાં લખાણો અને લેબલો ત્યાં હતાં. અંગ્રેજીમાં કશું મળે નહિ. આ મ્યૂઝિયમે અમારા બે કલાક લીધાં અને પગ ગળવા માંડયા તો યે બરોબર જોવાયું નહિ એમ લાગ્યું. ત્યાંથી ઝપાટો માર્યો પ્રાણીબાગ તરફ. એનો વિસ્તાર નાનો હતો,


મેદાની રમતોનું ક્રીડાંગણ
જાપાનનું ઑલિમ્પિક સ્ટેડિયમ

પણ પ્રાણીસંગ્રહ બહુ વિવિધ અને ઉમદા હતો. ખુદ જાપાનમાં તો બહુ થોડી જાતનાં જાનવરો થાય છે, છતાં બધા નમૂના ભેગા કરીને તેનું જ્ઞાન પ્રજામાં કેટલું વ્યાપક કરી દીધું છે એ તો બાગની ટિકિટો પર આપેલાં પ્રાણીઓ અને શહેરમાં મળતી બાળચિત્રપોથીઓ જુઓ એટલે તરત સમજાય.


હૉટેલનું નોટીસ બૉર્ડ : આધુનિક
જરૂરિયાતનું છતાં દેશની સંસ્કૃતિનો નમૂનો છે

ત્યાર પછી બહુ જ ઝડપે બેચાર પ્રસિદ્ધ ગણાતા રસ્તા વટાવી હૉટેલની અમારી ઓલીઓમાં થાકેલા લોચા જેવા થઈ પડ્યા ત્યારે જ ખબર પડી કે ટોકિયો એટલે શું.

અમારા રાતના ખાણા માટે કંઈ સૂચના આપવાની રહી ગઈ હશે અને મોડું બહુ થઈ ગયું હતું એટલે અમે આવ્યા ત્યારે ખાણાના રૂમ તો બંધ થઈ

ગએલા ! પણ એ જ હૉટેલ તરફથી બહારના ભાગમાં રેસ્ટોરાં ચાલતું હતું ત્યાં મૅનેજરે ગોઠવણ કરાવી આપી. તો યે નવી વાનીઓ શાક વગેરે કરતાં અરધો કલાક રાહ જોવી પડી. એવામાં મારા એક કાગળના જવાબ રૂપે માચીડો કરીને કલાકાર મળવા આવ્યા છે એમ ખબર મળતાં હું મારી રૂમમાં ગયો. મિ. માચીડો બાંધી દડીના, ગોળમટોળ, ફુલેલા અને ચિત્રકારના લેબાસમાં સજ્જ થઈ પધાર્યા હતા. તેમના પર ભલામણ આપનાર તો ક્યોતોવાળા મીકીસાન હતા પણ એ બે મિત્રો વચ્ચે બહુ ફરક લાગ્યો. તેમણે મારા તરફથી ચા વગેરેનો સત્કાર સ્વીકાર્યો. મારાં વિષે નોંધ કરી, પણ પછીના દિવસમાં કદી તેમના ટેલિફોન કે પત્ર કંઈ મળ્યું જ નહિ.

આ પ્રસંગે મારા મન પર જરા નાસીપાસીની છાયા નાખી. પણ એવે વખતે મારો હંમેશનો આશાવાદ મારી મદદે આવ્યો. જોવાનો લોભ તો તે જ દિવસે ટળી ગયો હતો. સંસ્થાઓ અને મુલાકાતોના ઘાટ ફરી વિચારતા વગર પ્રયાસે અમે ઊંઘને શરણ થયા.

## વાસેદા યુનિવર્સિટી

અમને ખબર હતી કે જાપાનમાં સાત યુનિવર્સિટીઓ સરકારી અને ચોવીસ ખાનગી છે; અને ખાનગી યુનિવર્સિટીઓની કાર્યવાહી તથા સેવા સરકારી યુનિવર્સિટીઓ કરતાં જરાયે ઊતરે નહિ. સરકારની મદદથી ચાલતી સંસ્થાઓને બહુ પરાક્રમ કરવું પડતું નથી એવો અમારો સહજ ખ્યાલ હતો. એટલે ટોકિયો ઇમ્પીરિયલ યુનિવર્સિટી જોવાનો લાભ જતો કરીને પણ અમે ત્યાંની સુપ્રસિદ્ધ વાસેદા યુનિવર્સિટી જોવાને ત્યાંના એક પ્રોફેસર નીગોઝી ઉપર ચિઠ્ઠી મેળવી હતી. પહેલી જ તકે અમારા દર્શક મી. અપાનોને લઈ અમે વાસેદા યુનિવર્સિટી તરફ ઊપડ્યા. ઘણી વારે ત્યાં પહોંચ્યા ત્યારે યુનિવર્સિટીનો સાંજનો વખત પૂરો થયો હતો અને વિદ્યાર્થીઓ વેરાતા દેખાતા હતા એટલે અમે તો માન્યું કે આજ ધરમધક્કો થયો અને બીજી વાર આવવું પડશે. પણ પ્રો. નીગોઝીના હાથમાં અમારાં કાર્ડ ગયાં કે તે ઘેર જતાજતા અટક્યા અને કહ્યું કે

આગળ નામ આવી ગયું છે તે ડૉ. ત્સુબોશી જાપાનની તળપદી સંસ્કારિતા અને ભાષાના સમુદ્ધારના જેવા પ્રખર ઉપાસક છે તેવા જ નાટ્યગુરુ શેક્સપીઅરના એક અજોડ ભક્ત છે. તેમના જીવનકાર્યની કદર અને આદર કરતું આ નાટ્યાલય તેમના વિદ્યાર્થીઓ અને પ્રશંસકોએ ફાળો કરીને બંધાવ્યું છે.

ડૉ. ત્સુબોશી પણ પોતાના સ્મારકના માત્ર અર્ધ્ય ગ્રહણ કરનારા રહ્યા નથી. તેમની સાહિત્યભક્તિ અને સ્વદેશપ્રેમથી પ્રેરિત થએલા એ મહાનુભવિ પોતાનાં સર્વ પુસ્તકોની રૉયલ્ટીની આવક અને પોતાના ગામની જાગીરની આવક આ સંસ્થાને સમૃદ્ધ થતી રાખવા અર્પણ કરી દીધી છે. એમણે પોતાના જીવનનાં છેલ્લાં ચાલીસ વર્ષોથી પણ અધિક સમયમાં પોતાના દેશને સાહિત્યસંશોધનોથી તથા શેક્સપીઅરનાં અમર નાટકોને જાપાની રૂપમાં અવતારીને દેશના ઋષિવરનું પદ પ્રાપ્ત કર્યું છે.

જાપાનમાં ૫૦ વર્ષ પહેલાં શેક્સપીઅરનું નામ કોઈ નામે જાણતું નહિ. ૨૫ વર્ષની ઉંમરે ઇ. ૧૮૩૬માં તેમણે અભ્યાસ કરતાં કરતાં જુલિયસ સીઝરનું ભાષાંતર કરેલું. પછી ઇ. ૧૮૯૪માં મૅકબેથ ૧૯૦૯માં હૅમલેટ અને ૧૯૨૩ સુધી બીજા ૧૬ વૉલ્યુમ કર્યા. પણ પછી માત્ર અનુવાદોથી સંતોષ નહિ થવાથી બધા નાટકોને જાપાની સ્વાંગ આપ્યો. પણ તે એવી સચોટતાથી અને સાદાઈથી કે આજે જાપાનના મોટા જનસમુદાયને શેક્સપીઅરનું નામ મુદ્દલે અજાણ્યું રહ્યું નથી.

પરદેશી ફૂલક્યારીઓ તેણે વતનમાં ઉગાડી ઉછેરી જે મહત્ત્વનું કાર્ય સાધ્યું છે તેથી તે શેક્સપીઅરના અનુવાદકોમાં બહુ અગ્રપદ પામ્યા છે. એમના અનુવાદો અતિ ઉચ્ચ કક્ષાના ગણાય છે. અંગ્રેજી ભાષાનું સાબૂત જ્ઞાન, પોતાની ભાષાની લાક્ષણિકતા અને સુંદરતા પર કાબૂ તેમજ નાટ્યકળાનું સંપૂર્ણ જ્ઞાન તેમને હોવાથી આ પ્રચંડ કાર્યને તેમણે સર્વાંગસિદ્ધ કરી પ્રજાને અર્પ્યું છે. ડૉ. ત્સુબોશીની શેક્સપીઅરની ગ્રન્થમાળાના ૩૭ ખંડો છે: તેમાં ૩૪માં નાટકો, બેમાં કાવ્યો અને એકમાં શેક્સપીઅરના

અભ્યાસ માટે પરિચયલેખ છે.

ઇ. ૧૮૮૫માં તેમણે જ આ યુગની નવલકથાનો પ્રથમ નમૂનો જાપાની ભાષામાં આપ્યો. નિબંધો, વિવેચનો અને ગ્રન્થાવલોકનોમાં તેમનું નામ અગ્રપદે છે. જર્મન સંસ્કૃતિના સમુદ્ધારમાં લેસીંગ સાથે જાપાની ભાષામાં તેમની સરખામણી થાય છે. તેમના ૭૦મા વર્ષે તેમના સ્મરણ રૂપે ત્સુઓશી મેમોરીઅલ નાટ્યશાળા થઈ તેનું સ્વરૂપ એલિઝાબેથના સમયના ફૉર્ચ્યુના થીએટરના ઘાટનું છે અને અંદર બહાર લગભગ તેનું જ અનુસરણ છે. પરસાળ



પ્રો. ત્સુ બોશી

નાટ્યમંચ જેવી છે. પ્રવેશદ્વારે Totus Mundusagit Historionen ('આખું જગત એક નાટક શાળા છે.') એમ લૅટિન ભાષામાં લખ્યું છે.

આ મકાનના ત્રણે માળામાં જાપાનના એક હજાર વર્ષ પૂર્વેના નાટ્યગૃહો, પાત્રો, પોશાકો, સાધનો વગેરેનો અજબ સંગ્રહ છે. તે ઉપરાંત યુરોપનાં નાટ્યગૃહો, જુદાજુદા યુગના પ્રસિદ્ધ નાટ્યલેખકોની છબીઓ, ચિત્રો, હસ્તલેખો વગેરેનો અમૂલો સંચય છે. માત્ર હિંદ, બ્રહ્મદેશ, જાવા એ જ દેશોના પ્રતિનિધિરૂપ મેં કાંઇ ન જોયું. બાકી યુરોપનું બધું સાહિત્ય ત્યાં હતું ત્યાં એકલાં નાટકો પરનાં ૧૫૦૦૦ પુસ્તકો ચીની–જાપાની ભાષાનાં, ૫૦૦૦ ગ્રન્થો યુરોપિયન દેશોનાં, ૧૦૦૦ યુરોપિયન ગ્રંથો માત્ર શેકસ્પીઅર ઉપર પ્રો. ત્સુબોશીએ જ ભેગાં કરેલાં સંગ્રહાએલાં હતાં. ૩૦,૦૦૦ રંગીન ચિત્રો ઉપરાંત મ્હોરાં, વેશપલટાના સાધનો, નાટ્યગૃહોના નાના નમૂના-પાત્રો, સાહિતના–આ બધું જોતાંજોતાં અમે થાકયા હતા. ઉતાવળમાં હતા છતાં યે એક કલાક લાગ્યો.

તેમાં એ સંસ્થાના વિદ્યાર્થીઓ પ્રથમ કક્ષામાં આવ્યા અને ન્યાયપદે નીમાયા. આ ઉપરથી એ સંસ્થાની પ્રતિષ્ઠા વધી અને તેના ગ્રેજ્યુએટોને મધ્યમ શ્રેણી નિશાળોમાં શિક્ષક થવાના લાયસન્સ (પરવાના) મળ્યા.

૧૯૦૬માં વેપારવિભાગનો વધારો થયો. તેની એક પ્રાવેશિક શાળા પણ થઈ. ધંધા માટે જે પાકું જ્ઞાન અને શિક્ષણ આજના વધતા વહીવટોમાં જરૂરનું છે તેનું સંગીન શિક્ષણ આપવાની ગોઠવણ થઈ. તે વિભાગ એટલો તો લોકપ્રિય થયો કે તેમાં પ્રથમ વર્ષે ૧૦૦૦ વિદ્યાર્થીઓ આવ્યા. તે જ વર્ષે હાયર નૉર્મલ સ્કૂલ થઈ. તેમાં ઇતિહાસ, ભૂગોળ અને નીતિ શિક્ષણ, જાપાની-ચીનીનાં કલાસિકસ અને અંગ્રેજી ભાષા, એમ ત્રણ વિભાગ ખુલ્યા. વિજ્ઞાન અને ગણિત પાછળથી ઉમેરાયાં. ૧૯૦૯ માં તો મિકૅનિકલ અને ઇલેક્ટ્રિકલ એન્જિનીઅરિંગ આવ્યાં અને ૧૯૧૦માં માઇનિંગ તથા આર્કીટેકચર તેમજ ઍપ્લાઇડ કેમિસ્ટ્રી (પ્રાયોગિક રસાયણ) દાખલ થયાં.

પણ લેબૉરેટરી અને વર્કશૉપની ભાવનાને નાણાંની ખેંચ હતી. એ વાત શહેનશાહને કાને પહોંચી, એટલે તેમણે ખાનગી ખજાનામાંથી મોટી રકમ ભેટ કરી અને આ સંસ્થાની પ્રતિષ્ઠામાં વધારો કરી દીધો. પછી તો રાજકુટુંબના નબીરાઓ, સરદારો, ઠાકોરો અને અનેક સંસ્થાઓએ મદદો વરસાવી. ચીનના નામાંકિત પુરુષોએ પણ અહીં મદદો મોકલી હતી અને વાસેદા યુનિવર્સિટીમાં ભણેલા કેટલાક ચીની ગ્રૅજ્યુએટો તો પોતાના વતનમાં મહત્ત્વના પદે પહોંચ્યા છે. ચીની વિદ્યાર્થીઓ માટે એક નૉર્મલ શાખા પણ વાસેદાએ ખોલી હતી. તેમાં ભૌતિકશાસ્ત્ર અને રસાયણ, વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્ર, તથા ઇતિહાસ અને ભૂગોળ એમ ત્રણ ખંડ રાખ્યા હતા. આ શાખામાં ૨૫૦૦ વિદ્યાર્થીઓ હતા.

ઈ ૧૯૨૦માં સરકારે યુનિવર્સિટીઓ વિષે ખાસ હુકમ બહાર પાડ્યો તેમાં વાસેદાને ઇમ્પીરિયલ યુનિવર્સિટી જેટલું જ પદ મળ્યું.

૧૯૦૨ના જાન્યુઆરીની ૧૦મીએ સંસ્થાના પિતા માર્કવિસ ઓકુમા ગુજરી જતાં તેમના વારસે તેમના વીલ મુજબ તેમનું નિવાસગૃહ વાસેદાને સમર્પણ કરી દીધું. તેથી વિશાળ ઉપવનવાળો એક મોટો વિહાર પ્રદેશ સંસ્થાને મળી ગયો.

૧૯૨૯માં વાસેદાએ રાત્રીશાળાઓ શરૂ કરી અને જેમને ખાસ વર્ગોનો અભ્યાસ થોડા વખતમાં કરવો હોય તેમના માટે સગવડો કરી. આજે વાસેદા આવી રાતની શાળાઓમાં લગભગ ૧૨,૦૦૦ વિદ્યાર્થીઓને ભણાવી રહી છે.

૧૯૩૧ સુધી આવી વિરાટ સંસ્થાના અગ્રણી રહેલા તાનાકા એક ભાષણમાં કહેતા હતા કે યુનિવર્સિટીથી માંડી તમામ પ્રાથમિક શાળાઓ સુધી વિદ્યાર્થી માત્રને જ્ઞાન ભરવામાં અને ગોખણમાં જ શક્તિનો વ્યય કરવો પડે છે અને સ્વયંવિચાર કરવાની તેમજ પોતાના પ્રયત્ને પરિણામ ઉતારવાની શક્તિ જતી કરવી પડે છે એ જાતની અવગણના બહુ જ સંતાપજનક છે. અને શિક્ષણ જગતમાં પણ એના એ દોષો સામાન્યપણે પ્રવર્તે છે. જેવા પ્રો. તાનાકા પ્રમુખ થયા કે તરત તેમણે નવા ધોરણે કેળવણી નિર્માણ કરી અને આજે તે 'સ્વશોધન' (self-investigation)ના પ્રકાર રૂપે જાણીતી છે. જાપાનમાં એ પદ્ધતિ અત્યાર સુધી સાવ અજાણી રહેલી તેથી તેનું મહત્ત્વ ત્યાં ઘણું છે.

## વાસેદાનું નાટ્યાલય

વાસેદા યુનિવર્સિટીના વર્ગો અને ખંડો જોતાં અમે થાકતા હતા અને ક્યાંક અટકીએ તો સારૂં એવો વિચાર કરી રહ્યા હતા એવામાં અમારી સાથેના પ્રોફેસરે નાટ્યાલય (ખરૂં નામ તો Theatre Museum)નું નામ લીધું. નાનાભાઇ લગભગ ના પાડવા જતા હતા, પણ મેં જરા નજર કરી લેવાની દરખાસ્ત મૂકી અને તે પણ એ મકાન તરફ ખેંચાયો; અને પછી તો અમે જે જોયું તેથી વાસેદા યુનિવર્સિટીના કાર્યપ્રદેશની એક અવનવી જ સીમા જોઇ એમ લાગ્યું.

તમે એક વાર આખી સંસ્થામાં ફરી લ્યો જેથી વિસ્તારનો ખ્યાલ આવશે.

## વાસેદાનો ઐતિહાસિક પરિચય

વાસેદા યુનિવર્સિટી ૧૮૮૨ ની સાલમાં માર્કવીસ ઓકુમાએ 'ટોકિયો સેંમાન ગાકકો' એટલે ટોકિયોનું વિશિષ્ટ વિદ્યાલય એ નામથી સ્થાપી હતી અને ડૉ. તાકાતા તેના અગ્રગણ્ય સંચાલક બન્યા હતા. બીજા ૭ પ્રોફેસરો અને માત્ર સાઠ વિદ્યાર્થીઓ પર શરૂ થએલી એ સંસ્થામાં આજે તો યુનિવર્સિટીમાં જ ૪૦૦ પ્રોફેસરો અને વ્યાખ્યાતાઓ છે જે ૧૬,૦૦૦ કરતાં વધુ વિદ્યાર્થીઓને વિદ્યાપ્રદાન કરી રહ્યા છે.

મૂળ સ્થાપકનો આશય એવો હતો કે સામાન્ય સ્થિતિના વિદ્યાર્થીઓને ઉચ્ચ જ્ઞાન સુલભ બને અને તેઓનો સંશોધન કાર્યમાં વિકાસ થાય. એ કાળે જાપાનમાં પ્રત્યેક ઉચ્ચ વિદ્યાસ્થાનમાં વિદેશી ભાષામાં જ શિક્ષણ અપાતું હતું અને અધ્યાપકોનો મોટો ભાગ પરદેશીઓનો જ હતો. ખુદ જાપાનીઓ પણ પરદેશી ભાષામાં વ્યાખ્યાન આપતા. આ પદ્ધતિથી, જે ભાષામાં વ્યાખ્યાન થતાં તે ભાષા શીખવામાં જ વિદ્યાર્થીના કેટલાંક વર્ષ વીતી ગયા પછી જ તે પોતાનો ખાસ વિષય શીખવાનું શરૂ કરી શકતો આનો અર્થ એ જ કે જિંદગીમાં કામ આપવાના વર્ષો કમી થાય અને મહત્ત્વાકાંક્ષામાં મોટી આડ ઊભી જ રહે. માર્કવિસ ઓકુમાની દૃઢ પ્રતીતિ હતી કે કોઈ પણ પ્રજાની સાચી સ્વતંત્રતાનો પાયો તેની સ્વભાષાના સફળ પ્રયોગ ઉપર જ છે એટલું જ નહિ પણ કોઈ પણ ઉચ્ચ કક્ષાનો અભ્યાસ માતૃભાષામાં જ થઈ શકે. ડૉ. તાકાતા અને ડૉ. ત્સુબોશી વગેરે સહયોગીઓ પણ તેમાં સંમત હતા, એટલે આ નવી સંસ્થાની મુખ્ય વિશિષ્ટતા એ હતી કે શિક્ષણ માટે જાપાની ભાષાનો જ ઉપયોગ એમાં કરવામાં આવ્યો.

એ સંસ્થાની બીજી નવીનતા એ હતી કે કેળવણીના પ્રયોગોમાં તેણે સંશોધનકાર્ય દાખલ કર્યું. કેળવણી માત્ર રાજસત્તાનું શાસન દૃઢ કરવાનું સાધન ન હોવું જોઈએ, અથવા તેની જ પુજાપ્રચારનું વાહન

એ ન થાય એટલો સદાગ્રહ ટોકિયોની આ સંસ્થાના નેતાઓમાં હતો જ. જાપાનને નવું રાજબંધારણ અને હક્કો મળ્યા તે વખતે આવો સ્વચ્છ માનસિક વિહાર જરૂરનો હતો.

ઈ. ૧૮૮૨માં માર્કવિસ ઓકુમાએ પ્રધાનમંડળ છોડયું તેની સાથે પ્રો. ઓનો પણ છૂટા થયા અને ત્રણે જણે મળી એ સંસ્થામાં શિક્ષકનું કામ આરંભ્યું. પ્રથમ રાજકારણ, અર્થશાસ્ત્ર અને કાયદો એ ત્રણ વિભાગના અભ્યાસક્રમ ઉપાડયા. શરૂઆતમાં તો લોકોએ તેમના તરફ બહુ શંકાઓ કરી, કારણકે તેઓ રાજસત્તાના પદેથી ફારેગ થયા હતા અને કદાચ કોઈ કારણસર નવો પક્ષ રચવાના હોય તો !

સરકારે પણ લોકો તેમનાં છોકરાંઓને ત્યાં ન મોકલે એવી તજવીજ કરેલી ખરી. ઈ. ૧૮૮૬માં ડૉ. તાકાતા વગેરે અધ્યાપકોને લાગ્યું કે વારંવાર સરદાર ઓકુમા પાસેથી ધન માગતાં તેમની બુદ્ધિ ઝાંખી બનતી જશે. એટલે એમણે સંસ્થા પગભર થાય એવા સ્વરૂપમાં લાવવાની યોજના ઘડી, સુધારા કર્યા અને તેમાં તે દરેકે અદ્‌ભુત સ્વાર્પણ બતાવ્યું. માર્કવિસે પણ પોતાનો ફાળો બીજી રીતે આપ્યો. યુનિવર્સિટીનાં કેટલાંક મકાનો પોતાની મૂડીથી બંધાવી આપ્યાં અને પોતે ૧૯૨૨માં પોતાના મૃત્યુ સુધી પ્રમુખ રહ્યા.

૧૮૮૬માં આ યુનિવર્સિટીએ પત્રવ્યવહારથી શિક્ષણ આપવાના ક્રમ યોજ્યા અને તેની કામગરી માટે યુનિવર્સિટીનું પ્રેસ સ્થાપ્યું. યુનિવર્સિટીનો કાર્યક્રમ આમ વિસ્તારવામાં આ સંસ્થાની પહેલ હતી. ઈ. ૧૮૮૯માં પ્રો. ત્સુબોશીએ સાહિત્ય વિભાગ ખોલાવ્યો. ત્રીસ વર્ષથી રાજકીય ધમાલમાં પડી ગએલી પ્રજાનું સ્વકીય સાહિત્ય ધૂળ ખાતું પડયું હતું તેનો સમુદ્ધાર કરવાની તેની મહત્ત્વાકાંક્ષા હતી

ઈ. ૧૮૯૦માં જાપાન સરકારે પોતાનું કાયદા પ્રકરણ સંસ્કાર્યું–સુધાર્યું. તેને અંગે અભ્યાસક્રમમાં આ યુનિવર્સિટીને પણ મોટા ફેરફારો કરવા પડયા હતા; પણ ન્યાયખાતાએ નવી ભરતી માટે જે પરીક્ષાઓ રાખી



ત્સુબોશી મેમોરિયલ નાટ્યશાળા

ટોકિયો આટલું જ જોવા આવ્યા હોત તો યે આંટો સફળ ગણાત. બહાર નીકળ્યા પછી હિંદુસ્તાનની ભવાઇઓ, રાસ-લીલાઓ, કથકલીઓ વગેરેમાં હજુ પણ જીવતું પ્રાચીન તત્ત્વ સંઘરનારા મ્યુઝિયમની કલ્પના કોણ ઝીલશે તેના ઉભરા સમાવતા યુનિવર્સિટીના હૉલમાં આવ્યા. એ વખતે અંધારું થઇ ગયું હતું ને દીવા પ્રગટી ગયા હતા; પણ જોયું તો યુનિવર્સિટીના બધા ખંડે રોશની થઈ હતી. પ્રો. નીગેઇને પુછતાં તેમણે જણાવ્યું કે હવે યુનિવર્સિટીના રાતના વર્ગો શરૂ થયા છે અને રાતના અધ્યાપકોનો સ્ટાફ દિવસના વપરાતા ખંડોમાં જ વર્ગો ચલાવશે. આવી રીતે અખંડ વિદ્યોપાસના ચાલતી રાખતી જોવાની તક અમને અમૂલી લાગી. તેથી તે વર્ગોમાં જઇ કામ ચાલતું નિરખવાની ઇચ્છા પ્રો. નીગો-ઇને જણાવી. તેમને તો અમે તેમના રોજના નિયમ કરતાં બે કલાક વધુ રોકયા હતા, એટલે રાતના કોઈ અધ્યાપક જોડે ઓળખાણ કરાવી આપી જાય એવી વિનંતિ કરી. જાપાનની સામાન્ય સભ્યતામાં પણ કોઇ ક્ષતિ કે થાક અમે જોયો નહોતો, તો પછી અહીં વિદ્વાનો પાસે તો પૂછવું જ શું ? તેમણે તરત રાતની શાળાના પ્રિન્સિપાલ પાસે અમને પહોંચાડયા. અને તેમને અમારો પરિચય આપી પોતે ઘેર સીધાવ્યા. રાતના પ્રિન્સિપાલ સાહેબ પ્રથમ તો અમને તેમના રૂમમાં લઇ ગયા. અને અમે કશું ખાધું નહિ હોય એમ ધારી લઇને ચાનાસ્તો મંગાવ્યો. ખરૂં પૂછો તો અમને ખાવાનું સાંભરતું નહોતું, પણ એટલો ટેકો જરૂરનો ધારી એ આતિથ્ય વધાવી લીધું.

પ્રિન્સિપાલ સાહેબને પૂછ્યું કે તેઓ કયો વિષય શીખવે છે, તો કહે Ethics! એન્જિનીઅરિંગ, ઇલેકટ્રિસિટી વગેરે ભણનારાને હજી પણ

ચારિત્ર્ય, જાતિ વ્યવહાર અને વર્તનથી વધારે ઉચ્ચતર માનવતાનો પરિચય આપવા મથતું જાપાન કેટલી ઉગ્રપ્રવૃત્તિ રાખે છે તે બરાબર જોયું. રાતની નિશાળના ખંડેખંડ ઉત્સાહી, ઉદ્યોગી, ચમકતા ૧૪થી ૧૮ વર્ષના જાપાની છોકરાઓથી ઉભરાઇ રહ્યા હતા, પણ ક્યાં એ બૂમાબૂમ કે ધમાધમનું નામ નહિ. પ્રિન્સિપાલ સાથે અમે ચાલીમાં જતાં કોઇ સામા મળતા તો નમ્યા વિના રહેતા નહિ.



જાપાનના વિદ્યાર્થીઓ

જાપાની વિદ્યાર્થી બાળવર્ગનો હોય કે યુનિવર્સિટીનો ગ્રૅજ્યુએટ હોય, પણ તેના દેખાવમાં જરાયે દાંડાઇ કે તુમાખીપણું દેખાય જ નહિ. દરેક જણ પોતાની શાળાનો મુકરર થએલો યુનિફૉર્મ જેવો–પોશાક જ પહેરે. તે પણ બહુ જ જાડા સાદા કાપડનો હાફકોટ અને પાટલૂન. કોટનાં બટન ગળાંથી જ બંધ એટલે નેકટાઇનું નામ નહિ; અને માથે પણ સંચાથી

અમે જરા વાર બેઠા. મારાં ચિત્રો બહાર કાઢી મિ. સમાઇએ પ્રદર્શન માફક ગોઠવી દીધાં. તેમણે પણ અહીં જ પહેલીવાર એ જોયાં અને મારો ક્યાસ કાઢવાની તેમને ઠીક તક મળી. એટલામાં પરવારેલા મિ. કાત્સુતા ત્યાં આવ્યા. વિવેકોપચાર થયા. અહીં તો જાપાની શિષ્ટાચારમાં એક પણ ભૂલ ન થાય તેની સકાઈ પણ ખૂબ કાળજી રાખતા—જાણે જાપાની સંસ્કૃતિના રક્ષક કોઈ દેવને પરીક્ષા આપતા ન હોય! મેં ટૂંકામાં પણ ભાવપૂર્વક મારો વિવેક પૂરો કર્યો એટલે મિ. સકાઇએ મને બેસવાની ખાસ જગ્યા બતાવી. મહેમાનને એ લોકો બરાબર બારી સામે દેખાય એવી રીતે જગ્યા આપે છે. ઘરધણી તેની જમણી બાજુ બેસે છે. મિ. કાત્સુતા અંગ્રેજી સમજશે એમ કહેતાં મેં મારા વિષે અને ચિત્રો વિષે કહેવા માંડયું, પણ સામેથી તેમના પ્રશ્નો, જવાબો કે ચર્ચાની આશા ઊડી ગઈ. જાપાનીઓ પરદેશ જાય ત્યારે જેવુંતેવું અંગ્રેજી શીખી તો લે છે, પણ જાપાન આવતાં ભૂલી જાય છે. સમજે પણ કોક. પણ મિ. કાત્સુતા ઘણું બોલતા પૂછતા એટલે મને લાગતું કે મારા કામમાં એમને ખૂબ રસ પડે છે.

અરધો ક્રમ હું સમજાવી રહ્યો એટલામાં બીજા બે જાપાની ગૃહસ્થો મૉડર્ન પોશાકમાં આવી પહોંચ્યા. એ કયાંથી, એવી અજાયબી મિ કાત્સુતા ઉપર મેં જોઈ; પણ મિ. સકાઇએ તેને અને મને જુદીજુદી ભાષામાં સમજાવ્યું કે અમે નીકળ્યા ત્યારે તેમણે 'હોચી' પત્રની ઑફિસમાં ટેલિફોન કરેલો કે એક હિંદી કલાકાર જાપાની કલાકારને મળવા જાય છે; તમારો રીપોર્ટરને મોકલવો હોય તો મોકલો. એ બે પૈકી એક જણ રીપોર્ટર હતો અને બીજો ફોટોગ્રાફર હતો. રીપોર્ટરે તો પાધરી નોટબુક હાથમાં લીધી અને મિ. સકાઈ મારફત મને કેટલાક સવાલ જવાબ પૂછ્યા. દરમ્યાન મિ. કાત્સુતા બધાં ચિત્રો બારીકાઈથી જોતા બેઠા. એટલામાં તો પ્રકાશનો ઝબકારો થયો અને ખૂણામાં ઊભેલા ફોટોગ્રાફરે છબી પાડી લીધી એમ મેં જાણ્યું. જાપાનમાં આવી રીતે સચિત્ર રીપોર્ટો લેવાનો બહુ શોખ અને મહિમા વધી પડયો છે તેનો મને આ ત્રીજી વાર અનુભવ થયો. આ પ્રસંગે તો મને

પાછળથી બહુ રમૂજ ઉપજાવી હતી તે આગળ જણાવીશ.

ઘણી વાતો કરતાં જણાયું કે મિ. કાત્સુતાએ હિંદમાં કલકત્તાનો જ પ્રવાસ કરેલો. મુંબાઈની બાજુથી તે સાવ અજાણ હતા. પશ્ચિમ હિંદનો હું એકલો અને પહેલો ચિત્રકાર જાપાનમાં આવ્યો છું એમ તેમણે કબૂલ કર્યું. પછી વાતમાં મેં જણાવ્યું કે છતાં મેં તો તેમનાં ચિત્રો 'રૂપમ્' પત્રમાં જોયાં હતાં. અપ્સરાએ, રામ–અયોધ્યાગમન, સીતા વગેરે નામો આપ્યાં ત્યારે એ ખૂબ ખુશ થયા. વધુમાં મેં જણાવ્યું કે તેમનું 'સીતા' નામનું ચિત્ર તો અમદાવાદમાં શેઠ અંબાલાલ સારાભાઈને ત્યાં છે અને તેનું રીપેર કામ કરવાનો મને પ્રસંગ મળ્યો હતો, ત્યારે તેમને મારામાં બહુ રસ પડ્યો. છેવટે તે ઊઠ્યા અને બાજુના રૂમમાંથી શ્રી અવનીન્દ્ર ટાગોરનું એક નાનું આઠેક ઇંચનું ચિત્ર લઈ આવ્યા. ઝીણી ફ્રેમમાં જડેલું એ નાનકડું રત્નસમું ચિત્ર જોઈ મને આનંદ થયો. જોકે જાપાનનાં મોટાં ચિત્રપટો આગળ તે એક ઍમૅટરની કૃતિ જેવું લાગતું હતું. હું ઘણું પૂછવા-કહેવા ચાહતો હતો, પણ બંને બાજુ ભાષાની દીવાલો નડતી હોવાથી વખત અને મહેનત બહુ ખર્ચાતાં. તો યે દોઢેક કલાક વીતી ગયો. મિ. કાત્સુતાએ છેવટમાં એક વાક્ય કહ્યું એ કદી ભૂલી ન શકાય એવું હતું. 'હિંદુસ્તાનમાં હજુ ચિત્રકારને યોગ્ય સ્થાન મળ્યું નથી.' જાપાનને એમ કહેવાનો અધિકાર છે એમ મને પણ લાગ્યું.

આ બધી મુલાકાત દરમિયાન મિસિસ કાત્સુતા એક વાર હિંદી ચા બનાવી લાવ્યાં; પછી વળી સોયાબીનની મિઠાઈ પીરસી ગયાં; પણ મિ. કાત્સુતા તો જાણે તેની ખબર જ ન હોય તેમ જેનું કામ જે કરે એવી તટસ્થતા રાખતા જણાયા. મિ. કાત્સુતાની કૃતિ જોવા મેં ઇચ્છા બતાવી ત્યારે તેમણે જણાવ્યું કે તેમનાં ચિત્રો તુરતાતુરત અમેરિકનો ખરીદી જાય છે, પણ હાથ પરનું એક બિલાડીનું ચિત્ર તેમણે બતાવ્યું તે પરથી તેમની પ્રાણી–ચિત્રકાર તરીકે અદ્દભુત પીંછી જોઈ હું આફરીન થઈ ગયો. એ પરદેશી ચિત્રકારે હિંદી ચિત્રો ચીતરવામાં ઘણી શક્તિ અને સચોટતા બતાવ્યાં હતાં.

સને પૂછવું પડયું અને રસ્તા ઉપર ચોડેલો નકશો જોવો પડયો. મને આગળ આવી ગએલા એકબે હિંદી મિત્રોએ કહેલું કે ટોકીઓમાં ખુદ ટૅક્સીવાળાઓને પણ બીજા લત્તામાં જઈ પૂછવું પડે એટલું વિસ્તારવાળું એ શહેર છે. અને આખું ટોકીઓ ખૂંદી વળેલા ટૅક્સીવાળાઓ ઘણા થોડા; છતાં ટૅક્સીના નકશા એટલા સંપૂર્ણ કે તેના આધારે તે ક્યાંય પણ જવા તૈયાર થાય.

કલાકાર મિ. કાત્સુતાના ઘર આગળ અમે પહોંચ્યા ત્યાં સુધીમાં ટૅક્સી ચારેક માઇલ દોડી હશે, છતાં અમે માત્ર ૭૦ સેન–લગભગ છ આના જ ચૂકવ્યા!

ટપકતા વરસાદ નીચે છત્રીએ ઢાંકેલી ચિત્રપેટી લઇ અમે તો મિ. કાત્સુતાના ઘરના ઊંચા ઉબરા આગળ ઊભા રહી ઘંટડી દાબી. મિ. સકાઇએ પોતાના બૂટ ઉતાર્યા. મેં પણ ઊતાર્યા; ત્યાં બારણું ઊઘડયું અને બીજી જ પળે તો એ ઘરનાં બાઇ પોતે ઘૂંટણે પડી માથું નમાવી આવકાર આપતાં દેખાયાં. મિ. સકાઇએ તરત બહુ જ ભાવપૂર્વક સામું નમન કર્યું અને 'નામદાર ચિત્રકાર ઘરમાં છે કે?' એમ હલકથી પૂછી અમારાં કાર્ડ આપ્યાં. તે લઈ બાઈ અંદર ગયાં એટલે મિ. સકાઇએ મને હળવેથી કહ્યું, 'જાપાનમાં આવા ચિત્રકારોને મળવું બહુ મુશ્કેલ હોય છે.' વેપારી આલમનો આ ભોમીઓ, લખપતિઓને રોજ મળનારો, ચિત્રકારના પદને આટલું અગમ્ય અને દુર્લભ ધારે એ મારે મન નવાઇ જ હતી. પણ મને વિચાર કરવાની તક મળે તે પહેલાં તો બાઈ પાછાં આવ્યાં અને વિવેકથી જણાવ્યું કે આપની જ રાહ જોવાય છે. અંદર પધારો.

જાપાની ઘરની ખંચાળી જેવી ચાલમાંથી અમે પાછળ બગીચાની બાજુના ખંડમાં ગયા. ત્યાં રિવાજ મુજબનો સાદો ઓરડો અને ચિત્ર-ગોલક તેમજ બગીચા તરફની આખી બાજુ ખુલ્લી. બધું પૂરું જાપાની ઢબનું. બહારની હવા અને વરસાદથી બચવા માત્ર કાચનાં મોટાં ચોકઠાં આડાં ખેંચી લેવામાં આવ્યાં હતાં.



કલાકાર મિ. કાત્સુતાને ઘેર લેખક ગુજરાતી કલાકારોનાં ચિત્રો બતાવે છે. 'હોચી' પત્રે પ્રકટ કરેલી છબી.

કાપેલું એક સરખું મેદાન. એટલે દાંતિયા ઘાસની ટાપટીપ જ નહિ. આંખો અને હોઠ મૃદુ હસતા, પણ તેમાં મશ્કરી કે ઉછાંછળાપણું નહિ. કોઇ ઠેકાણે ટોળે મળેલા કે એકબીજાની છેડ, મસ્તી કરતા કદી તેઓ દેખાતા નહિ. પચાસપચાસ વિદ્યાર્થીઓનો એક એક વર્ગ હતો. છાંયછત્રવાળા લટકતા વીજળિક દીવા નીચે બબ્બેનાં ટેબલો હતાં. દરેક વર્ગમાં બે શિક્ષક રહેતા, પણ કોઇમાં અવાજ કે અવ્યવસ્થાનો ઇશારો પણ ન હોય. ડ્રોઇંગ, રસાયણ, વીજળી કે ભાષા—કોઇપણ વર્ગમાં સંપૂર્ણ શાંતિ. અમે ઘણા ખંડ જોયા. અમને દુઃખ માત્ર એ થતું કે અમે તેમની ભાષામાં કશું કહી કે સમજી શકતા નહિ. છતાં પ્રિન્સિપાલ અમારા દર્શક (ભોમિયા) મારફત દરેક બાબતનો ફોડ પાડવા બહુ તત્પરતા બતાવતા. આવા પ્રિન્સિપાલો કે દર્શકો પણ હિંદમાં તો શોધવા પડે એમ છે.

જાપાનની શિક્ષણતપસ્યા અપૂર્વ છે. વાસેદા યુનિવર્સિટીએ અમને તેનો પહેલો પણ એક સંપૂર્ણ નમૂનો બતાવ્યો, અને પછી જોએલી સંસ્થાઓમાં એને લીધે જ અમે ઘણીવાર વખત બચાવવા નજર કરીને જ સંતોષ લેવાનો ક્રમ રાખ્યો હતો.

## ચિત્રકાર કાત્સુતાને ઘેર

ઇન્ડો જાપાનીઝ એસોસીએશનના મંત્રી મિ. સકાઇએ જુદીજુદી સંસ્થાઓની મુલાકાતો માટે ગોઠવણ કરી આપવાનું સ્વીકાર્યું હતું તેમાં પ્રથમ તેમણે મિનિસ્ટર ઑફ એજ્યુકેશન જોડે ઓળખાણ કરાવી તેમનું કાર્ડ અપાવ્યું. એ કાર્ડ અમારી પાસે છે એમ જણાવતાં કોઇપણ સંસ્થા અમને આવકાર આપશે એમ તેમણે આગ્રહપૂર્વક ઠસાવ્યું હતું. પણ અમને એ વખતે ખાત્રી થઇ નહોતી. પછીથી જ્યારે અમારો દર્શક મિ. આમનો ટેલિફોન વડે ટોકીઓની શાળા, હુન્નરશાળા કે કૉલેજોને અમારી ખબર આપી વખત માગતો કે તુરત અમને સમય મળતો અને સામેથી તેઓ જણાવતા કે તેમના પર એ બાબતનો એજ્યુકેશન મિનિસ્ટરનો સક્યુંલર આવી ગયો છે! અજાણ્યા પરદેશીઓને આવી તત્પરતા અને ચોકસાઇભરી



જાપાની કલાકાર કાત્સુતા જે હિંદમાં શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરને ત્યાં વસી ગયા હતા

સગવડતા મળે તેથી કેટલું સાનંદાશ્ચર્ય થાય? બેચાર શાળા ને કૉલેજો જોવાની યોજના કરવામાં મિ. સકાઇએ ટેલિફોન સંદેશા ચલાવ્યા, તેમાં મારા માટે કોઇ કલાકારની મુલાકાત કરાવી દેવા તે બહુ ઇંતેજાર જણાયા; પણ વૅકેશન હોવાથી ઘણા તો બહારગામ ગયાના ખબર મળાતા. આખરે દસ વાગ્યે તેમનો ટેલિફોન આવ્યો કે પોતે જાતે એક આર્ટિસ્ટને ત્યાં સાથે આવશે અને બીજી યોજના થઇ રહેશે. હિંદુસ્તાનમાં આવી ગયેલા એ કલાકાર જોડે મને મેળાવવામાં તેમણે ખાસ હેતુ વિચાર્યો હશે એમ મને સમજાયું, કેમકે એથી હિંદુસ્તાનથી આવનાર આ પરદેશી કઈ કક્ષાનો માણસ છે એ સહજમાં જાણવાનું બને. સુભાગ્યે પાછળથી હું સમજ્યો કે તેમની તુલનામાં તેમને નિરાશ થવું પડ્યું નથી. લગભગ દસ વાગ્યે મને તેડવા આવ્યા તે વખતે વરસાદ પડતો હતો, છતાં તેમણે મારી સાથેનાં ચિત્રો લઇ આવવા કહ્યું. મોટી ભારે પેટી ઉપાડવામાં તેમણે પોતે સામેથી હાથ આપ્યો. જાપાનમાં ઊંચા દરજ્જાના માણસો પણ જરૂર પડતાં બોજો ઉપાડતાં કે મદદ કરતાં શરમાતાં નથી એ મેં ઘણી વાર જોયું હતું અને પચાસ વર્ષના મિ. સકાઇ, વિદ્યાર્થીના ઝનૂનથી પેટી ટૅક્સીમાં મૂકતાં અને ઊતારતાં વાર ન લગાડતા એ જોઈ મને પણ ક્ષોભ થતો.

વરસાદ એટલો બધો હતો કે ક્યાંયે જવાનું મન જ ન થાય. એ વખતે અમારી ટૅક્સી ટોકીઓના કોઈ પરાની ટેકરીવાળા રસ્તા ચડતી ઊતરતી એક બગીચાવાળા બારણા આગળ જઇ ઊભી. ટૅક્સીવાળાને તમારા ઠેકાણાનું કાર્ડ આપ્યું કે પછી તેની જ ફરજ કે ઠેકાણાસર ઊભી રાખે. આ મુલાકાત વેળા તેને બે ત્રણ ઠેકાણે ટૅક્સી ઊભી રાખી પોલી-

મિ. કાત્સુતાને મળવાથી ટોકીઓની કળા વિષેની મારી આતુરતા જરા યે શમી નહોતી અને હજુ કંઈક તાત્વિક અને વધુ ખ્યાલ આપે એવી મુલાકાતની ઝંખના રહી હતી. એક બે સ્ટોરમાં ભરાએલાં પ્રદર્શનો જોયાં. સ્કૂલ ઑફ આર્ટ જોવાની હતી, પણ વરસાદની ઝડીઓ ઉત્સાહ અને પ્રવાસ ઠંડો કરતી હતી. વધુમાં મુશ્કેલી દર્શકની રહેતી. ક્યોટોમાં તો જાપાની-અંગ્રેજી કે જાપાની-હિંદી વ્યવહાર કરનાર કોઈ ને કોઈ સાથી મળી રહેતા, પણ અહીં તો નાનાભાઈનો દર્શક આપણો હોય તો જ રસ્તો થાય. એવામાં, અગાઉ ક્યોટોથી એક ઓળખાણ પર પત્ર લખેલો તે મૅડમ યોશીમુરાનો પત્ર આવ્યો કે તે બીજે દિવસે સવારે કામાકુરાની બાજુના ગામમાંથી ખાસ મને મળવા આવે છે. તેમનો પુત્ર બીમાર હતો એટલે તે જલદી મળી શક્યા નહોતા. ચાલો, હવે એક ઓળખાણ એવી મળે છે કે જે વધુ છૂટથી બધે ભેળવી શકશે. તેમના પત્રો અંગ્રેજીમાં આવતા એટલે મને સીધી વાતચીતની સરળતા મળશે એમ ખાત્રી થઈ.

બીજે દહાડે સવારે દસેક વાગ્યાના શુમારે મારી હૉટેલને તળીએથી રૂમમાં ફોન આવ્યો કે મૅડમ યોશીમુરા લિફ્ટમાં ઉપર આવે છે. હું બારણા બહાર ધસ્યો ત્યાં ફ્રેંચ ઢબે માથુ ઓળેલાં આધેડ ઉંમરનાં મૅડમ યોશીમુરા લિફ્ટમાંથી માળ પર ચાલી આવતાં દેખાયાં. તુરત નમનોની આપલે કરી મારા રૂમમાં તેમને આવકાર આપ્યો; ચાનો ઑર્ડર આપ્યો. બહાર ચોમાસું જ હતું, પણ મૅડમ યોશીમુરાના આનંદમય ચહેરાએ તથા મને મદદ કરવાની ઇંતેજારીએ મને જોમ આપ્યું. તેમણે પહેલું જ પૂછ્યું કે તમે અહીંના કોઈ આર્ટિસ્ટને મળ્યા કે નહિ? મેં મિ. કાત્સુતાની વાત કહી. તેમણે કહ્યું ફિકર નહિ. એમ કહી ટેલિફોન હાથમાં લઈ ટોકીઓનાં બેચાર ઠેકાણાં ખખડાવ્યાં. તેમના પોતાના ગુરુ એક મહાન ચિત્રકાર હતા, તે પણ બહારગામ! બીજા, તે પણ બીમાર હોવાથી નહિ મળી શકે; જોકે તે એક મોટી ખાનગી આર્ટ

સ્કૂલ ચલાવનારા હતા. ત્રીજા મિ. રાકુતેન ટોકીઓના સુપ્રસિદ્ધ કટાક્ષ ચિત્રકાર, જેમને ત્રણ કંપનીએ સીન્ડીકેટ કરેલા. એમનો જવાબ આવ્યો, 'હા, ઘરમાં જ છું. તમારા મિત્રને તાબડતોબ મોકલો. કાલે તો હું બહારગામ જવાનો છું. પણ તેમને મળવા હું પણ ઇંતેજાર છું.'

મૅડમ યોશીમુરાને કંઈક સંતોષ મળ્યો કે એકાદ ચિત્રકાર તો મેળવી આપ્યો. તેમણે ચા પીધી ને ટૂંકામાં પોતાની હકીકત કહી. પોતે સારાં ઘરોમાં કળાનાં ટ્યૂશનો આપે છે. નવ વર્ષનો છોકરો છે, તેને મોટો કરવા પૂરતો ઘરમાં સ્વાર્થ છે. પતિનું એટલું સંભારણું અને પોતાની કળા એ જ તેમના જીવનમાં બંધન; સિવાય કોઈ જ ભાવ તેમની નજરમાં નહોતો.

તેમના કહેવાથી હું તુરત તૈયાર થઈ ગયો. દર્શક આમાનો તો નાનાભાઈ સાથે નીકળી ગયો હતો. સોબતની ખાતર મેં ભાઈ જીવન પુરોહિતને સાથે ઉપાડ્યા. આ ભાઈ જાપાનમાં અભ્યાસ કરવા આવેલા, પણ કૉલેજ ઉઘડવાની વાર હતી એટલે અમારી હૉટેલમાં આવી ભેગા થઈ ગએલા. મૅડમ યોશીમુરાએ નીચે આવી ટૅક્સી ઠરાવી આપી ને તેને સરનામું આપ્યું. ક્યાં જવું છે, કોને મળવું છે તેનો કશો પૂરો ખ્યાલ કર્યા વગર અમે તો ઊપડ્યા. મૅડમ યોશીમુરાએ ટોકીઓના સ્મરણમાં એક નવી રેખા ઉમેરી.

### કટાક્ષચિત્રકાર મિ. રાકુતેન

આ ટોકીઓના ટૅક્સીવાળાઓને તો હજારો ધન્યવાદ હજો! ચાર છ માઈલનાં આડાંઅવળાં ચકરડાં લઈ કોઈ એક પરામાં અમને એક થાંભલા પરનું બોર્ડ બતાવતો એ ઊભો રહ્યો. બરાબર એ જ રાકુતેનનું ઘર! અમે જઈ ઘંટડી બજાવી. ઘરની દાસીએ બારણું ઉઘાડ્યું અને મુલાકાતના ખંડમાં બેસાડ્યા. અહીં પહેલી જ વાર ખુરશીઓવાળો ઓરડો જોયો. પછી ખબર પડી કે રાકુતેન અગિયાર વર્ષ યુરોપમાં અભ્યાસ માટે જઈ આવ્યા છે ને તેથી થોડુંઘણું અંગ્રેજી અને ફ્રેંચ ભરડી જાણે છે. કલાકાર સાથે સીધી વાત કરવાની સિફત અને માનવતાસંસ્પર્શ મને બહુ જ આનંદ આપવા લાગ્યો.

મિ. રાકુતેન બાંધી દાઢીના, હસમુખા, ફ્રેંચ કટની મૂછવાળા પ્રૌઢ સજ્જન



કલાકાર રાકુતેને લેખકનો કરેલો સ્કેચ

છે. ચિત્રો વગેરે તેમને પણ બતાવ્યાં. પછી તે અંદર પોતાના સ્ટુડિયોમાં મને લઈ ગયા. ત્યાં ચા, ફળો, નાસ્તો વગેરેથી તેમણે આદર કર્યો. તેમનો સ્ટુડિયો બહુ જ મોટો જોઈ તેનું કારણ પૂછતાં કહ્યું કે દરરોજ રાત્રે બધા મળી લગભગ ૧૮૦ વિદ્યાર્થીઓ તેમના સ્ટુડિયોનો લાભ લે છે. મૉડેલ પરથી ચીતરે છે. ધંધાર્થી કલા, પ્રેસ આર્ટ વગેરે શીખે છે. કેટલાકો, દિવસે કળાના જ ધંધામાં નિર્વાહ કરે છે. તેમણે વિદ્યાર્થીઓ માટે કૂપનો કરેલી એક ચેનમાં પાંચ કૂપનો આપતા. વિદ્યાર્થી જે દિવસે કલાસમાં આવે તે દિવસે એક કૂપન આપીને બેસે. તેમણે મને બહુ આગ્રહ કર્યો કે એકએ રાત તેમના કલાસમાં મારે હાજરી આપી વિદ્યાર્થીઓને પરિચય આપવો; પણ સાથ અને વાણીવ્યવહારના સાધનાની અકળામણ એટલી હતી કે રાત્રે એટલે દૂર આવવાનો વિચાર પણ અશક્ય લાગ્યો. મેં આભાર માની છેવટમાં તેમનો સ્કેચ કરવા માંડ્યો, એટલે તેમણે પણ દાસી પાસે પીંછી, રંગો મંગાવી મારું વ્યંગચિત્ર લેવા માંડ્યું. અમે ખરેખર એકબીજાના પ્રેમી બની ગયા એવો આનંદ આવ્યો. આ ભાર



લેખકે મિ. શકુતેનનો કરેલો સ્કેચ

માત્ર કલ્પના નથી એની પ્રતીતિ પછીથી તેમણે લખેલા પત્રમાં મળી હતી. છગન પુરોહિતને તેમણે એકદમ એક પોપટ ચીતરી આપ્યો અને કહ્યું કે 'લે, તારા ભણવા માટે આ આદર્શ સાચવજે;' અને એટલું કહીને ખડખડાટ હસી પડ્યા.

મિ. શકુતેન ઘણા પ્રકાશકો અને સચિત્ર પત્રો સાથે પણ ગાઢ સંબંધ ધરાવતા લાગ્યા. તેમના વિદ્યાર્થીઓ પણ ઘણી સારી જગ્યાએ ચિત્રશિક્ષકો અને આર્ટિસ્ટો થઈ રહ્યા છે એ મેં જાણ્યું અને તેમની લાગવગથી ઘણી બાજુઓ જોવાનો ખ્યાલ કરી નાખ્યો. તેમના રાતના વર્ગમાં એકવાર તો જવું એવો નિશ્ચય કર્યો, પણ પછીથી ટોકીઓમાં સંજોગોએ એવું રૂપ લીધું કે તેનો અમલ ન જ થયો.

## ઇમ્પીરીઅલ આર્ટ ઍકેડેમી

ઘેર આવતાં મિ. સકાઇનો ટેલિફોન મળ્યો કે ઇમ્પીરીઅલ આર્ટ કૉલેજ કાલનો જ દિવસ ખુલ્લી રહેશે; પછી વૅકેશન પડે છે, માટે આપણે સાથે જ ત્યાં જવાનું છે. આ એક નવાઇ જ હતી કે મિ. સકાઇ જેવા ધંધાની બાજુ વધારે સંબંધ ધરાવનાર પણ મારી જોડે આવે ઠેકાણે આવવામાં વધુ રસ લેતા હતા. અમે બીજે દિવસે આર્ટ સ્કૂલમાં પહોંચ્યા ત્યારે ખરેખર શાળાની પરીક્ષાઓ ચાલતી હતી. તેમજ કેટલાક પ્રોફેસરો કે જેમના પર મેં ભલામણો આણેલી તેઓ હવા માટે કે આરામ માટે પહાડો પર કે દરિયાકિનારે ચાલ્યા ગયા હતા. છતાં મિ. સકાઇએ અમારી ઓળખાણ કરાવી,

એટલે પ્રિન્સિપાલે અમને આદર આપ્યો અને બધા વિદ્યાર્થીઓને બોલાવી, મારા ચિત્રસંગ્રહ પર મારી પાસે વાત કરાવી તરજૂમો કરી દરેક વિષય સમજાવ્યો. આ તો મારું પ્રદર્શન થવા લાગ્યું તે જોઇ હું ચિત્રો બનાવવાનું મિ. સકાઇ પર છોડી, બીજા પ્રોફેસરને લઇ વર્ગો જોવા ચાલી નીકળ્યો. ટોકીઓની આ આર્ટ કૉલેજ એક મોટી યુનિવર્સિટી જેવી છે. તેમાં અસલ જાપાની કળાનો સંપૂર્ણ આદર અને શિક્ષણનો પ્રબંધ છે; તે સાથે યુરોપીઅન કળાઓ માટે પણ એટલો જ જોરદાર સ્ટાફ છે. દરેક પ્રોફેસર જાપાની છે પણ તેણે યુરોપની મોટી ઍકેડેમીમાં પાંચ દસ સાલ કાઢી નાખી પાકો અનુભવ અને શક્તિ મેળવ્યાં હોય છે. ટોકીઓ આર્ટ ઍકેડેમી દરેક વિદ્યાર્થીને ગ્રૅજ્યુએટ બનાવે છે અને છેલ્લી ડિપ્લોમા મેળવે ત્યારે જ તે કોઇ શાળા કે સંસ્થામાં ચિત્રશિક્ષક થાય છે.

આ આર્ટ ઇન્સ્ટીટ્યૂટની બાજુમાં બે મોટાં રાજમહેલો જેવાં મકાનો છે. તે ખાસ વાર્ષિક પ્રદર્શનો માટે જ બંધાવ્યાં છે. લગભગ ૫૦૦૦ જેટલાં નવાં વીણેલાં ચિત્રો ત્યાં દર વર્ષે ગોઠવાય છે અને ખુદ શહેનશાહને હાથે એ પ્રદર્શન ખુલ્લું મુકાય છે. જાપાની તેમજ આધુનિક કળાના મહારથીઓ એ ઉત્કૃષ્ટતા માટે એટલી તીવ્ર હરીફાઇ ચલાવે છે કે ઘણી વાર કોને ઉચ્ચ સ્થાન આપવું તે અધિકારીઓને મુશ્કેલ લાગે છે. મૉડર્ન આર્ટમાં પણ જાપાને નામ કરી બતાવ્યું છે. ખુદ ટોકીઓમાં આર્ટિસ્ટો સામે ચિત્ર માટે બેસનારાં models (માનવપાત્રો) અઢીસો છે. હું જ્યારે ચિત્રના ખંડો જોતો હતો ત્યારે ડિપ્લોમાના વર્ગમાં ચાર સ્ત્રીપાત્રો નવસ્ત્રા દેહે pose (બેઠક) આપી રહ્યાં હતાં. નવસ્ત્રાપણા માટે જાપાનીઓમાં સાધારણરીતે કંઇ પણ કુતૂહલ છે જ નહિ, પણ એ ખંડમાં મારા સાથીદારોને દાખલ ન કર્યા. હું આર્ટિસ્ટ છું એ બાબતે જ મને એ વર્ગમાં પ્રવેશવાનો હક્ક અપાવ્યો. પાછળથી આ બાબત પર ચર્ચા કરતાં નાનાભાઇએ એક ઘણો સરસ દાખલો આપ્યો: તેમણે એક અંગ્રેજ સર્જનને પૂછેલું કે તમે અનેક માનવ સ્ત્રી-પુરુષોના દેહને જોયા ને તેવા રૂપમાં સંપૂર્ણ છૂટથી જુઓ છો ત્યારે તમને શું લાગે છે?

એનો જવાબ તેમણે આપેલો કે ઓપરેશનના રૂમમાં તો અમે ચામડાં હાડકાં અને રોગોના જ વિચાર કરી શકીએ છીએ. બહાર નીકળીએ ત્યારે જ સ્ત્રી–પુરુષોની સૃષ્ટિનાં અમે પણ પાત્રો બની જઈએ. ઓપરેશન રૂમમાં અમારો હાથ માત્ર વસ્તુઓને સ્પર્શે છે; નહિ કે લાગણી યા હૃદયનાં સ્પંદનોને.

ટોકીઓ ઇમ્પીરીઅલ આર્ટ ઍકેડેમીની વિશાળતા અને સાધનસંપન્નતા એક યુનિવર્સિટી જેટલી છે. તેના પ્રોફેસરો વિદ્યાર્થીઓને કળાના કોઇ પણ ક્ષેત્રમાં ખંતથી શિક્ષણ આપવાની તૈયારી અને તત્પરતાવાળા છે. બીજા કોઇ ક્ષેત્રમાં ભાષાની દીવાલ રહે તે કરતાં ચિત્રકળા, શિલ્પ, લાખરસની કળા કે જાપાની ચિત્રકામ શીખવામાં પરદેશીને ઓછી તકલીફ નડે. મુંબઈના વસવાટમાં જે ખર્ચ થાય એટલા જ ખર્ચે અહીં વિદ્યાર્થીઓને કળાનું સર્વોચ્ચ શિક્ષણ યુરોપની હારમાં મૂકે એવું મળી શકે છે. હિંદી વિદ્યાર્થીને માત્ર સ્ટીમરનો લાંબો પંથ કરવો પડે એટલું જ વધારે.

આવી જ મોટી કળાસંસ્થા છોકરીઓ માટે છે; તે 'ઇમ્પીરીઅલ આર્ટ કૉલેજ ફૉર ગર્લ્સ' કહેવાય છે. પણ ત્યાં જવાનો વિચાર કરું તે પહેલાં ઓસાકાની એક મીજબાનીએ અમારાં સુકાન વાળી લીધાં.

### જાપાનનાં નાટ્યો અને નૃત્યો

કોઇ પણ દેશની સંસ્કારિતા પારખવી હોય તો તેનાં ચાલુ નાટકો અને નૃત્યો જોઇ લેવાં. ખાસ કરી નાટકશાળા કોઇકને જ આકર્ષ્યા વિના રહે, એટલે જનસમાજ કઈ જાતની અભિરૂચિ પોષી રહ્યો છે તેનો ખ્યાલ ત્યાં જ મળી રહે. મેં તો નિશ્ચય કર્યો હતો કે જાપાનમાં થોડી મુદતમાં યે નાટક જોવાની તક તો લેવી ને લેવી જ. અને તેમાં યે ત્યાં પહોંચતાં જ ત્રીજે દિવસે મને જાપાની રંગભૂમિનું એક સાદું છતાં બહુ રમણીય દર્શન થયું, ત્યારે તો એ જિજ્ઞાસા વધી પડી. અમે જાપાનમાં ઊતર્યાં તે વખતે ત્યાં નજીકના એક દરિયાકિનારે જાપાન એમ્પાયર એક્ઝીબીશન (સામ્રાજ્ય પ્રદર્શન) ભરાયું હતું. એ પ્રદર્શન જોવા મળ્યું એ પણ અકસ્માત હતો, કારણ કે પ્રદર્શનનો એ છેલ્લો જ દિવસ હતો. લાખો માણસો એ તેમાંથી પોતાના સામ્રાજ્યનું

ગૌરવ અનુભવ્યું, જ્ઞાન અનુભવ અને માહિતી મેળવ્યાં. તેમજ તેને શિક્ષણપ્રદ બનાવવાની હજારો પ્રકારની યોજનાઓ કરેલી હોવાથી બાળકોની કેળવણીમાં પણ અનેકગણો વધારો થયો હશે. એ વિગતો મારે બીજા પ્રસંગે વિસ્તારવી છે; પણ તે બધી બાબતોમાં, પ્રદર્શનના જ વિસ્તારમાં જાપાનની રંગભૂમિ પણ રાખવામાં આવી હતી અને હજાર માણસ બેસી શકે એવડી નાટકશાળા જ ચડઊતર બેઠકોવાળી બાંધેલી હતી. પ્રદર્શન જોતા થાકી જાઓ કે વખત બચતાં આનંદ લેવા ચાહો તો ત્રણ વાગ્યા પછી ગમે ત્યારે પ્રદર્શનની ટિકિટથી જ એમાં બેસવાનું મળે. ત્રણચાર આના જેટલી ટિકિટમાં જ પ્રદર્શન, તમાશા અને આ નાટકશાળા જોવાનાં મળ્યાં એમાં હિસાબ શો કરીએ ?

નાટકશાળામાં શું જોવાનું મળશે તેનો કંઈ પણ ખ્યાલ બાંધ્યા વિના અમે દાખલ થયા ત્યારે યુરોપીઅન પ્રકારનો એક નાચ ચાલતો હતો, એટલે થોડી વારમાં તે પતાવીને અમે તો બહાર નીકળી જવાનો ઇરાદો કર્યો. પણ તુરત બાજુ પરના મોટા પાટીઆ પરના કાગળનું શીટ એક જણે ઉઠાવી જાહેર કર્યું કે હવે કંઈક જાપાની પ્રોગ્રામ છે અને કોઈ જાણીતી ગેઇશા મંડળી તે રજૂ કરે છે. ગેઇશા અને જાપાન એ બે શબ્દો બહુ જ સંકળાએલા છે. જાપાનની કલાત્મક સંસ્કૃતિનો વારસો લાંબી પરંપરાથી સાચવનારી આ ગેઇશાઓ કયા તત્ત્વ ઉપર ત્યાંના સમાજમાં માનભરી પદવી ધરાવે છે એ મને કોયડો લાગતો હતો. પણ આ પ્રસંગે જે થોડો પણ નૃત્યપ્રયોગ જોવા મળ્યો એથી ખાત્રી થઈ કે એ હક્ક તેમને મુબારક છે. પડદો ખસતાં જ ઘેરા કાળા રંગના પડદા ઉપર વાદળાંની રેખાઓ, ચંદ્ર અને એક ઝાડની વિસ્તરતી ડાળીઓ જ; અને એ ચડઊતર બાંક ઉપર કેટલીક છોકરીઓ જાપાનનું સિતાર જેવું વાજું લઈ, એક જ ઢબે ગોઠણ માંડી બેઠેલી. એ બધીનાં વસ્ત્રો લગભગ કાળાં હતાં. અહીં પહેલેથી એક વાત જાણવાની જરૂર છે કે જાપાની રંગભૂમિ ઊંચાઈમાં થોડી હોય તે ચાલે છે, પણ તેને પહોળાઈ ખૂબ જોઈએ. તેના નૃત્યના પ્રકારો પણ એ જ ધોરણે રચાએલા જણાય છે.

બેઠેલી છોકરીઓએ જ્યારે વાદ્ય શરૂ કર્યું ત્યારે તો માત્ર બેચાર સુરાવટ જેવી ગત જ વાગતી લાગી, પણ પછી તેમાંની એક જણીએ વાંસળી જેવા સ્વરે કંઈ ગીત શરૂ કર્યું અને બીજી વચમાં ઝીલવા લાગી ત્યારે તો જાપાનનું હૃદય બોલતું લાગ્યું. ત્યાં તો નેપથ્યમાંથી એ સૌ કરતાં એક સુકુમાર બાળાએ આવી એ ગાનારીઓ તરફ ભાવોની મુદ્રા કરતા ધીમું નૃત્ય શરૂ કર્યું અને પદ બદલાતું ગયું તેમતેમ તેનાં પગલાંની ઝડપ બદલાતી ચાલી જાપાનની સ્ત્રીઓના પોશાકની ખરી ખૂબી એમના નૃત્યમાં જ સમજાય છે. તેમના કીમોનો કયારે ઊડતા રહે, કયારે અંગ પર લપટાય, કયારે હાથની બાંયો ઝૂલતી રહે, કયારે ગુલાંટો ખાતી ફરે, પંખો કયાં ખોસાય, કઈ રીતે ખેંચાય તથા ઊઘડે વગેરે તાલબદ્ધ અને કલાત્મક રીતે જોવાનું મળ્યું એટલે જોએલાં અનેક જાપાની ચિત્રોની લાક્ષણિકતા એકદમ સમજાઈ ગઈ એ ચિતારાઓએ જે કંઈ બારીકીઓ લાવવા પ્રયત્ન કર્યો હતો તે બધો આ નાનકડી નર્તિકાએ અનેક રીતે અંગભંગ કરી પ્રત્યક્ષ કરી બતાવ્યો. પછી વળી ઋતુનાં ગીત શરૂ થયાં. ત્યારે અજબ ખૂબીથી એ નર્તિકાએ ઉપરના કીમોનો બદલવા માંડયા. પહેલાં તો અમને યે સમજ ન પડી કે કેટલા કીમોનો તેણે પહેર્યા હશે! પણ લગભગ ચારેક જાતનાં વસ્ત્રો એણે બદલી બતાવ્યાં, છતાં અગાઉથી તે કળી જવાનું મુશ્કેલ હતું.

આમ, અમે એક પછી એક જે પ્રયોગ જોયા તેમાં વચ્ચે ફ્રેંચ અને અમેરિકન નૃત્યનાં પણ સુંદર અનુકરણ હતાં. વચમાં બહારવટીઆનો એક પ્રસંગ, નૃત્ય અને વાર્તાની ગૂંથણીરૂપ જોયો. એ બધાંમાં છોકરીઓએ જ સ્વાંગ સજ્યા હતા. વાર્તામાં કંઇક એવું હતું કે નિર્દોષ માણસોને ક્રૂરતાથી લૂંટી તેઓ ઉન્મત બન્યા છે એવામાં તેમની નજરે માતૃભૂમિ બળતી દેખાય છે, એટલે બધાને પોતાનાં કરતૂક ઉપર અફસોસ થાય છે અને પકડેલા કેદીઓને છોડી દઈ, માતૃભૂમિને અર્પણ થવા ચાલ્યા જાય છે. એ બધામાં ક્રૂર ઉન્માદ, વેદના, સહાનુકંપા વગેરે ભાવોની ખીલવણી છાપ પાડે એવી હતી.

નાટકની સાથેસાથે જે વાદ્યસમુદાય કામ કરતો હતો તેના માણસો

જોતાં તેમાં યુવાનીને ઉંબરે ઊભેલાં યુવકયુવતીઓ જ હતાં. તેમની વચ્ચે કોઈ વૃદ્ધ ઉસ્તાદ વખતોવખત માત્ર સૂચના આપતો નજરે પડતો. પછી સમજાયું કે આ બધા પ્રયોગો બીનધંધાર્થી મંડળો તરફથી કરવામાં આવ્યા હતા. નાટયગૃહની બહારના મેદાનમાં અમે કેટલીક પ્રેક્ષક બાલિકાઓને તે-તેમની એ સખીઓ સાથે હસાહસી કરી મળતી જોઈ. તે જ પ્રમાણે જુવાનોને તેમના મિત્રો શાબાશી આપતા હતા. અમે તો જાપાની ભાષા ન જાણીએ એટલે મૂગું સીનેમાં જોનાર જેવા રહ્યા, પણ જીવન સાક્ષાત સામે હતું તેનો મોટો તફાવત હતો.

### તાકારાજુકા

જાપાનમાં જનાર એક પણ પરદેશી તાકારાજુકાનું નામ નહિ ભૂલે. કોબેવાસી હિંદી વેપારીઓમાંથી ઘણા તો દર માસે બદલાતો તાકારાજુકાનો એકે પ્રયોગ જતો નહિ કરવાના નિયમવાળા છે. કોબે અને ઓસાકાની વચ્ચે નીશીનોમીઆથી રેલવેનો એક ફાંટો બદલાઈ તાકારાજુકા તરફ જાય છે. ભાગ્યે જ અરધો કલાક લાગે છે. કોબેથી સીધી તાકારાજુકા જનારી ગાડીઓ પણ મળવાનો સંભવ.

તાકારાજુકા મૂળ તો એક મોટી જાગીર છે. તેના માલિકે ત્યાં આ નાટયગૃહની યોજના કરીને જાપાન ઉપર તેની મોટી અસર કરી છે અને હવે તો ટોકિયોમાં પણ બીજું તાકારાજુકા થીએટર જમાવ્યું છે. જાપાનની દરેક સંસ્થાની વ્યવસ્થા અને યોજનામાં એક ખૂબી એ હોય છે કે તે ભાગ્યે



કોબે અને ઓસાકાની વચ્ચે નીશીનોમીઆ સ્ટેશને ગાડી બદલી તાકારાજુકાના નાટયનગરે જવાય છે એ દર્શાવતો, ત્યાંની રંગભૂમિના ચિત્રવાળો રેલવેનો આ નકશો જાપાનીઓની લોકોમાં માહિતી પ્રચારવાની અનેક નુસખાભરી રીતોમાંનો એક નમૂનો છે

જ પ્રજાને શોભારૂપ હોય છે. ખરું કહીએ તો, તાકારાજુકા કન્યાઓને માટે લલિતકળાઓની એક વિદ્યાપીઠ છે. નૃત્ય, નાટ્ય, અભિનય, સ્વાંગ, સંગીત, તાલ વગેરે રંગભૂમિગત અનેક કળાઓ શીખવવાની ત્યાં મોટી શાળા છે. ઉપરાંત ફોટોગ્રાફી, ફિલ્મિંગ પણ શીખવાય છે. જાપાન તેમજ યુરોપના તે કળાઓના બહુ ઊંચી કક્ષાએ પહોંચેલા નિષ્ણાત વિદ્યાગુરુઓના હાથ નીચે સેંકડો છોકરીઓ પોતાની શાળાના અભ્યાસક્રમ જોડે અહીં એ કળાઓમાં નિષ્ણાત બની રહી છે. એમની સંસ્થાના નિર્વાહ માટે આ થીએટરમાં દરરોજ ૧ થી ૫ સુધી નાટ્યનું એક પ્રોગ્રામ એક મહિના સુધી ચાલુ રાખે છે, બીજે મહિને નવું પ્રોગ્રામ લઈ બીજી મંડળી કામ આપે છે. આ પ્રોગ્રામો સાચવવાને લગભગ ચારસો જેટલી છોકરીઓનાં તાલીમ પામેલાં મંડળો છે ને કેટલીક તો 'સ્ટાર' પદવીએ પહોંચેલી છે. પણ તેની વાત બાજુએ રાખીએ તો ઘણીખરી છોકરીઓ પાછળથી આ કળાઓના શિક્ષણની નોકરી કરે છે અથવા પોતાના ખાસ શોખ ખાતર એ કળા ચાલુ રાખે છે. ઘણી ખાનદાન ઘરની કન્યાઓ એમાં જોડાતાં સંકોચ ધરતી નથી. એનું એક કારણ તો જાપાનની સામાજિક સભ્યતા છે. નારીજાત તરફ ત્યાં કોઈ ઠેકાણે કટાક્ષ, મશ્કરી કે ચેષ્ટા જાહેર જગ્યાઓમાં તો શું પણ નાટકના અભિનયમાં પણ નથી, તેમજ પ્રેક્ષકોનું મૌન અને ભાવાત્મકતા એમની કળાને ઔર આશ્રય આપી રહ્યાં છે.

તાકારાજુકા થીએટરમાં પ્રેક્ષકોના જુદાજુદા વર્ગો નથી, તેમજ ટિકિટ ફી પણ સાવ જૂજ છે: ભાગ્યે જ છ આના થાય. એક પ્રોગ્રામ આખો મહિનો ચાલુ રહે, છતાં ટિકિટ માટે ત્રણચાર દિવસ અગાઉથી ગોઠવાઈ ન કરી હોય તો છેવાડે જે જગ્યા મળે તે નિભાવી લેવાની. તમે ટિકિટ ખરીદો તે ઉપર જ તમારી જગ્યાનો નંબર હોય જ. તાકારાજુકા સ્ટેશન આગળ કેટલાક જાપાનીઓને મેં આવી રીતે મેળવેલા ઊંચા નંબરની ટિકિટ ઉપર વેપાર કરતા પણ જોયા; પરંતુ થીએટરની બારી ઉપર એ ભાવ નહિ જ. થીએટરની આસપાસ એક સુંદર બગીચો છે, તેની પણ જુદી ટિકિટ હોય છે.

અમને વખત થોડો હતો, એટલે બગીચો છોડી દઈ સીધા થીએટરમાં ગયા. રવિવાર હતો એટલે પાંચ વાગ્યાના બીજા ખેલમાં અમારે બેસવાનું હતું. રવિવાર સિવાય રોજનો એક જ ખેલ રહે છે. થીએટરનું મકાન બહુ જ વિશાળ હોવા છતાં માણસો એટલાં બધાં હતાં, કે ઊભા રહેવાની જગ્યાં પણ માંડ દેખાય. પહેલો ખેલ પૂરો થયો તેનાં માણસો બહાર નીકળી ગયાં અને નવી ભરતી થઈ તેમાં અમે અંદર પેઠા. જાપાનની આમ જનતા ત્યાં ઊભરાઈ હતી, પણ કોઈની તરફ છીટ કે અપમાનનું ત્યાં નામ નહોતું. બધા દરવાજા પરથી પ્રેક્ષકોને અંદર લેવામાં આવતા અને તેમના ટિકિટ પ્રમાણે સ્થાન બતાવનારી સ્વયંસેવિકાઓનાં જૂથ અંદર ઘૂમ્યાં જ કરતાં. તેમનાં શિસ્ત અને દાવકાઈ જાપાનની કેળવણીનું સુંદર પ્રતીક હતા. અમે ચારપાંચ મિત્રો હતા, પણ મને મહેમાન તરીકે લઈ જનાર મિ. કોઠારી અને તેમના મિત્ર મિ. સી. બાલકૃષ્ણે સૌથી આગલી હારની એકટિકિટ મારા માટે ફાજલ પાડી હતી. એવા સાદા સદ્ભાવે પણ મને સૂક્ષ્મ નિરીક્ષણની વધુ સરળતા આપી.



તાકારાજુકાની વિદ્યાર્થીનીઓ

## રંગભૂમિની રચના

અંદર જતાં જ લગભગ ૩૦૦૦ માણસની ગોઠવણવાળું પ્રેક્ષકભુવન અને સામેની રેશમી ભરતકામથી ભરેલી ચિત્રમય જવનિકા આખા વાતાવરણને પરસ્તાન બનાવી દેતાં લાગ્યાં. જાપાની રંગભૂમિનું આમુખ ચોખંડું કે ઊંચાઈવાળું નથી હોતું. ઊંચાઈ કરતાં પહોળાઈમાં તે લગભગ ત્રણગણું અને એક મોટી પરસાળ હોય એવું હોય છે. ઊંચાઈ ૧૮ કે ૨૦ ફૂટની તો હશે, પણ આડો પટ બહુ વિસ્તારમાં હોવાથી આંખો ઊંચી ખેંચાતી ન રહે. તેની બે બાજુ, પ્રેક્ષકો જુએ તેમ બારણાં હોય છે. ઘણીવાર પાત્રો તેમાંથી આવે છે અથવા જાય છે. જવનિકા પરના રેશમી ભરતકામે અવનવા રંગો અને રૂપોનો સુંદર મેળો બનાવ્યો હતો ને તે પણ તાકારાઝુકાની કલચિત્રી કન્યાઓએ જ તૈયાર કરેલાં. જવનિકાની આગળ જ પ્રેક્ષકોના અગ્રભાગમાં વાદ્યસમૂહની ગોઠવણ હતી. લગભગ ૪૦-૫૦ માણસો એ વર્ગમાં હતા, પણ તેમની બેઠકો નીચા પડતા ખાડામાં હોવાથી કોઈનું માથું નજરે પડતું નહોતું, તેમ જ ત્યાં કોઈ છે એવી ખબરે પડે નહિ એવી રીતે તેમનાં ગાઈડલાઈટ્સ (જરૂરી રોશની)ની ગોઠવણ હતી.




જાપાનના થીએટરની રચના સમજાવતો નકશો

એ વાદ્યસમુદાયના ભોંયરામાંથી એમ્લીફાયરોના તાર આખા થીએટરમાં દરેક ભાગમાં પથરાઈને ગુપ્ત રાખેલાં લાઉડસ્પીકરો સાથે

જોડેલા હતા. એ થીએટરની બીજી ખૂબી એ હતી કે તેમાં થાંભલો એક પણ ન હતો. નીચે કે ઉપર નવીન રીન્ઇનફોર્સ્ડ સીમેન્ટ કૉન્ક્રીટની લોખંડી રચનાથી બાંધેલું છાપરું અને માળ તરફ નજર કરો તો તમારી નજરને અટકાવનાર એકાદ ફાનસનું ડોયલું પણ ન હોય રોશની બધી ભીંતની સપાટી સાથે જડેલા કાચમાંથી દેખાતી હતી. એ રચનાનો કંઈક ખ્યાલ સાથેના સ્કેચ ઉપરથી મળશે; બાકી એ રંગરાગ, ધ્વનિ અને પ્રેરક વાતાવરણ તો કલ્પનાથી જ માણી લેવાનું. ગરીબ કે તવંગર, વિદ્વાન કે કારીગર, વેપારી કે મજૂર બધાનો શંભુમેળો ત્યાં એક પંક્તિએ રસથાળે જામ્યો હતો, છતાં અવાજ કે વિસંવાદનું નામ નહોતું. પ્રોગ્રામ પાંચ કલાકનો હતો, તેમાં ત્રણ જુદાજુદા પ્રયોગો રજૂ થવાના હતા જાપાનને પરદેશના ઉત્તમ નાટયપ્રયોગો ભજવવાનો શોખ છે અને તેની યોગ્ય કદર કરી શકે છે. ચાલુ માસનો મુખ્ય પ્રોગ્રામ ફ્રેન્ચ નવલકાર ઍલેકઝાન્ડર ડ્યૂમાની વિખ્યાત કૃતિ કાઉન્ટ ઑાન્ટીક્રિસ્ટોનું હતું. તે બાર જુદાજુદા પ્રયોગોમાં ગોઠવ્યું હતું; પણ તેની પૂર્વે જે જાપાનની સંસ્કૃતિને ઘડનારા બે પ્રયોગો હતા, તેનું સહેજ ખ્યાન જાણવું જરૂરી છે; કેમકે તેથી જાપાન નાટકોમાં પણ કેવી રુચિ ધરાવે છે તેનો ખ્યાલ મળશે

પહેલો પ્રસંગ હતો નૃત્યવેલ. અંગ્રેજીમાં તો Dancing Mushrooms લખ્યું હતું, પણ કથાપ્રસંગને અનુરૂપ આ નામ ગુજરાતીમાં કહું છું. જાપાન પોતાના કલહો અને ઝગડાઓનું પર્યવસાન કેવી રીતે લાવે છે, તેનું એમાં સરસ દૃષ્ટાંત છે.

તાકાસગો સેઈમિન અને ઓનીસાબે નામના બે ગૃહસ્થો પોતાના નોકરોના વાદવિવાદ પરથી પરસ્પર બોલતા નથી. આકાશી નામના એક ગોરે તાકાસાગોની પુત્રી હીના ઝુરૂનું સગપણ ઓનીના પુત્ર સાથે કરી દીધું છે. બંને ગૃહસ્થોને ખબર પડે છે, કે તેઓ તો પોતાના અણગમતા સંબંધીઓ છે, એટલે બાળકોને એ લગ્નમાં જોડવાની મના કરે છે. આખું યે પ્રહસન સંગીત અને અભિનયમાં જ ચાલ્યું આવે છે. કોઈ મોંએથી બોલતું કે ગાતું

નથી. માત્ર વાદ્યો પ્રસંગને અનુકૂળ સ્વરો પૂરે છે અને પાત્રો અભિનયથી કથાપ્રવાહ ખેંચ્યે જાય છે. એમાં જાપાની ઘરસંસાર અને વ્યવહારનાં બહુ મનોહર દશ્યો જોવાનાં મળે છે. પૌરસ્ત્ય મનોદશા હિંદુસ્તાનથી જાપાન સુધી કેટલી મળતી આવે છે, તેની પણ પ્રતીતિ મળે છે. હીના ઝુરૂ અને ઉમેનો શોકે બંનેને પરસ્પરની લગની છે, પણ વડીલોએ મના કરી, તેથી હવે સમાજમાં સ્થાન રહ્યું ન હોવાથી બંને વનમાં નાસે છે. ત્યાં તેમને કોઈ અજાણી વેલ અને ફળો નજરે પડે છે. તે ઝેરી હશે અને એ ખાવાથી જીવનનો અંત આવશે એમ ધારી ખાય છે. છોકરાં નજરે નહિ પડતાં શેઠો નોકરોને ધમકાવે છે. નોકરો ગભરાતા શોધવા નીકળે છે. માબાપો પણ પાછળ નીકળી જાય છે અને વનનાં દશ્યમાં બાળકો ફળ ખાતાં હોય છે તે જુએ છે. નોકરો, પોતાનાં જ પાપે આ બન્યું માને છે. તેઓ પણ એ ફળો ખાઈ જાય છે. માબાપો આવીને જુએ છે, તો નોકરોએ પશ્ચાત્તાપ કર્યો છે ને બાળકો જીવનનો અંત લાવી રહ્યાં છે; એટલે હવે સંસાર કોના માટે, એમ વિચારી તેઓ પણ તે ખાઈ જાય છે અને પશ્ચાત્તાપ કરતાં મૃત્યુની રાહ જોતા પરસ્પરની માફી માગી લે છે. એવામાં એક કઠિયારો આવીને સમજ પાડે છે, કે એ વેલ ઝેરી નથી, પણ નૃત્યવેલ છે. ત્યાં તો તેની અસર સૌને થવા માંડે છે અને આનંદનૃત્ય કરતાં સૌ 'સુખી છેવટ' અનુભવે છે.

બીજો પ્રયોગ એક જ પ્રવેશમાં આરંભ અને અંત પામે છે. તેનું નામ ઓ નો તો ફુ. એ એક મોટો સરદાર હતો. તે એક પ્રાચીન મંદિરમાં કોબો દૈઈશીના હસ્તાક્ષરે લખેલા પુરાણા શ્લોકો ભૂંસાવી નાખી નવા શ્લોકો કરાવવાનો સંકલ્પ કરે છે. આ શ્લોકોનાં માત્ર દર્શન કરવાને જ એ મંદિરમાં દૂરદૂરથી યાત્રિકો આવતા. તેમને લાગે છે, કે આ પ્રણાલી ફેરવવાથી મહા અનિષ્ટ થશે. પ્રવેશ ઊઘડે છે. તે વખતે રાતની શાંતિ હોય છે અને દેડકાંનો અવાજ સાંભળીએ છીએ. થોડી વારે દેડકાંના સ્વાંગમાં ત્રણ નાની નર્તકીઓ જુદેજુદે ખૂણેથી દેડકાંની ઢબે કૂદી આવે છે અને મેંડકનૃત્ય કરી જતી રહે છે, એટલે સવાર પડતાં લોકો દર્શને



આ નો તો ફુ નામના જાપાની નાટકમાંનું એક દૃશ્ય



ઓ નો તો કુ નાટકનું એક દૃશ્ય

આવે છે. ત્યાં પૂજારી ફરિયાદ કરે છે, કે આ મંદિરનું માહાત્મ્ય હવે નષ્ટ થવાનું; કારણ ઓ નો તો કુ એ પ્રાચીન અવશેષોનો નાશ કરવાનો છે. લોકો તે સાંભળી વિરોધ ઉઠાવે છે અને દૂધવાળો, ફૂલવાળો, વેપારી, ભરવાડ વગેરે સુંદર નૃત્યદ્વારા પોતાની મંદિર સાથેની પુરાણી જાહોજલાલીની વાત દર્શાવે છે. ઓ નો તો કુને કાને એ વાત જાય છે, પણ તે દાદ આપતો નથી. એવામાં રસ્તે આવતાં તેને એક બાલિકા મળે છે ને અજાણપણે તે કહે છે, કે કોઈ ઓ નો તો કુ નામના માણસે કોબો દેઈશીના શ્લોકો બદલી નાખવાનું જાહેર કર્યું છે અને તેની ચિંતામાં તેની માતા માંદી પડી ગઈ છે; કારણ કે એ નવા શ્લોકોને કોઈ આદર નહિ આપે અને તેની તકતીઓ કોઈ નહિ ખરીદે. ઓ નો તો કુને ખાત્રી થાય છે, કે પ્રાચીન ઋષિના અક્ષરોનું હાથચિહ્ન ભૂંસવામાં તે ભૂલ કરતો હતો અને તે કન્યાને ખાત્રી આપે છે, કે તે પોતાનો સંકલ્પ ફેરવશે આ ખબરથી લોકો ફરીવાર ખુશાલીનાં નૃત્ય કરે છે. આ પ્રત્યેક પાત્રના પોશાકમાં અને સજાવટમાં જે સૂક્ષ્મ ચોકસાઈ અને કલાત્મક રંગવિધાન હતું, તેનું વર્ણન કરવું તો અશક્ય છે. જાપાનના ઇતિહાસના પ્રત્યેક યુગના અભ્યાસપૂર્વક તૈયાર કરેલાં આ પાત્રો પ્રજાના મગજમાં પાકાં બીજાં બની રહે છે અને યુગોના પડદા સજીવ દશ્યો રૂપે જાપાનની પ્રજાને કંઈકંઈ જીવનપાઠ આપતા જાય છે. જાપાનનું રંગભૂમિનું વિધાન પણ કંઈકંઈ નવીનતાઓભર્યું હોય છે. આખો યે વખત રંગ, રાગ, નૃત્ય, અભિનય અને સ્વરની મીઠી લહરીઓમાં વખત કેવી રીતે વીતી જાય છે તેનું ભાન રહેતું નથી.

ત્રીજો પ્રયોગ કાઉન્ટ મૉન્ટીક્રિસ્ટોનો હતો. દેશપરદેશનાં વિખ્યાત નાટકો ઉપર જાપાન ઓવારી જાય છે. શેક્સપીઅરને તો તેમણે ઘરગથ્થુ કરી નાખ્યો છે. આ નાટક ફ્રેંચ ઉપરથી લીધું હોવાથી ભાષા જાપાની હોવા છતાં એકએક પાત્ર અને દશ્ય ફ્રેંચ રાખવામાં આવ્યું હતું. નૃત્ય, અભિનય, શિષ્ટાચાર બધું જ સંભાળપૂર્વક ફ્રેંચ લાગતું. કાઉન્ટ મૉન્ટીક્રિસ્ટોની વાર્તા તો ઘણી મોટી છે, પણ નાટકને અનુરૂપ કરવાને તેને બાર પ્રવેશમાં ગોઠવી



મૉન્ટીક્રિસ્ટો નાટકમાનું એક દૃશ્ય. કાઉન્ટ પોતાના વહાણ ઉપર.

દેવામાં આવી છે. પડદો ઊપડતાં જ અંધારું હોય છે. બાજુના બારણામાંથી એક ધોળા ઝભ્ભામાં છુપાએલી આકૃતિ આવી વચ્ચે સહેજ ઊભી રહે છે. તેના હાથમાં એક સફેદ મહોરું હોય છે, તે ચહેરા આડે રાખ્યું હોય છે, એટલે આપણે તેને જોઈ શકતા નથી; પણ એ નાટચકારની પ્રતિભાની મૂર્તિ માનવાની છે, કારણ કે નાટકનો પૂર્વાપરનો સંબંધ એક ગીત દ્વારા તે ગાઈ બતાવે છે. તેમાં હવે શરૂ થનારા નાટકમાં વાર્તા ક્યાંથી ઊપડે છે અને પાત્રો શું કરી રહ્યાં છે તેની પિછાન હોય છે.

એ આકૃતિ અંધારામાં અલોપ થઈ જાય છે અને રોશનીઓ પ્રવેશ ઉપર અજવાળું ફેંકે છે, તે વખતે મિત્રના દગાનો ભોગ થએલો એડમન્ડ ડાન્ટે કોઈ ટાપુમાં જન્મકેદ છે. તેની બાજુ પરથી ખોદકામના અવાજો આવે છે. છ વર્ષ પહેલાંનો ફારિયા નામનો બીજો કેદી ખોદતો ખોદતો



તાક્ષારાજીકાની વિદ્યાર્થીનીઓ ઍલેક્ઝાન્ડર ડ્યુમાનું વિખ્યાત કથાનક કાઉન્ટ મૉન્ટીક્રિસ્ટો ભજવે છે

ડાન્ટેની ઓરડીમાં આવે છે તેની ગણત્રીની ભૂલથી તે નિરાશ થઈ જાય છે, પણ પછી બંને વચ્ચે મિત્રતા થાય છે. છ વરસમાં ડાન્ટે ચરડ ફારિયા પાસેથી ઘણું જ્ઞાન મેળવે છે. છેવટે તેના મરતી વખતે એ પોતાની કોટડીમાંથી સામી બાજુએ રહેલા પોતાના ગુપ્ત ખજાનાની તેને વાત કરી, એક નકશો આપે છે અને પોતાની એક દીકરીનું રક્ષણ કરવાનું કહી મરી જાય છે. મરેલા કેદીને દરિયામાં ફેંકી દેવા કોથળામાં નાખેલો છે તેમાંથી તેને પોતાની કોટડીમાં લાવી ડાન્ટે પોતે તેના કોથળામાં બંધાઈ પડ્યો રહે છે. સિપાઈઓ એ કોથળો ઉપાડી દરિયામાં ફેંકી દે છે અને ડાન્ટેને એ રીતે નાસવાની તક મળી જાય છે. પછી પોતે પેલો ગુપ્ત ખજાનો મેળવી કાઉન્ટ મૉન્ટીક્રિસ્ટો નામ ધારણ કરી, પોતાને બદનામ કરનાર મિત્રો, હરામ નીવડેલી પ્રિયતમા વગેરે ઉપર કિન્નો લે છે. આ આખી વાર્તા ગુજરાતી ભાષામાં તલેસમ નામથી બે ભાગમાં પ્રસિદ્ધ થએલી છે. મેં તો તે નાનપણમાં વાંચેલી, એટલે આખું ય નાટક સમજતાં મને મુશ્કેલી જણાઈ નહોતી; પણ નાટયરૂપે તેનો જે નવો રસ અને આનંદ મળ્યો, તેનો શબ્દોથી ખ્યાલ આપવો અશક્ય છે. દરિયા પરના ખલાસી-

ઓના નાચ, કેંચ, મનોહરતા અને પ્રણયભીના વિવેકપૂર્ણ અભિનયો, [illegible] ઓપાકો અને શિક્ષાઓ [illegible] તૈયાર [illegible] સ્વાભાવિક રીતે ભજવતી જાપાની [illegible] [illegible] કેંચ ઉદ્યાનો અને [illegible] ઓમાં [illegible] [illegible] બધાં [illegible] [illegible] ક્રાન્તિની પુત્રીઓ સાથે [illegible] [illegible] સાથીઓ સાથે [illegible] ગીત [illegible] [illegible] એમ [illegible] [illegible] વર્તુલમાં ફેરવી નાખે છે. તુરત ખલાસીઓ દોરડાંથી સદ્ ચડાતા [illegible] છે [illegible] ફેરફાર આવે છે અને વચ્ચે કાઉન્ટ [illegible] જોરદાર સાથે [illegible] ગીત ગાતાં બિરાજે છે. એ દશ્ય [illegible] પ્રેક્ષકમંડળ [illegible] લે છે. આ નાટક [illegible], સંકેટો ને [illegible] [illegible] છે. જાપાન પુરદેશની પ્રતિભાનો આસ્વાદ લઈને પોતાનું માનસ કેળવું [illegible] કરી શકે છે તેવું સચોટ દૃષ્ટાંત એમાં અમે જોયું.

[illegible] કાબુકી [illegible]

જાપાનનાં બધાં દર્શકપત્રો (ગાઈડ બૂકો) જોશો તો તેમાં ખાસ લખેલું હશે, કે ટોકિયો જાઓ તો કાબુકી–ઝાની મુલાકાત લેજો. કાબુકીનો અર્થ તો ચમત્કાર કે એવો કંઈ થાય છે, પણ તેને હવે જાપાનના વિશિષ્ટ નાટ્યપ્રયોગ તરીકે સ્વીકારવામાં આવ્યો છે. ઝા એટલે ઘણે ભાગે નાટ્યશાળા. આ કાબુકી નાટ્ય જાપાનનો જૂનામાં જૂનો પ્રકાર છે અને જાપાન તો અભિમાન લે છે, કે જગતના બધા દેશોમાં જ્યારે જૂના પ્રકારો અલોપ થયા છે ત્યારે જાપાનમાં સૈકાઓથી આ પ્રકાર જેવો ને તેવો સચવાતો અગ્રપદે રહ્યો છે. એમાં જાપાનના નાટ્યશાસ્ત્ર મુજબ એકેએક બાબતનું સંપૂર્ણ પાલન થાય છે અને તેના પ્રયોગો મોટે ભાગે જાપાનની સંસ્કૃતિ અને ઇતિહાસનું નિરૂપણ કરનારા જ હોય છે. કાબુકી નાટ્યની બીજી ખાસિયત એ છે, કે બીજા પૌરસ્ત્ય દેશોની જેમ નાટકના સર્વ નટો પુરુષો જ હોય છે; સ્ત્રીપાત્ર પણ પુરુષો જ ભજવે છે. જાપાનનાં બીજાં નૂતન

નાટ્યાલયોમાં યુરોપની ઢબે મિશ્રવર્ગ અભિનય કરે છે, પણ કાબુકી તો તેની પરંપરામાંથી લેશ પણ ચળ્યું નથી. આપણા દેશની ભવાઈ, રાસલીલા, કથકલી વગેરેમાં કાબુકી જેવાં તત્ત્વો ઘણાં છે; પણ કાબુકી તો જૂનામાં જૂનું, છતાં ઉઠાવ, ભવ્યતા ને કળામાં કયાં યે આગળ જાય; એટલું જ નહિ, પણ જાપાનના નાટ્યકોવિદોએ પણ તેની વિશિષ્ટતાઓને વખાણી છે અને જાપાનીઓ પણ કાબુકી ઉપર એટલા બધા આફરીન છે, કે ટોકિયોનું થીએટર આખું કાબુકી-ઝા કહેવાયું અને જાપાનનો અમીર અને સંસ્કારી વર્ગ તેને ભર્યુંભર્યું રાખતો રહ્યો છે.

અમે જે દહાડે એ જોવા જવાનો વિચાર કર્યો તે દિવસે શનિવાર હતો. ટેલિફોન ઉપર ટિકિટઑફિસને પુછ્યું તો કહે, શનિ અને રવિના હાઉસમાં બીજા ચાલુ વર્ગોમાં તો એક પણ જગ્યા નથી; માત્ર ઑરકેસ્ટ્રામાં એ ખાલી છે. અહીં ધ્યાનમાં રાખવાનું છે, કે જાપાનનાં નવાં થીએટરોમાં આ વર્ગવિભાગ કાઢી નખાયા છે; માત્ર આ જૂનાં થીએટરોમાં જ તે પરંપરાગત રહ્યા છે એટલે વર્ગ પ્રમાણે ટિકિટોના દર હતા. ઑરકેસ્ટ્રાના દર અમને ભારે પડે તેવા હતા, એટલે ફર્સ્ટ કલાસની ટિકિટ મેળવવાની ઇચ્છા કરી અંતે માંડમાંડ સોમવારના હાઉસમાં ફર્સ્ટ કલાસની ત્રણ જગ્યા રીઝર્વ કરાવી શકયા. ખૂબીની વાત એ હતી, કે રીઝર્વ માત્ર ટેલિફોન ઉપર થયું અને પૈસા તો અમે ખેલ જોવા ગયા તે વખતે આપ્યા હતા. આડા બે દિવસ હતા, છતાં આવી સાધારણ બાબતમાં યે અવિશ્વાસની છાયા ત્યાં નહોતી દેખાતી અમે સોમવાર ચૂકીએ તો પછી અમારા માટે તક કે સમય જ નહોતાં. સોમવારે અમે બીજા પ્રોગ્રામ આઘાપાછા કરી વખતસર કાબુકી-ઝા પર જઈ પહોંચ્યા.

અમે થીએટરમાં બેઠા તે વખતે ચારે તરફ ટોકિયોનો શિષ્ટ વર્ગ ત્યાં ખડકાઈ ગએલો દેખાયો. ઉપરની ગૅલેરીઓ પણ ભરી હતી અવાજ તો ત્યાં શાનો જ હોય? અનેક પ્રકારની જાપાની ફૅશનોમાં આવેલી મહિલાઓ અને ગૃહસ્થોનો ખોંખારો સરખો પણ થતો ન હતો. થીએટર તો તાકારાજુકા જેવું જ હતું, પણ અહીં એક નવીનતા જોઈ કે બરોબર થીએટરની રંગભૂમિ

ઉપરથી પાટિયાનો એક કેડો પ્રેક્ષકો વચ્ચે થઇને ચાલ્યો આવતો અમારી પાછળની ભીંતમાં એક બારણા સુધી બાંધેલો હતો. આ 'હાનામીમી'–ફૂલ-વિથિકા નો ઉપયોગ પહેલાં તો ન સમજાયો, પણ તાકારાજુકામાં રંગભૂમિની બહાર એ પડખે જે ભીંતસરસા માર્ગો હતા, તેનું આ પૂર્વસ્વરૂપ હતું એ પછી જણાયું; એટલે કે કેટલાંક પાત્રો દૂરથી આવનારાં કે દૂર જનારાં એ માર્ગે આવજા કરે એની અસર અનોખી જ થતી. જ્યારે પાત્ર રંગભૂમિના દૃશ્યમાંની કચેરી કે વતનની વિદાય લેતો આત્મભાષણ કરતોકરતો એ માર્ગ ઉપર થઇને અમારી વચ્ચેથી પસાર થતો પેલા પાછળના દ્વારમાં પેસતો ત્યારે પ્રેક્ષકોને એમ લાગતું કે તેઓ સ્થળ અને કાળ ભૂલી ચાલુ પ્રસંગની વચ્ચે જ આવી રહ્યા છે !

જાપાનના થીએટરની બીજી મજા ફરતા રંગમંચ (ગોળ ફરતું પ્લેટફૉર્મ)ની છે. એક દૃશ્યનું કામ પતે કે તરત તળિયું ગોળ ફરે અને પાછળ ગોઠવાએલું દૃશ્ય સામે ફરી જાય. બાજુના ભાગો ઉલટાઇને તેને મળી જાય. કંઈ વધુઘટુ ખેંચી લેવાનું હોય કે નવું મૂકવાનું હોય, તે કાળા પોષાકવાળા મજૂરો કરી જાય. આ માણસો દેખાય તોપણ જાપાનના નાટ્યનિયમ પ્રમાણે પ્રેક્ષકો તેઓને અદૃશ્ય જ માની લે છે.

નાટક સાંજના બરોબર ચાર વાગે શરૂ થાય છે. તે દિવસના પ્રોગ્રામમાં ચાર નાટકો હતાં. પહેલું 'તેન્રૂહીલોહાખૂને' એટલે તેન્રૂ નદી પરની નાવડી. કાબુકી નાટકો જાપાનના અંતરંગ જીવનને લગતાં હોવાથી થીએટર પર ટિકિટ સાથે મળતો અંગ્રેજી સાર



જાપાનની રંગભૂમિનો ખ્યાલ આપતો સ્કેચ

વાંચ્યો ન હોય તો પહેલું દૃશ્ય પકડતાં વાર જ લાગે; પણ ટોકિયો રહ્યું વિશાળ નગર, એટલે ઇન્ટરનૅશનલ વિવેકમાં પાછું ન પડે. પરદેશીઓને ત્યાં અંગ્રેજી અનુવાદ મળે એ તેમનો વિનય આપણને પણ ગમે છે; નહિ તો કાબુકી એક કોયડો જ રહે. અમારા આજના નાટકનો આ પ્રયોગ શરૂ થાય તે પહેલાંનો એક લાંબો વૃત્તાંત ધ્યાનમાં રાખવો પડે એવો છે.

ઈ. ૧૮૭૧માં મેઈજી બાદશાહ ગાદી પર આવ્યા. એ નવપ્રતિષ્ઠાનના ચોથા વર્ષના શિશિરના પ્રારંભમાં તેન્રૂ નદી પરના એક ગામમાં બનેલી આ વાત છે. તેઈચી નામનો નાવિક તેનો મુખ્ય નાયક છે. તે થોડાં વર્ષો પહેલાં જુગારી હતો. પછી તે નાવિક બન્યો અને હમણાં રેન્જીન નદીના ઉતારુઓ માટે સરાઈ માંડી બેઠો છે. તેના બચપણમાં તેના બાપને કોઈ અજડ લશ્કરીએ મેળાની રાત્રે હોડીમાં નહિ બેસાડવાના કારણે મારી નાખેલો એની વિધવા મા તેને નદીની રેતમાં છોડી કોઈ પંડિત જોડે નાસી ગએલી. બાજુના ગામના એક જુગારી સેંઝોને એ બાળક હાથ આવ્યો અને ઉછેરી મોટો કર્યો. તે મોટો થયો, જુગાર શીખ્યો અને એવો લડાયક થયો, કે બધા જુગારીઓ તેના યુદ્ધરસીપણાથી બીતા થયા; પણ સેંઝોને લાગ્યું કે તેના બાપનો ધંધો તે પકડી લે અને તોફાની રીતભાત ત્યજી દે તો સારું; એટલે તેને સમજાવીને નાવિક બનાવ્યો અને હાલ તે વીશીવાળો બની રહ્યો છે.

પણ શુકેગોરો નામનો એક બીજો અઠંગ જુગારી નવી રાજઘટનામાં પોલીસ અધિકાર પામ્યો છે. તે સેંઝોને દાબી દેવા ચાહે છે, પણ સેંઝોના પાલિત પુત્ર તેઈચીની તેને બહુ બીક લાગે છે. જોકે હાલ તો તે માત્ર નાવડીવાળો હતો, છતાં તેને દૂર રાખવાનો ઈલાજ પ્રથમ કરી લેવાને તે જાળ બિછાવે છે. તે માટે તાજેતર થએલા હથિયારબંધીના કાયદાનો તે આશ્રય લેવા ધારે છે. તે કાયદો ફરમાવતો હતો કે રાજાની આજ્ઞા વિના કોઈથી હથિયાર ધારણ કરી કે વાપરી શકાય નહિ. આ પરિસ્થિતિમાં પહેલો પડદો ઊંચકાય છે.

નાટકનાં સીનસીનેરી રચવાની જાપાનની કળા પણ તદ્દન અનોખી જ

'તેન્રૂ નદીની નાવડી' નાટકમાં શુકેઓરોની ટોળી સાથે યુદ્ધ કરતા તદંચીનું પાત્ર ભજવતો નટ ઇચામુરા



જાપાનનો વિખ્યાત નટ
ઇચીમુરા

છે. મકાન જાણે અડધું કાપેલું હોય તેમ આપણે તેનો અંદરનો ભાગ જોઈ શકીએ. બહારનાં પાત્રો અંદરનાં પાત્રોને જોતાં ન હોય તેમ જ માનવાનું. પ્રેક્ષકો તો જાણે ચિત્રમાં નકશો તૈયાર કર્યો હોય તેમ બંનેને જોઈ શકે છે. આવી કૃત્રિમ લાગની યોજના સ્વીકાર્યા પછી ઘરની અંદર જુઓ તો એકેએક વસ્તુ સાચા ઘરની ઢબે ગોઠવાએલી; પછી તે રંકનું ઘર હોય કે સરદારનું, પણ તમારે ખાત્રી રાખવી કે તમે સાચું જાપાન જોઈ રહ્યા છો. એ જ ઘર-માંથી બહાર નીકળવાનું બારણું બંધ હોય તોપણ તમે તો ઘરના બનાવ જોઈ શકવાના. બહારની બાજુ બજાર ને તેમાંથી નીકળતો રસ્તો ધીરેધીરે એક પૂલ ઉપર થઈ ટેકરી પાછળ જતો હોય, એ બધું પાત્રની સ્થાનિક ઘટ-નાની વિગતો પ્રમાણે જ. એવું કહેવાય છે કે એ બધી વિગતો અને પાત્રોની બેઠકો તેમજ ગોઠવણો નાટકના લેખકો જ પોતે ચીતરી આપે છે. સ્ટેજ-ડિરેક્ટર(નેપથ્ય-વિધાયક)નું ડહાપણ તેમાં ન ચાલે. આથી જ ત્યાંના સ્ટેજ પર કવિની કલ્પના બરોબર મૂર્તિમંત થએલી આપણે જોવા પામીએ છીએ. કવિના મનમાં જેવું પાત્ર અને દૃશ્ય હોય તેવુંજ આપણે નિરખી શકીએ છીએ.

ઊઘડેલા પ્રવેશમાં નદીનાળાં ઓળંગતો સનાઈ નામનો લશ્કરી તેઇચીને બારણે આવે છે અને દારૂ ચડાવે છે,—એટલો બધો કે તે તોફાને ચડે છે અને તેઇચીથી સહન ન થાય એટલી હદે જાય છે; પણ પોતાના બાપની કાલે તો તેત્રીસમી મૃત્યુતિથિ છે અને પોતાને શાહી નોકરી મળવાની છે એ વિચારી તે બધું ગળી ખાય છે. આ માણસ તો શુકેગોરોનો મોકલેલો જ હતો, પણ તેઇચીએ હથિયાર ન ઉઠાવ્યું એટલે તેનો ગોઠવેલો દાવ ખાલી ગયો. ફરી વાર શુકેગોરો એક પંડિતને કેટલીક ગુન્હાભરી સૂચનાઓ કરવા તેની પાસે મોકલે છે. તે આવીને કહે છે કે ત્રીસ વર્ષ પહેલાં તેઇચીના પિતાને મારનાર તે પોતે હતો અને હવે પસ્તાતો હોવાથી સાધુ થઈ ગયો છે અને છેવટે તેઇ-ચીને હાથે મરવા આવ્યો છે. પહેલાં તેઇચીને તેની વાત પરથી કાળ ચડે છે, પણ પછી સાધુની વૃદ્ધાવસ્થા જોઈ જતો કરે છે; છતાં સાધુ માગે છે કે એ તેના પર કોઇપણ જાતનો પ્રહાર કરી વેરનું શમન કરે. આથી તેઇચી પોતાના બાપ-

ની લોહીઆળ ટોપી તેની પીઠ પર મારે છે ને જતા રહેવા કહે છે. તેના ગયા પછી પોતે ઘરની બહાર આવી જુએ છે તો ઘરની આસપાસ શુકેગોરોના જાસૂસો ગોઠવાએલા જ છે,—એટલા માટે કે પોતે હથિયાર ઉપાડે તે જ ઘડીએ પોતાને પકડી લઈ શકે. તેને તરત સમજાય છે કે પેલો પંડિત પણ ઢોંગી અને જાસૂસ હતો, એટલે શુકેગોરો પરનો તેનો ક્રોધ ભભૂકી ઊઠે છે. હવે તો તે શુકેગોરોની આખી ટોળીનો નાશ કરી પોતાના પાલક પિતાને બચાવી લેવા ધસે છે. તે દોડીને પંડિતને પકડી પાડે છે અને ઠાર કરે છે અને તુરત શુકેગોરો એક ખંડિયેર મંદિરમાં તેના શાગિર્દો સાથે રહે છે ત્યાં જાય છે. એ મંદિરમાં જતાં તેને ખબર પડે છે કે શુકેગોરોની પત્ની 'ઓટાકી' તેની સાવકી બેન થાય છે. તે એને વાત કરે છે કે તેને ત્યાં મોકલેલો પંડિત પોતાનો બાપ જ થતો હતો. મા તો દસ વર્ષ પહેલાં મરી ગઈ હતી. ઓટાકી હવે પોતાના પતિ શુકેગોરોને બચાવવા તેને વિનવણી કરે છે, પણ તેઈચી કંઈ દાદ આપતો નથી અને શુકેગોરોનો તેની ટોળી સમેત નાશ કરે છે. ઓટાકી પણ આડે આવતાં ખપી જાય છે. તુરત તેઈચી સેંઝો પાસે જઈ બધા ખબર આપી તેને હરીફોથી નિશ્ચિંત બનાવે છે, પણ પોતે હવે ખુની અને રાજદ્રોહી બન્યો માટે પ્રાયશ્ચિત અર્થે જંગલમાં વિદાય લે છે. આ ઘડીએ તે રંગભૂમિ પરથી નીકળી સીધો વચલી હાનામીચી ઉપર અવાજ દેતો વિદાય લેતો પ્રેક્ષકો વચ્ચે થઈ પાછળના દ્વારમાં જતો રહે છે. નાટક પૂરું; પણ ભાવોની શી છોળ અને ખુમારી! પ્રત્યેક પાત્રના અભિનયોની સ્વભાવિકતા, છતાં નાટયવ્યવસ્થા પ્રમાણે ઊભા રહેવાની કે અનુકૂળ પોઝ આપવાની કળા જુદી જ. કાબુકી નાટક એટલે નાટકના બધા પ્રાચીન કાયદાઓનું સર્વાંશે પાલન. વચ્ચેવચ્ચે બાજુ પરના ઝરૂખામાંથી જાપાનની સુપ્રસિદ્ધ ગાનારી કાત્સુતારો જાપાની સતાર સાથે જૂનાં લોકગીતો સંભળાવતી એટલે વાતા-વરણ ઊર્મિપ્રધાન બનતું.

લગભગ સાત વાગતાં પહેલો પ્રયોગ ખતમ થયો; પણ આ શું? આખું પ્રેક્ષકગૃહ સાવ ખાલી! મારો મિત્ર અપાનો કહે, જાપાનીઓને સાંજનું વાળુ

કરી લેવાનો વખત થયો, એટલે બરોબર અરધો કલાક વિશ્રાંતિ લેવાની. અમારે પણ બહાર જઈ થીએટરના રેસ્ટોરાંમાં ખાઈ લેવાનું. આપણે બરનું કંઈ ખાવાનું મળે તો લેવાનું ધારી બહાર નીકળ્યા, પણ અમે જરા મોડાં પડયાં. રેસ્ટોરાંમાં એક પણ જગ્યા ખાલી નહોતી. આથી અમે બાજુ ગોઠવાએલા બજાર જોવા નીકળ્યા. તેની એકેએક હાટડીમાં ચાલુ નાટકનાં ચિત્રો, દશ્યો, પૂતળાંઓ, હાથનાં ચિત્રો, સ્કેચો વગેરે મળતાં હતાં. થીએટર-ની આ બજાર એ જાપાનની નાટકશાળાની વિશિષ્ટતા હતી.

ત્યાર પછીના ત્રણે પ્રયોગ વસ્તુગૂંથણીમાં, કલ્પનામાં અને ભાવનામાં એકએકથી અનોખા હતા, છતાં પ્રત્યેકમાં જાપાનની સંસ્કૃતિનાં સૂત્રાત્મક વિધાનો પ્રતિપાદિત થતાં હતાં; જેવાં કે વૈરશમન, આત્મસમર્પણ, ઉચ્ચનીચ ભેદનું નિવારણ, રાજ્યવફાઈ વગેરે. આ ચાર નાટકો એક જ દિવસે જોતાં આપણને તો એમ લાગવા માંડે કે આપણે જાપાનને ઓળખતા થયા. જો કે કવિનું હાર્દ, શબ્દો અને સંવાદોની ખૂબી તો આપણને અગમ્ય જ રહેવાની, પણ અભિનયકળા અને ભાવનિરૂપણમાં તો આપણને એ અલૌકિક જ લાગે.

કાબુકીનો છેલ્લો પ્રયોગ 'નાહો' નામનો હતો; તેમાં કોઇ પરીકથાનો આધાર લઈ નૃત્યસંવાદ રજૂ થયો હતો. એ આપણી કથકલી જેવું લાગ્યું; પણ પોશાકો અને ચહેરાઓ રચવામાં જે ઐતિહાસિક સચ્ચાઈ અને ચોકસાઈ અહીં દેખાઈ તે અદ્દભુત હતી. આ બાબતમાં તો વાસેદા યુનિવર્સિટીનું નાટ્ય-ગૃહ આખા જાપાનને દીક્ષા આપનારી સંસ્થા છે ને તેનાં સૂચનોનો સૌ સ્વી-કાર કરે છે. નાહો પ્રયોગ જુઓ તો એમ જ લાગે કે જાપાની પુસ્તકોમાંનાં ચિત્રો જ જાણે ઊભાં થઇને નૃત્ય કરી રહ્યાં છે! કોઈનું એકાદ હથિયાર, મુકુટ, ટોપી કે જભ્ભામાં કળાવિહીનતા ન હોય ઉપરાંત દરેક પાત્ર ઊભા રહેતા કપડાંની ઘડી કેટલી ખેંચી રાખવી તેનો પણ હિસાબ સાચવતું દેખાતું. એક પણ હિલચાલ પ્રયત્નસિદ્ધ ન હોય એવી નહોતી. જાપાનીઓ કોઈ પણ વસ્તુ રજૂ કરવામાં અંતર, પ્રમાણ યા માપનો વિચાર કર્યા વિના રહી શકતા જ નથી. એ તેમનું જન્મસિદ્ધ લક્ષણ છે એમ જ કહેવું પડશે.

## જાપાનનાં નૃત્યો

ટોકિયોમાં અંગત માલકીની નૃત્યશાળા જોવાની અમારી બહુ ઇચ્છા હતી, એટલે અમારા ગાઇડ મિ. આપાનોને તેનું સરનામું મેળવવા કહેલું. તેણે તરત કહ્યું કે પોતે એક જાણીતા નૃત્યકને પિછાણે છે. એ માણસે જાપાની ઢબે લગભગ ૧૦૦ નવાં નૃત્યો સર્જ્યાં છે અને તેની ગ્રામોફોન રેકર્ડો ઘરો તેમજ શાળાઓમાં વપરાય છે. નૃત્યપર તેણે એક ગ્રંથ પણ બહાર પાડ્યો છે. ટેલિફોનથી તેને પૂછતાં તરત આવવા કહ્યું. અમે ત્યાં પહોચ્યાં ત્યારે જાપાનમાં ભાગ્યે જ નજરે પડે એવો એક રૂપાળો ગૃહસ્થ અમને મળવા ઊભો થયો. તે જાપાનના જાણીતા નૃત્યાચાર્ય જુસુકે હીનાયાગી હતા. તેમના પત્ની ઠાવકાં, બેઠા ઘાટનાં, પણ બહુ સલજ્જ—જાણે કોઈની આંખ મેળવતાં પણ કંપતાં હોય એવા સન્નારી. પણ મેં જાપાનના નૃત્યલેખોમાં એ બંનેનાં નામ અગ્રપાને મૂકાએલાં વાંચ્યાં હતાં. એ બંનેએ ભાવથી અમારૂં સ્વાગત કર્યું અને પછી ઉપરના નૃત્યગૃહમાં લઈ ગયાં.





જાપાનના જાણીતા નૃત્યાચાર્ય મિ. જુસુકે હીનાયાગી અને તેમના પત્ની

જાપાની નૃત્યગૃહની કલ્પના આપણા માટે જરા મુશ્કેલ છે. એક જ ઓરડામાં જરા દૂર એક ફૂટ ઊંચું પાટિયાનું પ્લૅટફૉર્મ કરેલું. એને ભીંતો પણ પાટિયાની વારનીશ કરેલી લીસી સાફસૂફ હતી. ત્યાં કેટલાક વિદ્યાર્થીઓ રોજના સમય પ્રમાણે શીખવા આવેલા તે રાહ જોતાં હતાં. તેમાં સારા ઘરનાં ફૂટડાં બાળકો, બાળકીઓ અને તરુણો પણ હતા. બધાએ જાપાની કિમોનો પહેર્યા હતા. અમારી ખાતર એક તરુણ કન્યાએ નૃત્ય આરંભ્યું. સાજમાં માત્ર બેત્રણ તારનો એક જાપાની સતાર વગાડનાર નૃત્યનો પ્રસંગ ગાવા લાગ્યો ત્યારે તદ્દન જૂનો જમાનો જાગતો થતો લાગ્યો. પણ નૃત્યકારોની ચીવટભરી હિલચાલો, ગંભીરાઇ અને તાલબદ્ધ છતાં છટાદાર અંગભંગીઓ જોતાં કલા અને રસિકતાનું નવું જ દર્શન થયું. જે પાત્ર નેપથ્યમાં રહેવાનું હોય તે ભીંત પાસે અવળું મોં રાખી બેસી રહે છે. તેનો પ્રસંગ આવે એટલે તે આગળ આવીને નૃત્યમાં પૂર્તિ આપે છે. જાપાનમાં આ નૃત્યો ઘરમાં, સમાજમાં ગમે ત્યાં આનંદ અને ઉલ્લાસ પ્રેરી રહ્યા છે. ખરી ખૂબી તો એ છે કે જાપાનના શિક્ષણમાં તે ઓતપ્રોત થઇ ગયાં છે.

# ઉત્તર હિંદનો પ્રવાસ

## સંસ્કારયાત્રા

**કલાદેવીની** ઉપાસના કરતાં જીવનનો મોટો ભાગ વ્યતીત થયો હોવા છતાં મન કેટલીક બાબતોમાં સમાધાન શોધી રહ્યું હતું. બીજા સહધર્મીઓ અને ઉત્તમ સાધકોનો પરિચય મેળવી તેમની કલાપ્રવૃત્તિ અને પ્રચારનું સાક્ષાત્ નિરીક્ષણ કરવું; ભારતમાં કલાનું આજે કેવું સ્થાન છે, નવા પ્રયોગો જનસમાજને કેટલા સદ્યા છે અને કલાના આદર્શોમાં કેટલું સામ્ય છે, એ સમજવું; કલાકારોમાં ધ્યેયનિષ્ઠા કેટલી છે, જનસમુદાયમાં તેમનો આદર કેટલો છે, તેમની શિક્ષાપ્રણાલિ કેવા પ્રકારની છે, પ્રાચીન પરંપરાઓ કેટલી જળવાએલી છે, ભૂતકાળના અવશેષો નવા સંસ્કૃતિવિધાનમાં શો ફાળો આપી શકે એમ છે, એ પ્રત્યક્ષ કરવું;–આ બધાને માટે અંતરમાં ઝંખના રહ્યા કરતી હતી, અને તે ખાતર એકએ મોટાં પરિક્રમણો કરવાનો સંકલ્પ ઘણા વખતથી કરી રાખ્યો હતો. શાન્તિનિકેતન, નવા યુગનું એક સંસ્કારકેન્દ્ર, ગુરુદેવ રવીન્દ્રનાથનું મહા સ્વપ્ન સિદ્ધ કરવા સરજાયું હતું. તેને લગભગ ૪૦ થી ૪૫ વર્ષ વીતી ગયાં છે. સંસ્કારની શિક્ષા આપનારી સર્વ સંસ્થાઓમાં કવિશ્રીની પ્રતિભાથી આકર્ષાએલા મહાપુરુષોને કારણે, સંસ્કારનો પ્રસાદ જેટલો ત્યાં ઊતર્યો છે, એટલો બીજે કયાંય પણ નથી ઊતર્યો. કવિનું હૃદય દુનિયાની સ્પર્ધા અને વિષમતાઓથી પર થઇને જીવન, સંસ્કાર અને આત્માનો અનિર્વચનીય સંબંધ સાંધી શકે છે એ સત્યનું દર્શન, શિક્ષા, ચારિત્ર્ય અને કલાદ્વારા વ્યક્ત કરવાનો શ્રેષ્ઠ પ્રયાસ તે શાન્તિનિકેતનમાં થયો છે. એ સ્વરૂપના મહાન આર્ષદ્રષ્ટા ઋષિવર ગુરુદેવની જીવનજ્યોત આજે દૃષ્ટિગોચર રહી નથી; પરંતુ શાન્તિનિકેતનના આશ્રમમાં તેમણે સ્થાપેલી પ્રત્યેક પ્રણાલિ, સંસ્થા ને વ્યવહારમાં તે હજી વિદ્યમાન છે.

ભારતીય સંસ્કૃતિમાં પ્રધાન સ્વર 'જીવનની મહત્તા'નો આદર છે. એથી જ એમણે પોતાની શિક્ષણસંસ્થાને 'વિશ્વભારતી'નું નામ આપી સાર્થક બનાવી છે. જાતિ, દેશ અને વર્ણના ભેદ વગર, ઉપનિષદોએ પ્રચારેલી જીવનભાવનાનો સાક્ષાત્કાર એ જ પરમ ધ્યેય છે એમ એમણે પોતાના જીવનથી, કવનથી અને વ્યવહારથી સિદ્ધ કરી આત્મસમર્પણ કરી બતાવ્યું છે. એ પરમ પદની પ્રાપ્તિ માટે જ્ઞાન, કલા અને સંગીતની ઉપાસના અનિવાર્ય સાધનો છે એ વાતની પ્રતીતિ તેમની પ્રતિભાએ કરાવી છે, પ્રત્યક્ષ ઉદાહરણ રૂપે તેમણે પોતાના કાવ્યો સંગીત–વિમાન પર પધરાવ્યાં છે, જ્ઞાનની અનેક શાખાઓ અને શિક્ષા માટે યોગ્ય શિક્ષકોને વીણી આણ્યા છે, અને કલાના રંગો તથા રેખામંડળોના તાલ તેમજ યતિભંગો બતાવતાં ચિત્રો પોતે ચીતરી ગયા છે.

પણ તેઓ ભાવનાના તાનમાં પૃથ્વીનો આધાર વિસરી ગયા ન હતા. ધરિત્રીનો પ્રસાદ ભોગવવા સારુ માનવી માત્રને માટે શ્રમ એ ઉપકારક પ્રવૃત્તિ છે એનો સ્વીકાર કરી, શાન્તિનિકેતન જેટલા જ મહત્ત્વવાળા કેન્દ્ર તરીકે શ્રીનિકેતનની ગ્રામસંસ્થા તેઓ સાથોસાથ નિર્માણ કરી ગયા છે. ત્યાં ખેતીના તેમજ ગ્રામઉદ્યોગોના પ્રયોગો અને ગ્રામજીવનમાં સંસ્કારસંપર્ક ખીલવવાનો યત્ન થાય છે.

### પૂર્વસ્મરણ

આ સંસ્થાનો પ્રથમ પરિચય મને ઈ. ૧૯૨૦માં થએલો, જે વેળા હું સ્વ. મોતીભાઈ અમીન તથા જીવણલાલ કંપનીવાળા શ્રી રામજી હંસરાજ સાથે ઉત્તર ભારતની મુસાફરીએ નીકળેલો. એ વખતે આશ્રમનાં થોડાં મકાનો, કાચી માટીની થોડી કુટિરો, નાના સાદા બંગલા જેવાં સંગીતભવન તથા કલાભવન ત્યાં હતાં. ગુરુદેવ ટાગોર અમદાવાદની સાહિત્ય પરિષદમાં આવી ગએલા તેની અસર ગુજરાત પર ઘણી થઈ હતી. શિશુશિક્ષણમાં નવો રસ ઉત્પન્ન થયો હતો, સાહિત્યમાં નવો જ રસસંચાર થયો હતો પરંતુ કલાની યથાયોગ્ય ભૂમિકા બંધાઈ ન હતી.

ગુરુદેવ સાથે શ્રી ક્ષિતિમોહન સેન આવેલા, તેમણે ગીતાંજલિનાં અસલ બંગાળી પદો સંભળાવેલાં; બાઉલો તેમજ દાદુ, સૂરદાસ અને કબીરના તત્ત્વજ્ઞાન ઉપર પ્રકાશ આપેલા. પણ કલા ઉપર પ્રકાશ પાડનાર કોઈ વ્યક્તિનો પરિચય ગુજરાતને હજી મળ્યો ન હતો. તે ઊણપ દૂર કરવા મેં એ પહેલો પ્રવાસ ખેડેલો. એ વેળા શાન્તિનિકેતન ઉપરાંત કલકત્તાનું મ્યુઝિયમ અને શ્રી હૅવેલ સાહેબે મેળવેલી ભારતીય ચિત્રસંપત્તિ જોઈ; શ્રી અવનીન્દ્રનાથ ટાગોરનો પરિચય કર્યો; તેમના ઘરની ભારતીય સજાવટ જોઈ; ઓરીએન્ટલ આર્ટ સોસાએટી વગેરે જોયાં. આ બધું જોઈને સ્વ. મોતીભાઈ ઉપર પણ ચિત્રમહિમાની સારી અસર થઈ અને પાછીથી સચિત્ર 'બાલમિત્ર' કાઢવાની યોજના એ પ્રવાસમાં જ ઘડાઈ. શાન્તિનિકેતનમાં તે વખતે શ્રી નંદબાબુ આવ્યા ન હતા. કલાભવન તરીકે ઓળખાતા એક મકાનમાં બેચાર વિદ્યાર્થી-વિદ્યાર્થીનીઓ કામ કરતાં હતાં. ચિત્રના પ્રથમ અધ્યાપક તરીકે એક તરુણ અસીતબાબુ અને સુરેનબાબુ (અસીતકુમાર હલદર અને સુરેન્દ્રનાથ કાર) પોતાની બેઠક પર કામ કરતા હતા. તે વખતે મેં તેમની છબીઓ પણ પાડેલી.

બાજુના નાના મકાનમાં દીનબાબુની બાંધવી સુરાવટ જામી રહેતી. એ પડછંદ માતંગ કાયાને તેમના વિદ્યાર્થીઓ સાથે આવતી જુઓ તો તમને વાદળનો મેઘ આવતો લાગે પ્રસન્નતા અને આનંદની છોળો દેતી એ મૂર્તિ આશ્રમની પ્રતિષ્ઠાનો પાયો બની ગઈ છે.

આફ્રિકાથી આવીને ઍન્ડ્રૂઝ સાહેબે શાન્તિનિકેતન આશ્રમની વ્યવસ્થા હાથમાં લીધી હતી. અરણુંદવાળા શ્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ ('પાટીદાર'ના તંત્રી) તેમની સાથે જ ત્યાં પોતાના કુટુંબને લઈને આવી વસ્યા હતા. એકરૂપ બનતા શ્રી ઍન્ડ્રૂઝ ધોતિયું અને પહેરણ પહેરતા. વિદ્યાર્થીઓની ચિંતા તેઓ માતાના જેટલી જ કરતા. તે વખતે આશ્રમનું રસોડું એક મોટા છાપરા નીચે હતું. ખાવાપીવાની અગવડો ઘણી હતી તેથી ગુજરાતી વિદ્યાર્થીને ફાવતું નહિ.

આમ ઘણી મુશ્કેલીઓ અને ઘણી અપૂર્ણતાઓ છતાં એ સમયે આશ્રમે પોતાના આદર્શોનો પ્રકાશ ફેલાવ્યો હતો. સૅડલર કમિશને હિંદુસ્તાનમાં યોગ્ય પ્રણાલિવાળી બે જ સંસ્થા આદર્શ ગણાવી હતી; એક શાન્તિનિકેતન અને બીજું કલકત્તામાં ચાલતું સ્વામી અનીમાનંદનું બોયૂઝહોમ.



શાન્તિનિકેતનના ભૂમિવિસ્તારનો ખ્યાલ આપતું દૃશ્ય

આજે તો શાન્તિનિકેતન આશ્રમનો વિસ્તાર બાર માઈલના ઘેરાવાનો વિશાળ પટ રોકે છે, તેમાં સુંદર પાકા રસ્તાઓ છે અને સુંદર સુરૂપ નાનાંમોટાં ભવનો છે. અને એ સર્વના વિશ્વકર્મા આશ્રમસચિવ શ્રી સુરેન્દ્રનાથ કાર છે. ત્રણસો ચારસો જેટલા વિદ્યાર્થીઓ હિંદનાં જુદાંજુદાં સ્થાનોમાંથી આવી ત્યાં અભ્યાસ કરી રહ્યા છે. કવિવરના આદર્શોની દીક્ષા લઈ દરેક જણ 'આમાદેરા શાન્તિનિકેતન'ની એ માતૃસંસ્થાને પોતાના જીવનમાં, હૃદયમાં અને સંસ્કારમાં ઉતારી રહ્યા છે અને પોતાના પ્રાંત માટે તેનું સંસ્કારબાથુ બાંધી રહ્યા છે.

## નિમંત્રણ

એ સમસ્ત વિદ્યાર્થીમંડળ પ્રત્યેક સત્રાન્તે ઉત્સવો કરે છે, નાટકો કરે

છે, પ્રદર્શનો ભરે છે અને પ્રસંગોપાત જુદાજુદા રાષ્ટ્રના વિદ્વાનો, કવિઓ, કલાકારો ને નટોને નિમંત્રી તેમનો સહકાર સાધે છે. આ વર્ષે ગુરુદેવના અવસાનથી કશું થશે કે નહિ તેની ઘણાને શંકા હતી, પરંતુ ગુરુદેવે છેલ્લી આજ્ઞા આપી હતી કે તેમની ગેરહયાતી વખતે પણ આશ્રમના ઉત્સવો બંધ ન રહેવા જોઇએ. તેથી વિદ્યાર્થીઓએ અને આચાર્યોએ નિશ્ચયપૂર્વક ઉત્સવો ઊજવવાનું ઠરાવ્યું હતું. શાન્તિનિકેતનમાં વસતા ગુજરાતી વિદ્યાર્થીઓએ એક ગુજરાતી સંસદ સ્થાપી છે. તેમાં ઘણા મારા ઉપર પ્રેમ અને આદર ધરાવનારા છે. તેમના જ પ્રસ્તાવથી વિશ્વભારતીના 'સમસ્ત વિદ્યાર્થી-સંમેલની'એ મને તા. ૧૫–૧૬–૧૭ સપ્ટેમ્બરના દિવસોના આ વર્ષના ઉત્સવોમાં ભાગ લેવા અને ગુજરાતી કલાનો પરિચય આપવા નિમંત્રવાનું સર્વાનુમતે ઠરાવ્યું હતું. તે નિમંત્રણ સાથે જ આમંત્રિતને આશ્રમના સચિવનો, ત્યાંના અતિથિ તરીકેનો પત્ર પણ મળે છે. એ પત્ર મને કાંઈક મોડો મળ્યો, તે પહેલાં વર્તમાનપત્રોને તેની બાતમી મળી ગઈ હતી, એટલે તેમણે ઉત્સાહભેર ગુજરાતમાં એ ખબરો પ્રચારેલા; મને ચોક્કસ ખબર ન મળે ત્યાં સુધી મારા તે બાજુના પ્રવાસની કશી તૈયારી હું કરી શકયો ન હતો. તા. ૮મીએ ભાઇ વ્રજલાલ ત્રિવેદીનો તાર મળ્યો કે મારે તા. ૧૫મી પહેલાં ત્યાં પહોંચવું જોઇએ.

શાન્તિનિકેતનમાં ગુજરાતી કલાનો પરિચય આપવા મારી પાસે જે થોડાંઘણાં સાધનો હતા તેમાં આધુનિક ચિત્રકારોની કૃતિઓની છાપો થોડી સચિત્ર હસ્તલિખિત પ્રતો, ૧૭મી સદીનાં બે જૈન વિજ્ઞપ્તિપત્રો તેમજ ગુજરાતની જનતામાં કળા કેવી રીતે વસેલી છે તે સમજાવતાં શિલ્પો, અલંકારો, ગૃહશોભનો વગેરે ફોટોગ્રાફો હતા; કેટલાંક લૅન્ટર્ન–ચિત્રો હતાં. આમાં પૂર્તિ રૂપે વડોદરાવાળા પ્રો. મંજુલાલ મજમુદારે તેમનાં સંગ્રહની કેટલીક અસલ ચિત્રપ્રતો આપી અને ભાઇશ્રી અમૃતલાલ પંડયાએ કેટલીક ઐતિહાસિક નોંધો આપી. ઉપરાંત રેફરન્સ માટે શ્રી જ્ઞાની, રસિકલાલ છો. પરીખ અને શ્રી રત્નમણિરાવનાં પુસ્તકો બેગમાં નાખી દીધાં.




ઉત્તર હિંદની સંસ્કારયાત્રાની પ્રવાસરેખા. ઘેરી લીટીએ આવતાં મોટા અક્ષરો વડે દર્શાવેલાં સ્થળોની મુલાકાતનાં વર્ણનો આ પ્રવાસમાં આવશે.

## શાન્તિનિકેતન

મારા પ્રવાસનું નક્કી થતાં જ મારા મોટા પુત્ર ચિ. નરેન્દ્રને મદદરૂપ થવા મુંબઇથી બોલાવી લીધેલો. તા. ૧૨મીની સાંજે અમે બોલપુરની ટિકિટ લીધી. અને લગભગ સાડાપાંસઠ કલાકની ટ્રેઇનની મુસાફરી શરૂ કરી. બીજે દિવસે રાત્રે દિલ્હી સ્ટેશને મારા મિત્રમંડળના ઉત્તર દિશાના દિક્પાલ જેવા શ્રી યશવંત પંડ્યા સ્ટેશન ઉપર હાજર હતા. તેમણે અમને નવું તાજું ભાથું ભરી આપ્યું. તે ઉપરાંત શાન્તિનિકેતનની ગુજરાતી સંસદને ભેટ આપવા પોતાની ચોપડીઓ સાથે આપી. ગુજરાતી જનતાને વિદ્યાર્થીઓની અપીલનો એ પહેલો જ જવાબ હતો. બીજે દિવસે ટ્રેઇન ગંગા–જમનાની હરિયાળી જમીન વચ્ચે ધમધમાટ ધસ્યે જતી હતી, તે વખતે મને મારા શાન્તિનિકેતનના વાર્તાલાપની નોંધ કરવાનો સમય મળ્યો. આંતરરાષ્ટ્રીય મંડળ આગળ બોલવાનું હતું, તેથી બધું અંગ્રેજીમાં જ તૈયાર કરવુ પડ્યું.

તા. ૧૫મીની વ્હેલી સવારે ટ્રેઇન બર્દવાન પહોંચી. ત્યાં અમારે બોલપુર જતી ગાડીમાં બદલવાનું હતું. ગાડી ઊભી રહેતાં જ ગુજરાતી સંસદના મંત્રી ભાઇ વ્રજલાલ અને હિંદી સંમેલની તરફથી શ્રી ખન્નાએ અમારો સત્કાર કર્યો. તેઓ આગલી રાત્રે બોલપુરથી આવી વેઇટિંગ રૂમમાં રોકાયા હતા. તેમની તો એ તકલિફ હતી, પણ તેમની હાજરી અમને રાહતરૂપ બની. બોલપુરની વ્હેલી ગાડી તો અમે ચૂકયા હતા, એટલે વેઇટિંગ રૂમમાં નહાવાધોવાનું પતાવી કપડાં બદલી દસ વાગ્યા સુધીનો વખત વીતાવ્યો. દસ વાગ્યે બોલપુર જવાની ગાડી આવી. તેમાં બેસતાં કલકત્તાથી શાન્તિનિકેતનના ઉત્સવ પર આવતા મેવાના વેપારી જાદવજીભાઇ અને જામનગરના વિદ્યાર્થી ભાઈ આસર ભેગા થયા.

બોલપુરની આગળનું એક સ્ટેશન આવ્યું ત્યાં તો ભારતીય સંસ્કૃતિમાં ગુજરાતી સંસદનાં ચાર પાંચ સભ્યો ત્યાં સુધી સામાં ચાલતાં પહોંચી ગએલાં. કલાકાર શ્રી અબુલકલામ (જેમનો પરિચય 'કુમાર' માસિકમાં આવી

ગયો.) પણ તેમાં હતા. મેનાબહેન કાપડિયા માટે એ શ્રમ વધારે પડતો જણાયો, પણ એ બધાનો પ્રેમ અને સદ્ભાવનો ઉમળકો કોઇ ઑર હતો. મેનાબહેન તો મારા મિત્ર પરમાણંદ કાપડિયાનાં પુત્રી, એટલે ઘરનું બાળક ગણું. તેણે સવારમાંથી ત્યાંના આશ્રમનાં શેફાલિકાનાં પુષ્પો ભેગાં કરી ગૂંથી રાખેલો સરસ હાર મને ત્યાં આપ્યો, ત્યારે નાનુંશું ગુજરાત પણ પોતાના માણસો માટે કેટલું મત્ત બની શકે છે તેનો અનુભવ થયો.

બોલપુર આવ્યું કે ત્યાંના આશ્રમની મોટર બસ તૈયાર હતી. ઇ. ૧૯૨૦માં હું ગયો તે વખતે તો બળદના એક્કામાં સવારી કરી કલાક દોઢ કલાકે શાન્તિનિકેતન પહોંચ્યો હતો. આજે તો પા કલાકમાં જ શાંતિનિકેતનનો દરવાજો વટાવી, શિક્ષકોનાં ઘરોની હાર છોડી, રમતનું મોટું ચોગાન પાર કરી, ચા-ઘર પાસે કેટલાક અતિથિઓને ઉતારી, છેક આશ્રમની પાછળ વિસ્તારમાં દૂર દેખાતા તાતાભવનમાં અમારે માટે આપેલા ઉતારે પહોંચી ગયા.

### તાતાભવન અને ભોજનગૃહ

આ તાતાભવન યુરોપિયન મહેમાનો અથવા આશ્રમના માનવંતા અતિથિઓ માટે જ અલાયદું બાંધવામાં આવ્યું છે. આશ્રમના કેન્દ્રથી એ ઘણું અલગ અને દૂર છે, એટલે અમને ત્યાં ઘણું એકલવાયું લાગ્યું; પણ પછીથી તો અમે તેનો ઉપયોગ માત્ર સૂવા પૂરતો જ કર્યો હતો. ત્યાં ગયા પછી ખબર પડી કે શ્રીમતી રતી પિટિટ બીજી બાજુના એક ખંડમાં જ રહી અહીં આશ્રમમાં ચિત્રકલાનો અભ્યાસ કરતાં હતાં. પહેલી જ ઇચ્છા મેં શ્રી નંદબાબુને મળવાની બતાવી; પણ બપોરનો સમય તે આરામ લેતા હોઇ તરતને માટે અમે ભોજનગૃહમાં ગયા. હાલનું ભોજનગૃહ એક સુંદર મકાન છે. બધી ગોઠવણ તથા સાધનસામગ્રી ત્યાં રાખવામાં આવી છે. ભોજનગૃહમાં બે વિભાગ છે: શાકાહારીઓનો ને બીનશાકાહારીઓનો. વિદ્યાર્થીઓ ટેબલ પર જમવા બેસે છે. પીરસવામાં વિદ્યાર્થીઓ સ્વયંસેવક તરીકે કામ આપે છે. રસોડાની દેખરેખ પર એક ભલાં શ્રીમતીજી છે.





વિદ્યાર્થીસમસ્તનું ભોજનાલય (ફોટો · નરેન્દ્ર રાવળ) વિદ્યાભવન પાસેની સુંદર વૃક્ષવિથિકા

તેમની નજર બધા જ જમનારાઓ પર એક માતાના જેટલી ચીવટ બતાવતી હતી. જમ્યા પછી જમનારાઓ પોતે જ પોતાના થાળીવાટકા બાજુની બારીવાળી ચોકડીમાં મૂકી દે છે. જ્યાંથી નોકરો તે સાફ કરવા ઉપાડી લે છે. રસોડાના ખૂણાઓમાં તેમજ એક બારણાં આગળ કુંડીબંધ નળો રાખવામાં આવ્યાં છે, એટલે હાથમોં ધોતાં ગંદા છાંટા ઊડતા નથી અને ગંદવાડ ગટરો વાટે બહાર નીકળી જાય છે. નોકરોનો વાસણ માંજવાનો ચોક પણ અલગ છે. એકંદર રસોડાની ગોઠવણ તથા ભોજનમાં પહેલાંની કોઇ ફરિયાદ નહોતી. પહેલાં મેદાની પૂરીઓ અપાતી. આરોગ્યની દૃષ્ટિએ આજે બહુ વિચાર કરી ઘઉંની પંજાબી રોટલીઓ અપાય છે. દાળ, શાક, દહીં, ખાંડ વગેરે જોઇતાં તેમજ સારાં મળે છે. ખર્ચની દૃષ્ટિએ જોતાં દરો વધારે છે એવી સહેજ ફરિયાદ હતી, પણ કૉલેજના હિસાબે ત્યાં મોંઘું ન ગણાય.

## શ્રી નંદબાબુ

જમી રહ્યા એટલામાં તો ભાઈશ્રી કલામ ખબર લાવ્યા કે શ્રી માસ્ટર મોશાય (શ્રી નંદબાબુ) મ્યૂઝિયમમાં છે ત્યાં મળી શકશે. ભાઈ કલામે શરૂથી જ મારા દર્શક અને સમય નિયામક તરીકે એકધારી સેવા ઉપાડી લઇ મને જે સગવડ અને સરળતા કરી આપી છે તે અવિસ્મરણીય રહેશે. આશ્રમ તેમજ શ્રીનિકેતનની રજેરજ માહિતી, માણસોના સ્વભાવ, મળવાની યોગ્ય તક અને વસ્તુની કદર તેમજ પરિચય તેણે ખૂબ સાધી લીધાં હતાં.

શ્રી નંદબાબુની શાન્ત સ્વસ્થ મૂર્તિ જોઈ મને બહુ જ પ્રસન્નતા થઇ. વચ્ચે ૧૯૨૪માં ફરી એક જ દિવસ માટે હું શાંતિનિકેતન ગએલો ત્યારે સાંજે દૂર સુધી સાથે ફરવાની થોડી તક મળેલી. તે વખતે તેમણે શાન્તપણે પોતાની ભાવના વ્યક્ત કરી હતી ત્યારથી તેમના સમાગમનો મને બહુ લોભ રહેતો. મેં કનુભાઇને તેમની પાસે અભ્યાસ માટે મોકલ્યા ત્યારે શ્રી ક્ષિતિબાબુ સાથે તેમણે મને કહેવડાવેલું કે તમે ગુજરાતનો એક સુયોગ્ય વિદ્યાર્થી મોકલી ગુજરાતની સેવા કરી છે. અને કનુભાઇએ પણ એ વખતે

શાન્તિનિકેતન કલાભવનના આચાર્ય અને આશ્રમની સર્વ કલાપ્રવૃત્તિના પ્રાણ : લબ્ધપ્રતિષ્ઠ શ્રી નંદલાલ બોઝ.

કલાકાર શ્રી સુરેન્દ્રનાથ કાર : શાંતિનિકેતન આશ્રમની સમસ્ત સ્થાપત્યરચનાના વિશ્વકર્મા અને આશ્રમ સચિવ.

શ્રી નંદબાબુનો એવો ગાઢ સમાગમ મેળવ્યો કે તેમણે ગુજરાતમાં શાન્તિનિકેતન બતાવવાની સામગ્રી પ્રાપ્ત કરી લીધી.

### શાન્તિનિકેતનમાં ગુજરાત

ત્યાર પછી તો ઘણાં વિદ્યાર્થીઓએ શાન્તિનિકેતનને પોતાની સંસ્કારદાતા સંસ્થા ગણી ત્યાંના સાહિત્ય અને કલાનો મહિમા પ્રસાર્યો છે;—એટલે સુધી કે શાન્તિનિકેતન બંગાળનું હોય તે કરતાં ય ગુજરાતનું પોતાનું દૂરનું થાણું લાગે છે અને મને પણ એમ જ લાગ્યું. શાન્તિનિકેતનથી આવજા કરનારા યાત્રિકો, વિદ્યાર્થીઓ અને ગૃહસ્થોએ ત્યાંની રોજરોજની માહિતીઓ અને ખબરો મને આપ્યાં જ કરેલાં, એટલે મને ત્યાં કશું અપરિચિત કે નવીન ન લાગ્યું. ગુજરાતી વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓની હાલ ત્યાં ૨૫ જેટલી સંખ્યા છે. તેઓ બધાં જ મારા વિષે બહુ ઉતેજારી સેવતાં હતાં. તેમને બધાંને હરખ હતો કે મારા ત્યાં જવાથી ગુજરાત શાન્તિનિકેતનનો સંપર્ક વધારી રહ્યું છે

અહીં પૂજ્ય ગાંધીજી રહી ગયા હતા. શ્રી નરસિહભાઇ પટેલ જેવાએ તો અહીં વર્ષો કાઢયાં હતાં. શ્રી નગીનદાસ પારેખ, ડૉ. મણિલાલ પટેલ, બચુભાઇ શુકલ, રઘુનાથ નાયક, પ્રભુદાસ પટેલ, કૃષ્ણલાલ શ્રીધરાણી, પિનાકિન્ ત્રિવેદી, પ્રહ્‌લાદ પારેખ વગેરે નામધર વિદ્યાર્થીઓએ, શ્રી કૃષ્ણલાલ ભટ્ટ, કાન્તિલાલ દવે, જયંતી પારેખ, જયંતીલાલ ઝવેરી આદિ કલાદીક્ષિતોએ મુંબાઇનાં વકીલ દંપતી તથા શુકલ દંપતીએ, શ્રી સોનુબેન જેવાં બહેનોએ અને બીજા વિદ્વાનોએ અહીંનો સંસ્કારસંપર્ક ગુજરાતમાં ઉતાર્યો છે; બહેન શ્રીમતી હઠીસીંગ તો અહીંના વિદ્યાપુત્રી બન્યાં હતાં. શેઠ અંબાલાલભાઇનું તો આખું ઘર શાન્તિનિકેતનનું દીક્ષિત ગણાય.

અને સ્વ. ગુરુદેવ પણ ગુજરાતને કયારે વિસર્યા હતા? તેમણે તો છેલ્લી ઘડીએ પણ શાન્તિનિકેતન ગુજરાતના ગાંધીજીને જ ભળાવી દીધું હતું તેમનાં પાલિતા પુત્રી પણ ગુજરાતના ભાટિયા બહેન છે. ગુજરાતે શાન્તિનિકેતન પર ઘેરો કર્યો કે શાન્તિનિકેતને ગુજરાતમાં ઘર કર્યું તે કહેવું



ડાબી બાજુ : શાન્તિનિકેતનમાં વિદ્યાર્થીઓનું 'ચા–ઘર'. ત્યાં ચા પીવા મંડળીઓ મળે છે, નાની ચર્ચાઓ પણ થાય છે. ભીંતો પર કલાના વિદ્યાર્થીઓએ સાદાં ચિત્રો દોરી તેના વાતાવરણમાં નવો રંગ પૂર્યો છે. જમણી બાજુ : 'મ્યૂઝિયમ'નું પ્રવેશદ્વાર. મ્યૂઝિયમ એટલે શાન્તિનિકેતનના ચિત્રસંગ્રહ તેમજ ગ્રંથોનો ભંડાર (ફોટો · નરેન્દ્ર રાવળ)



ડાબી બાજુ : વિદ્યાભવનને દ્વારે વિદ્યાર્થીઓનું ગાન · જમણી બાજુ : વૃક્ષછાયામાં ચાલતો વર્ગ (ફોટો · નરેન્દ્ર રાવળ)



ગુરુદેવના પુત્ર શ્રી રથીન્દ્રનાથ ટાગોરને
શ્રી 'માસ્ટર મોશાય'(નંદબાબુ)પ્રદર્શનનાં ચિત્રો બતાવે છે.

મુશ્કેલ છે. શાન્તિનિકેતનના કલાકારો ગુજરાતમાં આવી વસી ગયા. શ્રી વિનાયક મોસાજી તો ગુજરાતી જ લાગે. શ્રી સુરેન્દ્રનાથ કાર તો શ્રી અંબાલાલ ભાઈના મહાલયની રૂપયોજના કરવા વરસમાં અનેક વાર હજી અમદાવાદ આવે છે. શ્રી નંદબાબુ હરિપુરામાં સેવા આપી ગયા અને વડોદરાના કીર્તિમંદિરમાં ભીંતચિત્રો ચીતરવા હજી દર વર્ષે આવે છે. અને ક્ષિતિમોહન સેન તો ગુજરાતનાં ગામડાંઓમાં વાસ કરી સરસ મિત્રમંડળ જમાવી ગયા છે. આમ શાન્તિનિકેતન સાથે કલકત્તાનો સંબંધ હોય તે કરતાં ગુજરાતનો સંબંધ વધ્યો છે. ગયે વર્ષે શ્રી મેઘાણીભાઇ પણ લોકસાહિત્યનો ત્યાં વર્ષાવ કરી ગયા હતા. આવા સ્થાનમાં મારૂં જવું કોઈ

શાન્તિનિકેતન આશ્રમના સાૌન્દર્યભર્યા વિસ્તારના [illegible] મને સ્પર્શતા મુખ્ય માર્ગ (ફોટો—નરેન્દ્ર રાવળ)





ગુરુદેવના પિતાશ્રી દેવેન્દ્રનાથ ટાગોરે જે સ્થળે પ્રથમ સાક્ષાત્કાર અનુભવેલો તે સ્થાન 'છાતીમ તલા' (ફોટો : શ્રીમતી રતિ પિટિટ). જમણી બાજુ : શાન્તિનિકેતનનો જૂની બાંધણીનો નાનકડો છાત્રવાસ (ફોટો : નરેન્દ્ર રાવળ)

મોટું આશ્ચર્ય હોય એવું હું માની શકતો નથી. શ્રી નંદબાબુએ જ કહ્યું હતું કે 'રવિભાઇને હું અતિથિ તરીકે ગણતો જ નથી. આ તો તેનું ઘર છે. આમંત્રણના વિધિની તેને જરૂર હોય નહિ.' તેમનો એ આત્મીયભાવ તેમણે ત્રણે દિવસ સુધી મારી પૂરી ખબર રાખીને સિદ્ધ કરી બતાવ્યો હતો. છેલ્લી એક મોટી બીમારી આવી ગયા પછી તે થાકેલા રહે છે. તેથી તે જાતે ન મળી શકે ત્યારે તેમના સુપુત્ર વિશુદા કે બીજા કોઇ વિદ્યાર્થી મારફત મારી તકેદારી રાખ્યા વિના રહેતા નહિ.

## શ્રી ક્ષિતિબાબુ

શ્રી નંદબાબુને મળીને મેં પ્રથમ શાન્તિનિકેતનને પૂર્ણ રૂપે અવલોકી લેવાની ઇચ્છા બતાવી, એટલે તેમણે શ્રી કલામને કહી દીધું કે અહીં હજી બધા ઉત્સવોમાં પડયા છે, પણ શ્રીનિકેતન કાલે બંધ થવાનું છે; માટે તે તો આજે ને આજે જોઈ આવો. દરમિયાન અહીંનો પ્રોગ્રામ કેમ રચવો તે કાલે સવારે 'મ્યૂઝિયમ'માં સાથે બેસીને વિચારીશું. પછી તરત, શ્રીનિકેતન જતાં પહેલાં અમે શ્રી ક્ષિતિબાબુને વિદ્યાભવનમાં મળ્યા. તે તો પૂર્વાચાર પ્રમાણે એક પાટ ઉપર મોટું મેજ જમાવી કોઇ પેઢીના વેપારી જેમ શાન્તિનિકેતનની શાખાઓનું નિયમન કરી રહ્યા હતા. અમને જોઈ લખવાનું પડતું મૂકી પ્રેમથી આદર કર્યો. પરંતુ ગુરુદેવની ગેરહાજરી તેમના મનમાં બહુ સાલતી હશે એમ લાગ્યું. મને પહેલું જ કહ્યું કે 'તમે આવ્યા છો, પણ આશ્રમપતિ તો છે નહિ.' મેં કહ્યું: 'એટલું મારૂં ભાગ્ય નહિ હોય. પરંતુ આપે જ ગુરુકુલના વ્યાખ્યાનમાં કહ્યું નથી કે ગુરુનું સ્વરૂપ તો વિદ્યાર્થીઓ અને આશ્રમમાં મૂર્તિમંત થાય છે?' તુરત જ તેમણે જિજ્ઞાસા કરી: 'શું એ વ્યાખ્યાન ગુજરાતીમાં પ્રકટ થઈ ગયું?' તેમણે અમદાવાદના મિત્રોના ખબર પૂછ્યા. કરુણાશંકરજી તો સ્મરણમાં પહેલાં જ. શેઠ અંબાલાલભાઇના કુટુંબના અને છેવટ હુલ્લડના ખબરો પૂછતાં બહુ ગ્લાનિમય થઇ ગયા. ટૂંકમાં બધાં સમાચાર કહી અમે નીકળ્યા. કેમકે સાંજ પડી જતી હતી અને

શ્રીનિકેતનનો ત્રણ માઈલનો પંથ હજી બાકી હતો તે કલામદાએ (અહીં 'ભાઇને' બદલે બંગાળી 'દા' શબ્દ ઉમેરાય છે એટલે શ્રી કલામ તે 'કલામદા') યાદ કરાવી પગની ગતિ વધારવા સૂચવ્યું અને શાન્તિનિકેતનના વિસ્તારને છોડી અમે દૂર દેખાતા ઝાડીના ઝુંડવાળા પ્રદેશ તરફ જતા માર્ગે ચડી ગયા.

### શ્રીનિકેતન

રસ્તામાં એક બે મનોહર સાંતાલ ગામડાં આવ્યાં. પંદર વીસ ઘરનું એ ગામડાનું એ ઝુંડ વાર્તાના સ્વપ્ન જેવું લાગતું. એક તળાવ આગળ ઝાડોને અડીને માર્ગ ચાલે છે, એ તો કલાકારો જેને bit–રમણીય ટુકડો કહે છે એવું દૃશ્ય હતું. તળાવની પાળ ઉપર વન–ઉપવનની જુદી જુદી વનસ્પતિ રોપીને વિશેષ રંજક કરવા પ્રયત્ન થઇ રહ્યો છે.

શ્રીનિકેતન પહોંચતાં પ્રવેશ આગળ જ કેટલાંક સાદાં મકાનો, ઉદ્યોગો માટે બાંધેલાં હતાં. બંધ થઈ જાય તે પહેલાં જોઇ લેવાની ઇચ્છાથી ત્યાં ગયા. ત્યાંના અધિકારી નંદબાબુના જમાઈ શ્રી સંતોષબાબુ જે એક સાયન્સ ગ્રૅજ્યુએટ અને શાંતિનિકેતનના કલાદીક્ષિત છે તેમની પાસે હતો. તેમણે પકવેલી માટીનાં વાસણો પર સુંદર ચીનાઈ ઓપ ચડાવી વધારે કીમતી અને ઉપયોગી માલ બનાવવા માંડ્યો છે. બીજા ભાગમાં ચામડાં પર કલાત્મક ડિઝાઇનો ઉઠાવી પુસ્તકોનાં પૂઠાં, ડાયરીઓ, પાકીટો વગેરે બનાવવાનું ખાતું ચાલુ કર્યું છે, તેમણે જાતે સાથે ફરી બધા કામની વિગતો બતાવી. ચીનાઈ ઓપનું



શ્રીનિકેતન જતાં માર્ગમાં એક સુંદર દૃશ્ય



શ્રી સંતોષબાબુના હાથ નીચે, ચીનાઈ ઢાળ ચડાવેલાં માટીનાં સુંદર ઘાટનાં વાસણો બનાવતું શ્રીનિકેતનનું 'પૉટરી' ખાતું.

ખાતું ઘણી રીતે આપણા દેશને ઉપયોગી છે, પણ અહીં તો તેમાં કલાત્મકતા અને રંગરૂપ લાવવાની વિશેષ કાળજી રખાતી હોવાથી સામાન્ય જનસમુદાયને ઉપયોગી થાય એટલી વિશાળ પ્રવૃત્તિ કરી શકાય નહિ. આ પ્રયોગો માટે અહીં ભઠ્ઠી પણ નાની હતી. તેની ચર્ચા કરતાં મેં મોરબીના 'પરશુરામ પૉટરી વર્ક્સ'ના સંચાલક શ્રી ગુણપુલે જે જાપાનમાં મારી સાથે હતા તેમનું નામ આપ્યું, કે જે ભઠ્ઠી વિષે તેમને સલાહ આપી શકે. જો આપણા કુંભારો પકવેલી માટી પર સારો ચીનાઈ ઢોળ લાવતા થાય તો તેમની ચીજોની કિંમત વધી જાય. પરદેશી માલ અટકે અને ગામડાં સમૃદ્ધ બને એમાં શંકા નથી.

ચામડાં પરની ડિઝાઇનો શાંતિનિકેતન જઇ આવેલાં કોક જ વિદ્યાર્થી શીખ્યા વગર આવે એટલું એ સહેલું લાગે છે. પણ તેની ખરી શોભા ને કિંમત તો કરનારની શોભનબુદ્ધિમાં છે. ચામડાંના અવનવીન ટાંકા તેમજ વિવિધ રંગ કે ભાતવાળી ભોંય પર મનુષ્ય, પશુ કે ફૂલપાનની તાળમેળવાળી આકૃતિઓ રચવી અથવા પ્રાચીન કે અર્વાચીન ચિત્રના પ્રયોગો તેમાં ઉતારવા એ કુશળતા અને દૃષ્ટિ વગર સિદ્ધ થાય નહિ.

ઉદ્યોગભવનમાં ગોપાલનનો પણ એક વિભાગ છે, જે ખેતી ઉપરાંત આશ્રમના પશુધનની સંભાળ રાખે છે, શાંતિનિકેતનને દૂધ-માખણ પૂરાં પાડે છે ને સાથે સાથે વિદ્યાર્થીઓને ગ્રામજીવનનો સંપર્ક આપી રહ્યું છે. શાંતિનિકેતનના વિદ્યાર્થીઓ રોજ અહીં ફરવા આવે, અથવા ઉદ્યોગગૃહોમાં જોડાય કે વિશેષ કામ કરવા રહે પણ ખરા. બંને સંસ્થાઓ વચ્ચે આવજા માટે સાઇકલનું સાધન ઉપયોગી છે, મુલાકાતીઓ માટે પણ સાઇકલ–રીક્ષાવાળાઓ તૈયાર હોય છે. પણ રસ્તાનું સૌંદર્ય માણવા પગનો પ્રવાસ જ મઝાનો લાગે છે.

શ્રીનિકેતનમાં શિક્ષકોનાં નિવાસગૃહો ખરેખર કલાત્મક સાદાઇના નમૂના હતાં અને કેટલાક અપનાવવા જેવા પણ લાગ્યા. શ્રીનિકેતનનું ખાતમુહૂર્ત કરતાં સ્વ. ગુરુદેવે જાતે હળ હાંકેલું એ પ્રસંગને ત્યાંની ભીંત ઉપર

શ્રી નંદબાબુએ પાકા રંગની રેખાઓથી અંકિત કર્યો છે. એ સમયે હાજર રહેલી વ્યક્તિઓનો પણ તેમાં સમાવેશ કરી ચિત્રને ઐતિહાસિક બનાવ્યું છે. કલાભવનના વિદ્યાર્થીઓ માટે શ્રીનિકેતન એક સુંદર ચિત્રભૂમિ છે એમ નિઃશંકપણે કહી શકાય.

દીવાટાણે અમે આશ્રમમાં પાછા આવ્યા ત્યાં ખબર મળ્યા કે આજે શિશુવિભાગ સત્રાન્ત ઉત્સવ નિમિત્તે નાટ્યો, વિનોદ ને સંગીતના પ્રયોગો રજૂ કરનાર છે. તેના પ્રમુખ કનુભાઇના સમયના એક વિદ્યાર્થી-મિત્ર હતા, તે મને જાણતા હોઈ એ મેળાવડામાં ભાગ લેવા તેમણે મને આમંત્ર્યો હતો.

## શિશુમંડળનો ઉત્સવ

વિદ્યાભવનની જ નીચેની ઓસરીમાં મેળાવડો યોજાયો હતો. પ્રયોગોમાં ખૂબ સાદાઇ હતી અને સહજ મળેલાં સાધનોનો જ ઉપયોગ કરવામાં આવ્યો હતો. અહીં કરેલું તેઓ ઘર આગળ પણ સરળતાથી કરી શકે એ ધ્યેય તેમાં જણાતું હતું. નાટકી તખ્તા કે ધંધાની નકલ જરા પણ નહોતી. બાળકાવ્યો, સંવાદો, વિનોદો, ભાષણો, સંગીત, નૃત્ય એ બધામાં, બાળકોની ચેષ્ટાઓમાં સ્વાભાવિકતા અને વાણીચાતુર્ય ખીલવવાની દૃષ્ટિ આગળ પડતી હતી. એ કાલીબોબડી રમૂજોમાં સૌને ખૂબ આનંદ પડતો. ગિજુભાઇની 'ડેશ્કરા શેટની દેડકી રે' વાળી વાતનું બંગાળી સ્વરૂપ એક બાળકે કહ્યું તે મેં તુરત પિછાન્યું. છેવટે પ્રમુખશ્રીએ મને સ્ટેજ પર આમંત્રી આ પ્રસંગ વિષે મારા મન ઉપર પડેલી છાપ જણાવવા કહ્યું અને જણાવ્યું કે હું અંગ્રેજી, હિંદી કે ગુજરાતી ગમે તે ભાષામાં બોલીશ તો ચાલશે. તેઓ તેનું બંગાળી કરી શ્રોતાઓને સમજાવશે. મેં હિંદીમાં જ બોલવું પસંદ કર્યું. એ હિંદી તો ઠીકઠીક હતી, પણ તેથી શ્રોતાઓ અરધું પણ સમજ્યા હશે. તે ઉપરાંત મેં વાપરેલા જ શબ્દો ઉપાડી લઇ પ્રમુખ મહાશયે તેનું જે બંગાળી કરી બતાવ્યું તે ઘણું જ તદ્રુપ બન્યું હતું. મેં પ્રથમ તો દિવંગત ગુરુદેવને અંજલિ



શાંતિનિકેતન મ્યૂઝિયમના પગથારે. આગળ : ર.મ.રાવળ અને શ્રી નંદબાબુ. પાછળ : ડાબી તરફથી–નવીન ગાંધી, વ્રજલાલ અને કલાગદા (ફોટો · નરેન્દ્ર રાવળ)

આપી, જેમણે ભારતવર્ષમાં શિશુ સામ્રાજ્યના સંદેશા આપી જનતાને તેના પ્રત્યેની ફરજનું ભાન કરાવ્યું; બાળકોનું માનસ આખા ભારતવર્ષમાં એક જ છે અને જનતાની બુદ્ધિ એક જ સમતળ પર છે એ બતાવવા પેલી દેડકીની વાતનું આપણે ત્યાંનું સામ્ય બતાવ્યું; બાળકોના ઉત્સવો તથા આનંદમેળા સ્વ. ગિજુભાઇના પ્રયત્નોથી ગુજરાતભરમાં હવે વ્યાપી ગયા છે તે પણ કહ્યું; અને છેવટે હું અમદાવાદથી નીકળ્યો તે વખતે એલિસબ્રિજ વ્યાયામમંડળે હજાર જેટલાં બાળકોની પર્યટન ટ્રેઇનનો પ્રોગ્રામ કર્યો હતો તે સમાચાર આપ્યા.

આમ, શાન્તિનિકેતનમાંનો મારો પ્રથમ દિવસ એકંદર બહુ સુંદર રીતે વ્યતીત થયો તેનો સંતોષ લઇ, વાળુથી પરવારી અમે પ્રવાસનો થાક ઉતારવા તાતાભવનને આશરે ગયા.

### વૃક્ષારોપણ ઉત્સવ

તા. ૧૬મીની સવારે તો સૌ વર્ષામંગળના એક અંગ 'વૃક્ષારોપણ'ના





ઉપર: વૃક્ષારોપણવિધિ માટેનો શમિયાણો
જમણી બાજુ: નવતર વેશભૂષામાં પાંચ તત્ત્વોના રૂપધારી બટુકો
(ફોટો · નરેન્દ્ર રાવળ)

વિધિની તૈયારીમાં પડેલાં દેખાતાં હતાં. ચોમેરથી વિદ્યાર્થી–વિદ્યાર્થિનીઓ ક્રીડાંગણ-વિસ્તારની ચોતરફ બાંધેલા શમિયાણા તરફ જઇ રહ્યાં હતાં. આજે ગુરુદેવના સ્મારકમાં એક વટવૃક્ષનું રોપણ તેમના પુત્ર શ્રી રથીન્દ્ર-બાબુના હસ્તે થવાનું હતું. ગુરુદેવ દરેક ઉત્સવને કલાત્મક સમારંભનું રૂપ આપવાની તીવ્ર ઇચ્છા રાખતા. અમે શમિયાણામાં પહોંચ્યા ત્યારે વૃક્ષો માટે બાંધેલા જયપુરી ઘાટના મોટા અષ્ટકોણ ચોતરાની સામે પાટ ઉપર સુંદર નવીન વેષભૂષામાં પાંચ મુકુટધારી બટુકો પાંચ તત્ત્વોનું રૂપ ધરી બેઠા હતા. મંડપની વચ્ચે શ્રી નંદબાબુનાં મોટાં પુત્રી શ્રી ગૌરીદેવીએ સુંદર આલ્પોનાઓ (રંગોળીઓ) કર્યાં હતાં અને દેવપૂજાની તૈયારી જેવું ગાંભીર્ય અને આતુરતા ચોમેર પ્રસરી રહ્યાં હતાં. સમય થતાં શ્રી રથીન્દ્રબાબુ વૃક્ષ-ના ચોતરા સામે બાંધેલી એક પીઠિકા ઉપર આવી બેઠા. તેમના આસનમાં કાઠિયાવાડી ચાકળો પાથર્યો હતો, જે રંગનો સુંદર મેળ પૂરતો હતો. તેમની સામેની બીજી ઓટલી પર શ્રી ક્ષિતિબાબુ, શ્રી નંદબાબુ વગેરે આવી બેઠા. ત્યાં તો દૂરથી શંખનાદ અને મધુર સંગીતના સ્વરો સંભળાયા. પૂર્વ તૈયારી પ્રમાણે, સુંદર એકધારાં વસ્ત્રો અને માથે પટકૂળો ધારણ કરેલા પાંચ યુવ-કોએ વૃક્ષોના રોપ ઊંચકયાં હતા. તેમની આગળ શ્રી શાંતિદા (આશ્રમના સંગીતાચાર્ય), શ્રી માસોજી અને સંગીતવિદ્યાર્થીઓ ગુરુદેવનાં વર્ષામંગળ-નાં પદો ગાતા ચાલતા હતા. તેમની આગળ સાત કન્યાઓએ સાત નદી-ઓનાં પ્રતીક રૂપ મંગળ જળભર્યા ઘડા ઉપાડયા હતા અને સૌથી આગળ શંખ તથા તૂરીનો નાદ કરતી બેચાર કન્યાઓ મોખરે ચાલતી હતી. હાર-બંધ ધીરેધીરે આગળ આવતું આ નાનું સરઘસ વર્ષામંગળનું આકર્ષક તત્ત્વ હતું. આ પ્રસંગ માટે શ્રી ક્ષિતિબાબુએ ચૂંટેલી પ્રાચીન વૈદિક સાહિત્યમાંની છાપેલી ઋચાઓ ને સ્તવનોની પત્રિકા સૌને મળી. તેમાં મંત્રો નાગરી લિપિમાં હતા અને અર્થો બંગાળી લિપિમાં હતા. ગુરુદેવનાં કેટલાંક પદો પણ હતાં. આ વખતે એક ઇચ્છા થઇ કે આ બધું જ નાગરી લિપિમાં હોત તો ઠીક થાત, કેમકે બંગાળી ભાષા શ્રવણથી તો જલદી સમજાય



વૃક્ષરોપણવિધિ માટે નદીઓ અને વનસ્પતિઓનાં પ્રતિનિધિત્વ લઇ આવતી આશ્રમકન્યાઓનું વૃંદ ગીત અને વાદ્યધ્વનિ સાથે મંડપ તરફ જાય છે.





નંદબાબુનાં પુત્રી શ્રી ગૌરીદેવીનો ખાસ કલાવિષય આલ્પોનાઓ (રંગોળી) છે. તેના થોડા નમૂના (ફોટોઃશ્રીમતી રતિ પિટિટ)

એવી છે. ક્ષિતિબાબુ મંત્ર વાંચતા ગયા; અર્થો બીજાએ વાંચ્યા. મંત્રો વંચાતા ગયા તેમતેમ, અગ્નિ, વાયુ, વરુણ—જે તત્ત્વનું આવાહન તેમાં થતું તે વેષભૂષાવાળો બટુક ઊભો થઇ તથાસ્તુ કહી બેસી જતો. આમ, જડ બની ગએલા વિધિઓમાં ઉતારેલાં સંસ્કાર તથા કળાએ અને વચ્ચે-વચ્ચે થતા સંગીતે નવીન રસાસ્વાદ ને પ્રાણપ્રેરણા ઉપજાવ્યાં છે. આ પ્રસંગે જ ખબર પડી કે શાંતિનિકેતનના સમારંભોમાં કૅમેરા વડે તસ્વીરો લેનારને આશ્રમ સચિવની રજા લેવી પડે છે. તેથી પહેલી જ તકે અમે આશ્રમસચિવ સુરેનબાબુને મળી ચિ. નરેનને ફોટોગ્રાફો લેવાની રજા અપાવી.

## હૅવેલ ભવન

આ સમારંભ એક કલાકમાં પૂરો થયો એટલે અમે ઠરાવ્યા મુજબ હૅવેલ ભવનમાં ગયાં. મ્યૂઝિયમના પાછલા ભાગમાં પ્રદર્શન માટે એક વિશાળ ખંડ બાંધ્યો છે અને તેનું નામ હૅવેલ ભવન રાખવામાં આવ્યું છે. ભારતીય કળા માટે પ્રારંભિક ભૂમિકા બાંધનાર તથા સ્વાર્પણ કરનાર એ અભિજાત અંગ્રેજ કલાવિદ્‌ના નામસ્મરણ માટે સર્વથા ઉચિત સ્મારકકાર્ય ગણાશે. મિસિસ હૅવેલે પોતાના પતિનાં કેટલાંક મૌલિક ચિત્રો અહીં ભેટ આપ્યાં છે. મિ. હૅવેલનું કળાવિવેચક તરીકે તો અનન્ય સ્થાન છે જ, પરંતુ જેઓ આ ચિત્ર જુએ તેમને એ પણ જણાય કે કલાકાર તરીકે પણ તેમની દષ્ટિ અને પીંછી ઉત્તમ કલાકારના નામને જેબ આપે એવી છે. એમનું એક સુંદર નાનું ફોટો-પોર્ટ્રેટ મને ત્યાં પહેલી જ વાર જોવા મળ્યું. એટલે શ્રી નંદબાબુની રજા લઇ ત્યાં ને ત્યાં કૅમેરાથી તેની નકલ કરાવી લીધી. આ નાનીશી પ્રાપ્તિને પણ હું એક સદ્‌ભાગ્ય ગણું છું, કારણ કે હિંદી કલાના એ મહાન ઉપકારકની કોઇ સારી છબિ હજી સુધી મને સાંપડી ન હતી.

હૅવેલ ભવનની બાંધણી કુતૂહલ ને પ્રશ્નો ઉપજાવે એવી છે. કોઇ મંદિરના ગર્ભભાગમાં તમને લાગે એવી શાંતિ અને એકાંતનું અહીં ભાન થાય, છતાં પ્રકાશ ને હવાની ઊણપ ન લાગે. ભીંતોમાં કોઈ તરફ


ભારતીય કલાના મહાન પક્ષકાર ને પુરસ્કર્તા
અભિજાત અંગ્રેજ સ્વ. ઈ.બી. હૅવેલ

બારીઓ ન હોવા છતાં ઉપરની ચોથી હવા આવવાને ખૂબીભરી યોજના કરી છે. ભીંત પરનાં ચિત્રો માટે માથા પર વચલા ભાગમાં કરેલી કાચની ઘુમટી દ્વારા એકસરખો ૪૫ ડિગ્રીનો પ્રકાશ મળી રહે છે અને આંખને ક્યાંયથી પણ પ્રકાશ અથડાતો નથી. આ સ્થળે વચમાં સાદડીઓ પાથરી શ્રી નંદબાબુ, શ્રી વિનોદદા તથા કલાભવનના બીજા વિદ્યાર્થીઓ સાથે બેસીને મેં ગુજરાતની કળાના છાપેલા તથા અસલ નમૂના તેમજ લોકજીવનનાં ફોટોગ્રાફો બતાવ્યા. તેમાં જામનગર તરફની ગ્રામ સ્ત્રીઓએ ભીંત પર લીંપણમાં પાડેલી ડિઝાઇનો, શ્રી પંચાણભાઇ વારાના ઘરની ભીંતો પરના ચીતરામણો અને ભાવનગર



મ્યૂઝિયમના પ્રવેશદ્વાર ઉપર મૂકેલી સ્વ. ગુરુદેવ ટાગોરના ચહેરાની કાષ્ટપ્રતિમા

તરફનાં રાસ-નૃત્યોના ફોટોગ્રાફોએ બહુ સાનંદાશ્ચર્ય ઉપજાવ્યું કે દેશની તળપદી કળાપ્રવૃત્તિઓ હજુ આપણે ત્યાં જીવંત છે. અમારો વાર્તાલાપ ઘણો ચાલ્યો ગુજરાતની કળા પરના પ્રવચન તેમજ આ નમૂનાઓના પ્રત્યક્ષ પરિચય માટે એ બધું પ્રદર્શન રૂપે મ્યૂઝિયમમાં જ મૂકવા ઠરાવ્યું.

**પ્રકીર્ણ પરિચય**

બપોરે શાંતિનિકેતનનાં કેટલાંક મકાનો જોયાં. દરેક મકાનમાં કલાભવનના ભૂતપૂર્વ અને હાલના વિદ્યાર્થીઓએ કંઈ ને કંઈ સુશોભનો તથા ફ્રેસ્કો કરીને આકર્ષણ તથા ચિંતન વધાર્યાં છે. શાંતિનિકેતનના સર્વ સંસ્કારમાં કળા કેટલો સજીવન અંશ છે તેનું તે ભાન કરાવે છે. શ્રી

નંદબાબુનું પણ માનવું છે કે આવા પ્રકારની કામગરીમાં વિદ્યાર્થીઓને અનેક જાતની ક્રિયાઓની તાલીમ અને અનુભવ મળે છે. સંયુક્તકાર્યના પ્રભાવનું ભાન થાય છે તથા કામ કેવી રીતે સંપૂર્ણતાએ પહોંચે છે તેનો સાક્ષાત પરિચય તેઓ મેળવે છે. સંગીત તેમજ ભાવાના વિદ્યાર્થીઓને પણ તેનો રંગ ચડે છે અને એ રીતે શાંતિનિકેતનના નાનકડા સમાજમાં કળા મહારાણીપદ ભોગવે છે.

કલાભવનના વર્ગો માટે પાંચ કે છ શિક્ષકો શ્રી નંદબાબુની સહાયમાં છે અને વિદ્યાર્થીઓ તેમની શ્રેણિ પ્રમાણે દરેકના હાથ નીચે મુકાય છે. કન્યા વિદ્યાર્થીઓની સંખ્યા પણ મોટી છે, તેમની વચ્ચે શ્રી નંદબાબુનાં મોટાં પુત્રી ગૌરીદેવી કામ કરે છે. તેમનો ખાસ વિષય 'આલ્પોના' (રંગોળી) અને ભરતકામનાં ડેકોરેશન છે. લીનોકટ, ચર્મચિત્રણ વગેરે વિભાગો કળાના ઐચ્છિક વિષયો તરીકે છે, તે ઉપરાંત નંદબાબુ દરેક વિદ્યાર્થીને સંગીતમાં વાદ્ય કે ગાનનો પરિચય મેળવવા ખાસ ભલામણ કરે છે. વાર્તાલાપમાં તેમણે મને કહ્યુ હતું કે ચિત્રકળા માટે સંગીત એ ઉદ્દીપક સાધન છે અને કળાની ઊર્મિઓ તે વડે વધુ દીપ્તિમાન કરી શકાય છે. વિશ્વભારતીના વિદ્યાર્થીઓમાંનો મોટો ભાગ થોડું ચિત્રકામ તથા સંગીત શીખીને પોતાના સાહિત્યસંસ્કારનો વધારે ગાઢ અને તાત્ત્વિક પરિચય પામી શકયા છે અને કળાના સમુદ્ધાર તેમજ પ્રચાર માટે સારા વિવેચકો બની શકયા છે.

કેટલાક અધ્યાપકોએ આશ્રમને પોતાનું ઘર જ બનાવ્યું છે અને પગારનો વિચાર કર્યા વિના દિનરાત ઉપાસનામાં જ રત રહે છે. અધ્યાપકો શોધવામાં નંદબાબુની પરીક્ષા જ યશ મેળવે છે. કયાંથી રત્ન શોધી લેવું તેની તેમને સારી ગમ છે. અમે કલાભવન તરફ જતા હતા ત્યાં સામેથી લાંબી લાકડી ઝુકાવતા એક કાળા જુવાનને ઝપાટાબંધ કેડીઓ અને વળાંકો પસાર કરી આવતા જોયા. કોઇએ કહ્યું કે એ કાલુદા સંગીત અને તાલમાં એક રત્ન છે અને પોતે દિવ્યચક્ષુ હોવાં છતાં અનુ-





ડાબી બાજુ : શાન્તિનિકેતન કલાભવનના વાર્ષિક પ્રદર્શનનું નિરીક્ષણ કરતા ર. મ. રાવળ સામે શ્રી વ્રજલાલ ત્રિવેદી ઊભા છે.
જમણી બાજુ : ગુજરાતની જૂની કળાના નમૂના નીરખતા વિશ્વભારતી વિદ્યાભવન તથા કલાભવનના વિદ્યાર્થીઓ

માનશક્તિથી જ આશ્રમમાં બધે ફરે છે ને સૌને ખરેખર પિછાને છે. તેની ખરી ખૂબી તો માણસને સ્પર્શ કરી નામ કહી આપવાની મેં જોઇ. મારી પિછાન કરાવી એને બીજે દિવસે તેના હાથમાં હાથ મૂકી મેં પરીક્ષા કરી તો તરત જ કહ્યું કે વજુદા (વ્રજલાલ)ના નવા આવેલા મહેમાન છે! આ વિચક્ષણ તરુણ આનંદમસ્ત દેખાતા હતા, પોતાના ચક્ષુની ખોટ જાણે જરા યે સાલતી ન હોય.

### કલાભવન—સંસ્થા અને શિક્ષણ

કલાભવનની ફરજ માત્ર શાળાસમયમાં જ પર્યાપ્ત થતી નથી. વિદ્યાર્થી-નિવાસો આસપાસમાં જ બંધાવેલા છે, એટલે પ્રવીણતા પામેલા વિદ્યાર્થીઓ, પોતે પોતાના નિવાસમાં કામ કરી રહ્યા છે એટલું જો ગુરુ-જનોને બતાવી શકે તો તેમને શાળાની હાજરી નિયમિત ભરવી પડતી નથી. કેટલાક નવા બંધાવેલા વિદ્યાર્થીનિવાસોના પ્રકાર તો ખરેખર નવા જ છે. દરેક વિદ્યાર્થીગૃહમાં જ કામ કરવાનો ખંડ બનાવી ત્યાં લોચી ધારે મોટી કાચની બારીઓ કરી આપી છે. તેને સ્ટુડિયો કહે છે. અહીં કળાના વિદ્યાર્થીઓ પોતાનાં ચિત્રો શાળાના જેવી જ સગવડ થી પૂરાં કરી શકે છે. કળાશિક્ષકનાં ગૃહોમાં પણ સ્ટુડિયો વિભાગ બાંધી આપેલો છે. અહીં કામ કરતા વિદ્યાર્થીઓ શાળામાં ન ગયા હોય તો શ્રી નંદબાબુ કે કોઇ અધ્યાપક ત્યાં જઇ તેને માર્ગદર્શન આપે છે. નૂતન વિદ્યાર્થીને ઘણીવાર આ બધું સમજમાં આવતું નથી, પણ કામની જેમને લગની લાગી હોય છે તે દિવસરાત એકધારા મચ્યા જ રહે છે.

શ્રી નંદબાબુ કહેતા હતા કે ઘણા વિદ્યાર્થીઓને ખબર પડતી નથી કે ક્યારે તેમના શિક્ષણનું કામ ચાલી રહ્યું હોય છે. તેમના માટે પરીક્ષાઓ કોઇ નથી હોતી ગુરુજનોને ખબર પડે છે કે તેઓ કેટલા ચડયા છે. શ્રદ્ધા રાખી તેમના કહેવા પ્રમાણે કામ કર્યે જાય તે તરી જાય. શ્રી નંદબાબુ શાળાપદ્ધતિથી ઘણા નારાજ છે; છતાં વિદ્યાર્થીઓ વધી જવાથી કેટલાંક નિયમનો અમલમાં મૂકવાં પડયાં છે. તેઓ માને છે કે જે દિવસે

આશ્રમનું કલાભવન 'સ્કૂલ ઑાવ આર્ટ' બનશે તે દિવસે 'સ્ટુડિયો-લાઇફ' મટી જશે અને વિદ્યાર્થી તથા ગુરુ વચ્ચે જે શાન્ત સ્વસ્થ વ્યવહાર છે તેનો ભંગ થશે. વિદ્યાર્થીઓ અને તેમની વાંછનાઓ વિષે તેમને બહુ વિશાળ અનુભવ છે. ખરા ખોટા વિદ્યાર્થીને તેઓ તુરત પારખી શકે છે. સંસ્થા સાર્વજનિક હોવાથી દરેકને તક આપવી જોઇએ એમ માને છે. 'આ બધામાંથી એકબે જ ખરા સર્જક કલાકારો થશે; બાકીના કળાની સાધારણ પ્રવૃત્તિઓ ચલાવનાર થશે અને કેટલાક પોતાના જીવનમાં કળાના પરિચયથી મળેલ આનંદ ભોગવશે.' તેમણે કહેલી હકીકત લગભગ દરેક કળાશાળા માટે સત્ય ઠરે છે.

કલાભવનમાં બધું શિક્ષણ આપવામાં પૌરસ્ત્ય નમૂનાઓનો જ ઉપયોગ કરવામાં આવે છે. ડિઝાઇન, ચિત્રસર્જન અને સુશોભન એ ત્રણ મુખ્ય વિષયો છે. ચિત્રનાં સાધનોમાં વૉટરકલર અને ટેમ્પેરા (ચિકાશમાં મેળવેલા કોરા રંગોનું કામ) મુખ્ય છે. શ્રી નંદબાબુનો મોટો ફાળો તો ભીંતચિત્રો માટે જોઇતા જથ્થાબંધ રંગ વાપરવામાં થતા દેશી માટીના ઉપયોગનો છે. મજૂરો રાખી રંગરંગના પથ્થરો દળાવી ઘુંટાવી તેના ડબ્બા તે ભરાવી રાખે છે ને એ રંગોની મર્યાદામાં જ ભીંતચિત્રોની રચના કરવાનું વિદ્યાર્થીઓને કહે છે. ચિત્રકળા ઉપર વ્યાખ્યાનો, પુસ્તકો કે નિબંધોનો પ્રસ્તાવ ત્યાં નથી; પરંતુ ઉત્તમ ચૂંટણીથી એકઠાં થએલાં હિંદી, યુરોપી અને ચીન–જાપાન તથા જાવાનાં પુસ્તકોનું નવનીત ત્યાં છે. ઑાઇલ પેઇન્ટિંગ અને પોર્ટ્રેટ પેઇન્ટિંગ કલાભવનમાં નથી, પરંતુ તેની સામે ખાસ વિરોધ પણ નથી; કારણ કે અધ્યાપકો અને વિદ્યાર્થીઓ તેની ઉપાસના પોતાના નિવાસગૃહમાં ચાલુ રાખે છે. શ્રી કિંકરદા અદ્યતન (મૉડર્નિસ્ટક) પદ્ધતિએ એક પ્રવીણ ઑાઇલપેઇન્ટર છે. એમણે યૂરોપીય પદ્ધતિએ કરેલાં દશ્યચિત્રો મેં જોયાં. શ્રી નંદબાબુનો યૂરોપી પદ્ધતિ સામે એટલો જ વાંધો છે કે આપણા વિદ્યાર્થીઓ તેમનું કોઇ 'માસ્ટરપીસ' (અતિ શ્રેષ્ઠ કૃતિ) જોઇને શીખે તો ઠીક છે; પણ સાવ બજારૂ નમૂના ઉપર ચડી



ડાબી બાજુથી : આશ્રમના સર્વ વિદ્યાર્થીઓ પર વત્સલતાની છાયા પાથરતા સંત સમા શ્રી ગુરુદયાળ મલ્લિકજી; નંદબાબુની સ.થે કલાભવનમાં કામ કરતા તેમના સુપુત્ર શ્રી વિશુદા; કલાભવનના એક બીજા અધ્યાપક શ્રી વિનોદ મુકરજી જે હિંદી ચિત્રકળાનો અદ્યતન ઇતિહાસ ભેગો કરી રહ્યા છે; સંગીત સુરદાસ શ્રી કાલુદા-જેમનો ઉલ્લેખ ઉપર આવી ગયો.

જાય તે અનિષ્ટ છે. શ્રી નંદબાબુએ પોતાનું આખું જીવન કળાના અવનવા પ્રયોગો, અભ્યાસ, ચિંતન અને સંશોધનમાં ગુજાર્યું છે અને મોટી પદવીઓ તથા પગારો કે આવકોનો ભોગ આપી દીધો છે. તેમનું કેટલું યે જૂનુંનવું કામ જોઇને તેમના માટે 'અહોધન્ય' કહ્યા સિવાય રહીએ નહિ.

કલાભવનની સવિશેષ સાધન સામગ્રી તો મ્યૂઝિયમમાં ભરી છે. શ્રી અવનીબાબુએ પોતાનાં કેટલાં યે અસલ ચિત્રો અહીં ભેટ કરી દીધા છે તે જોતાં હજુ પણ લાગે કે તેમનું ગુરુસ્થાન અવિચળ છે. બહુ થોડાં પણ ચુનંદાં મુઘલ, રાજપુત અને ઇરાની ચિત્રો પણ અહીં છે. તે ઉપરાંત કેટલીક મૂર્તિઓ, પથ્થર અને માટીના નમૂના, કાપડ, ભરત અને વણાટના નમૂના તથા ગ્રામજીવનની હસ્તકળાઓ હિંદના પ્રત્યેક પ્રાંતેથી ભેટ મળ્યાં છે. વાઘ-ગુફાઓની ભીંતો ઉપરથી ઉતારેલા એક ચિત્રની આખી નકલ એક મોટી ભીંત ઉપર ભરી કાઢી છે. તે જોઇ વિદ્યાર્થીઓ અજંટા ને વાઘ–ગુફાનો કંઇક અંશે અનુભવ કરી શકે તેવું છે. મ્યૂઝિયમનાં હવામાન, સંરક્ષણ અને શાંતિની યોજના માટે તેના સ્થપતિ સુરેનબાબુને પણ યાદ કરવા જોઇએ.

આ બધાં સાધનો વચ્ચે ત્યાં હિંદી કળાશિક્ષણની કોઇ પરિપાટી નિશ્ચિત થયાનું પ્રમાણ મળતું નથી. પણ નંદબાબુનું એક વાકય યાદ આવે છે કે 'વાઘ બચ્ચાને શિકાર કરવાના પાઠ આપતો નથી. પોતે તેને વનમાં લઇ જાય છે ને શિકાર કરી બતાવે છે. બચ્ચું પોતાના પ્રયોગો કરી તે શક્તિ હાથ કરી લે છે.' આથી હંમેશાં તેમનો આગ્રહ રહે છે કે ગુરુએ વિદ્યાર્થી વચ્ચે જ પોતાનું કામ કરી દેખાડવું જોઇએ. તેમનાં કામ સુધાર્યા કરવાની મહેનત કરતાં કઇ રીતે પોતે આરંભથી અંત લગી પાર ઉતારે છે તે બતાવવું સ્ટુડિયો જીવનમાં આ શકય છે ખરું, પણ સાથે જ પ્રશ્ન રહેશે કે બધા વિદ્યાર્થીઓ પણ વાઘનાં બચ્ચાં હોવાં જોઇએ ને? નૈસર્ગિક શક્તિ કે પ્રતિભા કેળવીને જે આવે તેને આ વ્યાખ્યા સાનુકૂળ બનવાની એ નક્કી.

### 'વાલ્મીકિ–પ્રતિભા'નો નાટયપ્રયોગ

૧૮૮૦માં કવિશ્રી ઇંગ્લંડથી આવ્યા પછી ત્યાંના આઇરિશ તખ્તાની

ઢબે એમણે આ આખું નાટક ગાનરચનામાં ઉતાર્યું હતું. તેમાં ત્યાંની સુરાવટો ભળેલી છે અને હિંદી સંગીતકળાને સંવાદયોગ્ય જરા નિર્બન્ધ બનાવી છે. સંગીતભવનના આચાર્ય શાન્તિદાના નેતૃત્વ નીચે સંગીત, ચિત્ર અને વિદ્યાભવનનાં વિદ્યાર્થીઓ તથા કન્યાઓએ તા. ૧૬મીની રાત્રે તે ભજવી બતાવ્યું. શ્રી શાન્તિદાએ પોતે તેમાં વાલ્મીકિનું પાત્ર ઉપાડયું હતું અને તેના સ્વરોને શ્રી ગુરુદેવની લિપિ પ્રમાણે જ ઉતાર્યા હતા. નાટ્યભૂમિ ઉપર કશી જંગી તૈયારી કે ધાંધલ ન હતાં. વિદ્યાભવનની ઓશરીમાં જ ઝાડનાં એચાર મોટાં ડાંખળાં બાંધીને જંગલનો ખ્યાલ ઊભો કર્યો હતો. એક ડાળી સાથે ખુલ્લું ખડ્ગ લોહિયાળ બનાવી લટકાવ્યું હતું. ત્રિશૂળ અને પથ્થરો મૂકી માતાનું થાનક બનાવ્યું હતું. થોડીક વીજળિક રોશની, એક મોટી કિરણ-જ્યોત અને જવનિકા,–બસ. પણ વેશભૂષામાં, અભિનયમાં અને ભાવનિરૂપણમાં ઘણા પ્રયત્નપૂર્વક સૂક્ષ્મતાઓ જાળવી હતી. વાલ્મીકના ભેરુ બહારવટિયાઓની ભીષણ મુદ્રાઓ અને કરાળ તોફાનમસ્તી પ્રેક્ષકોને ત્રાસ ઉપજાવે એવાં હતાં. તેમને હાથ પકડાએલી હરિણી સમી બાલિકાનો માતાને ભોગ ધરાવવા તેઓ તૈયાર થાય છે ત્યારે તે બાલા દયા યાચે છે; તેથી વાલ્મીકનું હૃદય દ્રવે છે અને તે તેને છુટકારો આપે છે. વનની દેવીઓ તેનું અભિવાદન કરે છે. પછી તે વનમાં રખડતો થાય છે. ફરી વાર બહારવટિયા માતાને પ્રસન્ન કરવા પેલી બાલિકાને પકડી લાવે છે,



'વાલ્મીકિ-પ્રતિભા' નાટકમાંનાં કેટલાંક પાત્રો

ત્યાં વાલ્મીક આવી ચડે છે ને તેમને ખૂબ ધમકાવી બાલિકાને દૂર મૂકવા જાય છે. અહીં બાલિકાને ખરાં ભાવાશ્રુ આવી ગયાં હતાં. છેવટ વાલ્મીક ગમે તેમ રખડતો ફરે છે. એવામાં બહારવટિયાનું ટોળું આવી ક્રૌંચ જોડા પર તીર મારે છે, તેથી તેમાંનું એક મરી જાય છે. તે જોઈ દુઃખભારે વાલ્મીક શ્લોકમાં તે પારધીને શાપ આપી દે છે અને પછી આવી દિવ્ય વાણી પોતાને ક્યાંથી પ્રાપ્ત થઈ તેનું આશ્ચર્ય અનુભવે છે. તેને લાગે છે કે કોઈ દૈવી પ્રકાશ તેનામાં પ્રવેશ્યો છે. તે જ વખતે દેવી સરસ્વતી પ્રકટ થાય છે અને તેને વરદાન આપે છે. વનદેવીઓ સરસ્વતીનું ગાન કરે છે. વાલ્મીક કાલિની ઉપાસના ત્યજી સરસ્વતીની ઉપાસના સ્વીકારે છે અને તેની શોધમાં નીકળી જાય છે. ત્યાં લક્ષ્મી તેને અનેક વૈભવો ને સુખસંપત્તિ આપવા પ્રકટ થાય છે, પણ તેને તો સરસ્વતીની એકની જ ઉપાસના જોઈતી હોવાથી એનો અસ્વીકાર કરે છે. રખડતા વાલ્મીકને આખરે સરસ્વતી ફરી વાર દર્શન દે છે અને વિશ્વ આખું કાવ્યમય બની જતું લાગે છે. સરસ્વતી તેને કહે છે કે વાલ્મીકના હૃદયની જડતા તોડી તેમાંથી માનવ પ્રેમનું ઝરણ વહાવવા પોતે જ પેલી અનાથ બાલિકાનું રૂપ લઈ આવી હતી અને આમ કહી વાલ્મીકને પોતાની વીણા ભેટ આપે છે.

આખું નાટક એક જ સ્થાન પર માત્ર પ્રકાશનાં સૂચનો અને પાત્રોની આવજા પર જ કડીબંધ ચાલ્યું ને સુરાવટ તેમજ ગાનના આરોહઅવરોહમાં જ ભાવાનુભવ કરાવાયો.

બીજે દિવસે સવારે મેં કલાભવનના જૂના ચિત્રસંગ્રહો અને હાલના વિદ્યાર્થીઓનું સત્રાંત ચિત્રપ્રદર્શન જોવામાં વખત ગાળ્યો. જૂના વિદ્યાર્થીઓનાં લીનોકટ, વૂડકટ, લીથોગ્રાફી વગેરે કામના નમૂના જોતાં એમ લાગે કે એ શ્રેણીના વિદ્યાર્થીઓ આજે વિરલ થઇ ગયા છે. શ્રી નંદબાબુએ તો કોચિંગ, લીનોકટ, લીથોગ્રાફી વગેરે બધી હાથમુદ્રામાં એક વાર સૂક્ષ્મ ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરી બતાવી છે. એમના એ પ્રથમ યુગના વિદ્યાર્થીઓ અને સહધર્મીઓ આજે જુદીજુદી કળાશાળાઓમાં અધ્યાપકપદો શોભાવી



કલાભવનમાં નંદબાબુ તથા બીજા વિદ્યાર્થીઓ વગેરેને ગુજરાતની કળાના નમૂના બતાવતા શ્રી રવિશંકર રાવળ એમની પાછળ વ્રજલાલ ત્રિવેદી

રહ્યા છે. કળાભવનનું પુસ્તકાલય પૂર્ણપણે અવલોકવાને તો મહિનાઓ જોઈએ; પણ અહીંના થોડા વિદ્વાન વિદ્યાર્થીઓ પૂર્વ અને પશ્ચિમની કલાચર્યાઓના સાર રૂપ કોઈ પુસ્તક હિંદીમાં તૈયાર કરે તો સારું એવી તેમની તીવ્ર ઇચ્છા છે. આ સિવાય સંપ્રદાયોના વાદ ટળે એમ નથી.

## વિનોદદા અને કિંકરદા

એમના અધ્યાપકમંડળમાંથી જ શ્રી વિનોદદા (દા=દાદા–મોટાભાઈ) હિંદી ચિત્રકળાનો અદ્યતન ઇતિહાસ એકઠો કરી રહ્યા છે. રવિવર્મા પછી ગુજરાતમાં પહેલું ઑઇલ પેઇન્ટિંગ કોણે ઉપાડયું તે એમનો એક પ્રશ્ન હતો. મારે પણ એ શોધ કરવાની છે. કિંકરદા (શ્રી રામકિંકર બૈજ) એક મસ્ત કલાકાર છે. તે શાળામાં શીખવે છે ત્યારે વિદ્યાર્થીઓ તેની હિંદી છાપ પર મુગ્ધ બની જાય છે; અને તે જ હાથે ફ્રેન્ચ ઇમ્પ્રેશનિસ્ટ (ભાવછાયાવાદી) ચિત્રોના મોટા કૅન્વાસ એકાંતે ચોપડાતા જોઈ તેમની સ્ફુરણા ને સર્જનથી સૌને વિસ્મય થાય છે. હમણાં તો તે એકલા હાથે મોટા તોતિંગ પ્રતિમાસમૂહો માટી કે કૉંક્રીટમાં કરી રહ્યા છે. દિવસે કે રાત્રે તેમને તમે ફુરસદ લેતા જોઈ શકો જ નહિ. રાત્રે પણ એકાદ બાજુ પર મોટી ભીંત કે કોલા પાસે કડિયાઓની મદદથી રેતી કે સીમેન્ટની પ્રતિમાઓ પર



શાંતિનિકેતન આશ્રમમાંથી જણાતું 'ઉત્તરાયન'નું દૃશ્ય

બાહ્ય તેમજ અંતરંગમાં સુંદર સ્થાપત્ય રચનાઓ ધરાવતું એ ભવન નવી જ સૌંદર્યદૃષ્ટિ રજૂ કરે છે.

ક્રિટસનના દીવે કામ કરતા જ જણાય. એમણે કરેલી બેચાર પ્રતિમાઓ આકારરૂપ અને ભાવરૂપમાં ઉત્તરાયણ કે વિદ્યામંદિરની પાછળ જોઇ શકો. કોઈ તો એવી કે તમે જોઇ રહો, પણ શું જુઓ છો એ કહી શકો નહિ; પરંતુ કંઇક છે એમ કબૂલ કરો જ.

## ઉત્તરાયણ અને શ્યામલી

મેં ઉત્તરાયણની વાત હજુ નથી કરી શાંતિનિકેતનના વાસની બહાર એક જુદી જ વાડીમાં શ્રી ગુરુદેવનો વાસ હતો. પહેલાં તેમણે પોતાના માટે ગુપ્ત કાળના ઘાટનું માટીનું એક સુંદર ઘર બંધાવેલું. તેનું નામ શ્યામલી છે, પણ તે ઘણું નાનું છે. તેમના પુત્ર-પરિવાર અને મહે-માનો માટેની સ-ગવડ તેમાં ભાગ્યેજ



'ઉત્તરાયન'માં જાપાની ઢબે રચેલો સુંદર તળાવડીવાળો બાગ

હતી. એટલે તેમણે ઉત્તરાયણ નામનું એક સુંદર ભવન બાજુમાં જ બંધાવ્યું, તેના બાહ્ય તેમજ અંતરંગમાં બહુ જ સુંદર સ્થાપત્ય રચનાઓ અને સગવડો છે; અને છતાં તે આધુનિક ભારતીય સ્વરૂપનું નિઃશંક કહી શકાય. એના મુખ્ય ખંડમાં ગુરુદેવની ચિત્રકળાના બધા ય નમૂના (જે ત્રણસોથી પણ વધુ હશે) બહુ જ કલામય રીતે ભીંત પર મઢેલા છે. તેનાં દ્વારપ્રવેશો, અટારીઓ ને અ-ભ્યાસખંડો નવી સૌંદર્યદૃષ્ટિ રજૂ કરે છે.

એ આખા મકાનના એક સુંદર પરિશિષ્ટ જેવું તો શ્રી પ્રતિમાદેવી-(ગુરુદેવનાં પુત્રવધુ)નું કલાગૃહ છે. રૂઢ બાંધકામ અને શિસ્તબદ્ધ એન્જિની-અરિંગની ઘણી અવગણના કરી તેમાં નવું રૂપવિધાન કરવામાં આવ્યું છે



ગુરુદેવનાં પુત્રવધુ શ્રી પ્રતિમાદેવી, જે પોતે ઉત્તમ ચિત્રલેખા છે, તેમનું કલાગૃહ—બહારથી તથા અંદરથી.
રૂઢ બાંધકામ ને શિસ્તબદ્ધ એન્જિનીઅરિંગ અવગણીને એ કલાગૃહના બાંધકામમાં નવું જ રૂપવિધાન કર્યું છે.



બાગની વચ્ચે તળાવડીના મધ્યમાં ગિરિશૃંગ રૂપે શોભતું
કિંકરદાએ સીમેન્ટમાં કરેલું ગુરુદેવના મસ્તકનું શિલ્પ

અને તે ન ભુલાય તેવું છે. શ્રી રથીન્દ્રનાથ ટાગોરનાં પત્ની એ શ્રી પ્રતિમાદેવી પોતે ઉત્તમ ચિત્રલેખા છે. ઉત્તરાયણનો બાગ અને વચ્ચેનું તળાવ જાપાનીઝ કલ્પના પર રચાયાં છે. તેની મધ્યમાં કરેલા નાનકડા ટાપુ પર ગિરિશૃંગ રૂપે શોભતું ગુરુદેવનું મસ્તક કિંકરદાની કલાકૃતિ છે.

ઉત્તરાયણની બીજી સ્થાપત્ય-રચનાઓમાં પણ કંઈક નવું હિંદી રૂપનિર્માણ છે; એમ છતાં પણ બાજુમાં આવેલી શ્યામલી જ પોતાની માટીની જાડી દીવાલો વચ્ચે ગુરુદેવનો વાસ એમના જીવનની છેલ્લી ઘડી સુધી





ઉપરઃ મથાળે ગુરુદેવનું પ્રિય નિવાસસ્થાન 'શ્યામલી'
નીચેઃ ઉત્તરાયણના ચોકને ખૂણે આવેલો સુંદર મંડપ

સાચવી રહીને ધન્ય ને સ્મરણીય બની છે. આજે પણ એમાં ગુરુદેવ ક્યાં બેસી ચિત્રો કરતા, ક્યાં વાંચતા, ક્યાં સૂતા તે તમે જોઇ શકો. કેવું એકાંત ! કેવી શાન્તિ ! કેવી સાદાઇ! ઉત્તરાયણનો વાસ તેમણે કદી પસંદ નહોતો કર્યો. એ શ્યામલીના દ્વારપ્રવેશે કાઠિયાવાડનું પાનતોરણ લટકાવેલું જોઈ હું હરખાયો હતો. ગુજરાતે જેને ગામડી કળા ગણી કાઢેલી તેને ગુરુદેવે પ્રથમ સન્માની છે.

### શિલ્પનો નવતર પ્રયોગ

ચિત્રકળાની જેમ શાન્તિનિકેતનમાં શિલ્પના પણ અપાર પ્રયોગ થયા છે, પણ તેને દૂર જઇ પ્રગટાવનાર કોઇ નથી નીકળ્યા. તેમાંનો એક પ્રયોગ તે ભીંતને આધારે કે ટીંબા રૂપે, માટીની મોટી મૂર્તિઓ કે અવનવી પ્રતિમાઓ કરી તે પર ડામર અને છાણનું લીંપણ કરવાનો છે. એ લીંપણને લીધે એ કૃતિઓ વરસાદમાં પણ બેચાર સાલ બરાબર ટકી રહે છે. વિદ્યા-







ભીંત ઉપર ડાગર ને છાણનું લીંપણ કરી તે પર આસીરિયન ઢબે માત્ર રેખાઓના હિસાબે રચેલી શિલ્પ-પ્રતિમાઓનો શાંતિનિકેતનમાં થએલો નવો પ્રયોગ.

થીઓ માટે પ્રયોગ કરવા આ સસ્તા સાધનવાળી પદ્ધતિ અનુકૂળ હોઇને અહીંનાં ઘણાં નિવાસગૃહોની ભીંતો પર કે ખાલી ખૂણાઓમાં આસીરિયા, ઇજિપ્ત અને હિંદના ઘાટની એવી અવનવી પ્રતિમાઓ નમૂના રૂપે તૈયાર કરવામાં આવી છે અને તે ભારે અસરકારક વાતાવરણ ઉપજાવે છે ગુજરાતમાંથી સ્વ. ભાઇ હરિવદને આ દિશામાં કાંઇક પ્રગતિ કરેલી અને મોટા મનસૂબા પણ કરેલા; પરંતુ દૈવને કોણ સમજ્યું છે ?

## ગુજરાતની કલાવાર્તા

તા. ૧૭મીની બપોરે શાન્તિનિકેતનની ગુજરાતી સંસદના સભ્યોએ નાનું સંમેલન ભરી મારું પ્રેમભર્યું આતિથ્ય કર્યું. એ પ્રસંગ તો ન ભુલાય એવો બન્યો. તેમાં સિંધી, કચ્છી, કાઠિયાવાડી અને ગુજરાતના ભાઇઓએ એક રૂપ બની જલપાન (એટલે અલ્પાહાર) અને ગાન સાથે તેને એક સુંદર અવસર બનાવી દીધો હતો. નવ દસની સંખ્યામાં બહેનો પણ હતી. આવા દૂર પ્રાંતમાં જુદી સગવડ કરતાં તેમને ઘણી મુશ્કેલી નડી હશે. એ પ્રત્યેકનો હું ઋણી બની ચૂક્યો છું.





નાના વિદ્યાર્થીઓના ભવનની ભીંતો તથા છતો ઉપર કરેલાં રંગાલેખન.

તે જ રાત્રે મારે ગુજરાતની કળાની રૂપરેખા શાંતિનિકેતનના વિદ્યાર્થી-સમાજ તેમજ અધ્યાપકસમૂહ આગળ રજૂ કરવાની હતી. સભા મ્યૂઝિયમ-(કલાભવન)ના દ્વાર આગળ જ ગોઠવી હતી. કળાભવનના પુસ્તકપાલ કલાકાર શ્રી ગિરિધારી અને શ્રી માસોજીએ મારાં ચિત્રોની સ્લાઇડો બતાવવા શ્રમપૂર્વક એપીડાયોસ્કોપ તૈયાર કર્યું હતું, પણ તેનો એક ગ્લોબ ગયો હોવાથી પ્રકાશ કમી પડ્યો; એટલે ચિત્રો તો બીજા દિવસે પ્રદર્શનમાં જ બરોબર જોવાનું ઠરાવ્યું. આચાર્ય શ્રી ગુરદયાળ મલ્લિકજીએ મારો પરિચય આપ્યા પછી મેં, તૈયાર કરેલું લખાણ બાજુએ રાખી સ્મૃતિના આધારે મારી તૂટીફૂટી અંગ્રેજીમાં એક સળંગ કથાનક રૂપે ગુજરાતની કલાવાર્તા લગભગ કલાક સુધીમાં પૂરી કરી. યથાશક્તિ મારી ફરજ પૂરી કરી મેં તે રાત્રે નિરાંતનો શ્વાસ લીધો.


શાન્તિનિકેતનના ભોજનગૃહ પાસેની કલાકુટિર

### શ્રી મલ્લિકજી

તા. ૧૮મીની સવારનો સમય શાંતિનિકેતનનો બાકીનો વિસ્તાર જોવામાં ગાળ્યો. તેમાં શ્રી મલ્લિકજીની કુટિર અને તેની આસપાસનું વાતાવરણ મને બહુ જ ગમી ગયાં. મલ્લિકજીની કુટિર એટલી નાની છે કે પૂ. ગાંધીજીએ વિનોદમાં તેને ત્રણ પગલાંમાં માપી લીધી હતી. મલ્લિકજીનું સદા હસતું પ્રેમાળ મુખ વિદ્યાર્થીઓનું આશ્વાસન છે. તેમને આશ્રમની ત્રીજી દાઢી-નું ઉપનામ મળ્યું છે. પહેલી દાઢી ગુરુદેવની, બીજી શ્રી

ઍન્ડ્રયુઝની અને ત્રીજી મલ્લિકજીની. આપણા વ્રજલાલ ત્રિવેદી, નવીન અને ધીરેન્દ્ર ગાંધી ભાઇઓ તેમજ કલામહ્દા તેમની આસપાસની કુટિરો-માં જ જામ્યા છે.

ત્યાર પછી ચીનની સરકારે બંધાવેલું મોટું ચીની ભવન જોયું. ચીનનું ઉત્તમ સાહિત્ય ત્યાં સંઘરાયું છે અને કેટલાક ચીની અધ્યાપકો તથા વિદ્વાનો કુટુંબ સહિત ત્યાં વસે છે. આ ઉપરાંત એક અતિથિગૃહ પણ છે, જેની બાજુમાં જ શિશુગૃહ છે. આ શિશુગૃહના વિશાળ વસતિગૃહમાં ભીંત પર કળાભવનના વિદ્યાર્થીઓએ મુઘલ, રાજપુત અને જાપાનના કલાસમુદાય-માંથી ચૂંટેલાં પ્રાણીઓ અને પક્ષીઓ દોર્યાંછે. અને એ રીતે પ્રાણીઓની એક અપૂર્વ ચિત્રમાળા અહીં બની ગઈ છે. આ પ્રકારે ચિત્રબોધ સાથે આનંદ આપવા માટે અહીં ઇસ્પિતાલ, ડૉર્મેટરીઓ, ધર્મશાળા વગેરે દરેક મકાન પર તે તે સ્થાનને મહત્ત્વ ને પ્રેરણા આપે એવાં ચિત્રો થયાં હતાં, પણ તેમાંનાં ઘણાં વિલય પામ્યાં છે.

બપોરે શ્રીમતી રતિ પિટિટનાં ચિત્રો જોયાં. તેમણે ભાવપૂર્વક 'કુમાર' માટે પોતાનાં કેટલાંક લીનોકટ ને ફોટોગ્રાફો આપ્યા. બપોરે ફરી કેટલાક વિદ્યાર્થીબંધુઓને મળ્યા. સાંજે મેદાન પર ફુટબૉલની મૅચ જોઈ. વિશ્વ-ભારતીના વિદ્યાર્થીઓએ રમતના મેદાન ઉપર પણ ઠીક નામ કર્યું છે. સુરેનબાબુ ત્યાં રમત જોવા બેઠા હતા એટલે તેમની રજા ત્યાં જ માગી લીધી. સાથેસાથે કલામહ્દાએ રાત્રે અમારે નીકળવા માટેની ટૅકસીની અનુ-મતિ પણ માગી લીધી અને સૂર્યાસ્તની મજા લેવા નજીકનું એક સાંતાલ ગામડું જોવા અમે ઊપડયા.

## વિદાય

રાત્રે 'બંગાળી–સંમેલની'ના સત્રાંત ઉત્સવમાં હાજરી આપી તેમના આતિથ્ય ને સદ્ભાવનો લહાવ લીધો. ત્યાં મુંબાઈનાં સુશીલાબેનનું નૃત્ય જોઈ આનંદ થયો. તેની શરીરસ્ફૂર્તિ તથા ભાવદીપ્તિમાં પ્રતિભા છે. રાત્રે નંદબાબુને મળવાનો કયાં ય યોગ ન થયો, એટલે તેમને ઘેર ગયા;

પણ ત્યાં યે ન મળ્યા. બીજી વાર છેલ્લી તક લેવા ગયા ત્યારે થાકથી સૂઈ ગએલા, એટલે ચિઠ્ઠી મૂકી હું પાછો વળ્યો; પરંતુ ગમે તેમ પણ તેમને ખબર પડેલી, એટલે દસ સાડા દસ વાગ્યે તેમના સુપુત્ર વિશુદા અને મા-સોજી તેમની ચિઠ્ઠી અને ભેટનું એક ઈચિંગ ચિત્ર આપવા અર્ધો માઈલ દૂર મારા મુકામે આવ્યા ત્યારે તેમનું સૌજન્ય અને આતિથ્ય કેટલું છે તે સમજાયું.

ભાઈ વ્રજલાલે નીકળવાની બધી ગોઠવણ કરી પોતે પણ પ્રવાસમાં જોડાઇ ઠેઠ બનારસ સુધી સાથ આપ્યો. રાત્રે સૌ વિદ્યાર્થી ભાઈબહેનોએ ભારે મને વિદાય આપી. થોડી ઊંઘ લઈ બે વાગ્યે મોટર આવી ત્યારે જાગ્યા અને રાત્રિના અંધકારમાં સામાન ચડાવી એ કવિ-સર્જિત સંસ્થાનું સ્મરણ લઇ અમે કલકત્તા તરફ પ્રયાણ કર્યું.

### કલકત્તા

૧૯ મી સપ્ટેમ્બરની સવારે કલકત્તાના હાવરા સ્ટેશને પહોંચતાં જ અનેક બંગાળી મસ્તકોની વચ્ચેથી ચાંપશીભાઇની કાળી ટોપીવાળી હસતી મુખમુદ્રા તરી આવી. નવચેતન દ્વારા શ્રી ચાંપશીભાઇનું વ્યક્તિત્વ ગુજ-રાતને સુપરિચિત થયું છે. મને તો કલકત્તા અને અમદાવાદ જેટલા અંતરેથી તેમણે ભરત અને રામ જેવા સ્નેહતંતુએ વર્ષોથી બાંધી રાખ્યો છે, એટલે કલકત્તામાં મારું વિશ્રામધામ તો એમનું જ ઘર બનશે એવી વચનબંધી પહેલેથી હતી. તેમણે મારા અનેક સ્નેહીસંબંધીઓને ખબર પહોંચાડી દીધા હતા, પણ સૌને સ્ટેશન પર આવવાની તકલીફ ન આપવી એ મારો પૂર્ણ આગ્રહ હતો, છતાં ભાઈશ્રી વ્રજલાલ ઉપાધ્યાય તો ચાંપશી-ભાઈની જેમ કલકત્તાનાં મારાં પર્યટનોમાં જમણી પાંખ બનવાનો જ નિશ્ચય કરી સ્ટેશન પર આવ્યા હતા.

મિત્રોના પ્રેમના પ્રતીક ૩૫ ફૂલહારના સ્વાગતે મને સ્ટેશનમાં આકર્ષણ બનાવી દીધો. જેમતેમ એ ગર્દીમાંથી બહાર નીકળી નવચેતન કાર્યાલય પર પહોંચી ગયા. શ્રી વજુભાઈ ઉપાધ્યાય તો સંબંધીજન હતા. દક્ષિણા-

મૂર્તિ ભવનમાં અભ્યાસ કરતા તે વખતથી તેના સંસ્કાર અને ચકોર બુદ્ધિની મેં જે પરીક્ષા કરી હતી, તે આજે તેમણે જમાવેલો ધંધો અને વ્યાપારી દૃષ્ટિ તેમ જ સંબંધો જોઈ પૂર્ણ ફલિત થએલી લાગી. ગુજરાત–કાઠિયાવાડનાં ગામડાંમાંથી કેટલાં યે રત્નો દૂર દેશાવરમાં કેવી રીતે ઝળકયાં છે તેનું પૃથક્કરણ કરવામાં આવે તો આપણા કેળવણી વિધાયકોને દેશના ઉત્કર્ષની નવી કૂંચીઓ જરૂર સાંપડે. સાહસિકો ને સંસ્થાપકો જન્માવનાર ગુજરાત–કાઠિયાવાડને કેવી મામૂલી કેળવણીમાં જકડાઇ રહેવું પડે છે તેની પણ ખબર પડે ને માત્ર સીમાડા સાચવી સંતોષ માની રહેલા રાજવીઓ ને અધિકારીઓ કેવી રીતે પ્રજામાનસને ગૂંગળાવી રહ્યા છે તે ય સ્પષ્ટ થાય.

પોતાનો પ્રાંત છોડીને આવી રીતે બહાર નીકળેલા તરુણોમાં માતૃભૂમિ માટે મેં વિશેષ તલસાટ અને ભોગ આપવાની લાગણી પ્રકટેલી જોઇ. દેશની સંસ્થાઓનાં ફંડોમાં જે ભાવના અને ઉદારતાથી બહાર નીકળેલી જનતા ફાળો ભરે છે તે ઉમળકો સ્થાનિકોમાં વિરલ જણાશે. કલકત્તામાં એવા અનેક તરુણો ને શ્રીમંતોની મને મુલાકાત થઇ કે જેમને જન્મભૂમિની સાચી કલ્પના અને ભાવનાની પ્રાપ્તિ થઇ છે. જુદાંજુદાં મંડળોએ મને એનો અચ્છો પરિચય આપ્યો હતો.

## ચાંપશીભાઈ

અમારો મુકામ 'નવચેતન' ઑફિસમાં થયો. એને શ્રી ચાંપશીભાઇનું ગૃહ કહો કે નવચેતન મુદ્રણાલય કહો, પણ એ સ્નેહાળ હસતા દાંપત્યનાં વાતાવરણમાં અમને ચાંપશીભાઇએ રાજવી દિલનો પૂર્ણ લહાવ આપ્યો છે. મારા જવાની જાહેરાત એમણે વગર પૂછયે કરી મૂકી હતી. તે જ રાત્રે સાહિત્ય સંમેલનની સભામાં મારો પરિચય કરાવવા આમંત્રણપત્રો ફેલાવી દીધાં હતાં અને નવચેતન કાર્યાલયને જ સભાગૃહ બનાવી દીધું હતું. કલકત્તાના સાહિત્ય જીવનનો પ્રાણ કહો તો ચાંપશીભાઈ જ છે. ગુજરાતમાં વર્ષોથી લોકપ્રિય બનેલું 'નવચેતન' માસિક ચલાવનાર ચાંપશીભાઈનાં સાધનોમાં એક વગર પાવરનું ટ્રેડલ (પગે ચલાવવાનું) મશીન અને પાંચ



વિદ્વાનો સાક્ષરો અને કલાકારોના પરમ મિત્ર, હાજી-મહંમદના અવસાન પછી 'વીસમી સદી' માસિકનું ક્ષેત્ર 'નવચેતન' કાઢીને યથાશક્તિ સંભાળી લેનાર મૂગા સાહિત્યસેવક મારા પરમ મિત્ર ચાંપશીભાઈ

માણસોનો સ્ટાફ જોઇ તેમની તમન્ના અને સાહિત્યપ્રેમ માટે આદર થાય છે. પ્રેસનાં બીબાંના ઘોડા બાજુએ ખસેડી એ જ હૉલને વ્યાખ્યાનગૃહ બનાવી દેવામાંઆવ્યોહતો. રાત્રે આઠ વાગ્યે આસપાસની બજારો અને ઘરોમાંથી જુવાનો ને વિદ્યાર્થીઓએ આવી એ ખંડને ભરી દીધો અને એ સભામાં ગુજરાત શબ્દનો ધ્વનિ કેવો છે તેનો ખ્યાલ મને સુંદર રીતે મળ્યો.

## મુકુલચંદ્ર દે

મારી મુખ્ય નેમ તો હિંદમાં કલાના આદર્શો અને તેનું પ્રકટીકરણ કેટલું થયું છે તે જોવાની હતી. ઉપરની સભા થઇ તે જ બપોરે મને ખબર પડી કે ત્યાંની સરકારી કળાશાળામાં એ જ દિવસ પછી રજાઓ પડવાની

છે, એટલે પહેલી તકે તેના પ્રિન્સિપલ શ્રી મુકુલચંદ્ર દેને ટેલિફોન કર્યો. પાંત્રીસ વર્ષે પણ એ મિત્રે માત્ર નામસ્મરણથી મને ઓળખી લીધો. તેમણે તુરત જવાબ આપ્યો કે ગમે ત્યારે આવો, શાળા ચાલુ છે. કળાશાળામાં દાખલ થતાં જ શ્રી મણીન્દ્રભુષણ ગુપ્તા મળ્યા. તે એકેક વર્ષ અમદાવાદમાં રહી ગએલા, એટલે પરિચય તાજો હતો. તુરત તે પ્રિન્સિપલના ખંડ આગળ લઈ ગયા. સિપાઈએ વિઝિટિંગ કાર્ડ લઈ જવાબ લાવવાની વિધિ પતાવી કે તુરત અંદરના મોટા ખંડમાં પાટલૂન પર માત્ર હાફશર્ટ પહેરેલા પહોળી છાતીવાળા શ્રી મુકુલચંદ્ર દેના મજબૂત હાથનો મિલાપ થયો અને કાળનું અંતર ઊડી ગયું. તેમણે યાદ કર્યું: ‘અહો, પાંત્રીસ વર્ષ પહેલાં તમારી શાન્તાક્રુઝની ઓરડી પર આપણે (સ્વ. રામરાવ, હું, શ્રી. પવનજી અને શ્રીયુત દે) સાથે બેઠા હતા, ચા પીતા હતા, ગપ્પાં મારતા હતા.’ એ વખતે કલકત્તાથી શ્રી અવનીન્દ્રનાથ પાસેથી કલાદીક્ષા લઈ તરુણ મુકુલચંદ્ર મુંબાઈના શ્રીમંતો પાસે તેમના સ્કેચ, પોર્ટ્રેટ કરી ઈંગ્લંડ



કલકત્તા સ્કૂલ ઑવ આર્ટના પ્રિન્સિપલ શ્રી મુકુલચંદ્ર દેનું તેમના જ કલાખંડમાં ભાવભર્યું આતિથ્ય એ મારા પ્રવાસનું એક સુખદ સ્મરણ બન્યું છે.

જવા સહાય માગતા હતા. એ સમયે પણ તેમના હાથમાં માનપત્ર આ-લેખવાની અજબ કુશળતા હતી. મુંબાઇની સ્કૂલ ઑાવ આર્ટમાં તે દાખલ થયા હતા, પણ તેનું વાતાવરણ તેને ગુંગળાવતું હતું. એકાએક તે છોડી તેણે અજંતાની યાત્રા કરી, એકલાએ એ અગોચર સ્થાનમાં થોડીક નકલો પણ ઉતારી અને મુંબાઈ આવી કલારસિક શેઠ કલ્યાણજી કરમશીને તે આપી. સ્વ. સર લલ્લુભાઇ શામળદાસ તરફથી તેને સારો ટેકો મળ્યો અને જરાક સગવડ થતાં ઈંગ્લંડની સ્ટીમર પકડી. ત્યાં જઇ વિખ્યાત કલાચાર્ય પ્રો. રૅથેન્સ્ટાઇનના હાથ નીચે રૅાયલ કૅાલેજ ઑાવ આર્ટ્સમાં રહી અ-ભ્યાસ કર્યો. પોટ્રેટ પેઇંટિંગમાં તેમણે ખાસ કુશળતા મેળવી છે. સ્વ. સર પટ્ટણીએ પણ તેમને ઘણી મદદ કરેલી. ઈંગ્લંડમાં હતા એ વખતે તેણે અજંતા અને બાઘની ગુફાઓ ઉપર એક ચોપડી પણ લખી નાખી, જેની પ્રસ્તાવના મિ લૅારેન્સ બિન્યન જેવા મહા કલાકોવિદે લખી. આમ આ સાહસિક તરુણ અનેક રીતે પોતાની કલા સિદ્ધ કરી હિંદમાં આવ્યા. થોડોક વખત આમતેમ પ્રયાસો કર્યા બાદ કલકત્તા સ્કૂલ ઑાવ આર્ટના પ્રિન્સિપાલ મિ. પર્સી બ્રાઉનની નોકરીની મુદત પૂરી થતી હોવાથી કલ-કત્તાની જનતાએ કલાના પ્રણેતા તરીકે હિંદીની પસંદગી કરવામાં તેમની એ જગ્યાએ વરણી થઇ અને આજે દસ વર્ષથી એ જગ્યાનો અધિકાર તે પૂર્ણ કાબેલિયતથી સંભાળી રહ્યા છે.

## કલકત્તાની કળાશાળા

તેમને મળતાંવેંત જ મેં સ્કૂલ બંધ થઇ જાય તે પહેલાં તે જોઇ લેવાની ઇચ્છા બતાવી, એટલે તેમણે તુરત હેડમાસ્તર શ્રી રમેનબાબુ (જાણીતા કલાકાર શ્રી રમેન્દ્રનાથ ચક્રવર્તી)ને બોલાવ્યા અને મારી ઓળખાણ કરાવી. શ્રી રમેનબાબુને જોતાં જ પ્રેમ થાય એવી સૌમ્ય તેમની મુદ્રા છે. પહેલાં તે શાંતિનિકેતનના એક અગ્રભાગી વિદ્યાર્થી હતા. કનુ દેસાઇ અભ્યાસ કરતા તે વખતે એ આગળનાં વર્ષોમાં હતા, છતાં તેમની વચ્ચે મૈત્રીભાવ થયો હતો એ વાતની તેણે ભાવપૂર્વક યાદી આપી અને જાણે

મને પૂર્વપરિચિત હોય તેવી સરળતાથી બધા વર્ગો બતાવવા આવ્યા. મિ. હૅવેલના સમયથી કલકત્તા કળાશાળામાં હિંદી કળા ઉપર ખાસ ધ્યાન અપાય છે અને શ્રી અવનીબાબુ તથા શ્રી નંદબાબુના પીઢ શિષ્યો અહીં શિક્ષકો તરીકે કામ કરે છે. ઉપરાંત, હિંદી કળાના સરસમાં સરસ અસલ નમૂના જોવાની તથા તેનો અભ્યાસ કરવાની અહીં પૂરી સગવડ છે. શ્રી હૅવેલે મહા પ્રયત્ને એકઠી કરેલી હિંદી તસ્વીરો યુગયુગના વિભાગ પ્રમાણે ચિત્રશાળાની લગોલગ એક મોટા ચિત્રાલયમાં ગોઠવેલી છે. એ સિવાય શિલ્પકળામાં યુરોપી પ્રકારો કરતાં હિંદી પ્રકારો ત્યાં વધુ ખીલતા જણાયા. તેમાં પણ હિંદમાં સર્વોત્તમ ગણાતું કલકત્તાનું મ્યુઝિયમ કળાશાળાની જોડાજોડ આવી રહેલું છે તે મોટો લાભ છે. કલકત્તામાં ચિત્રોના બ્લૉક બનાવવાનું અને લીથો છાપકામ ઘણું થાય છે તેથી તેની માંગને પહોંચી વળવા કૉમર્શિયલ આર્ટનો કલાસ પણ અહીં છે. તે પણ ખૂબ ધીકતો ચાલતો જણાયો, તેમજ વિદ્યાર્થીઓની ભરતી પણ ઠીક જણાઈ. એ કળાના યુરોપી પ્રકારો શીખવવાને યુરોપ જઈ આવેલા હિંદી નિષ્ણાતો સ્ટાફમાં છે. દશ્યચિત્રોનો અભ્યાસ કરવા માટે શાળાની હદમાં જ એક મોટો સુંદર બાગ છે. અને તેમાં નાનું સરોવર છે. આમ કળાનું વાતાવરણ એ શાળામ સરસ લાગ્યું. સત્રાંત દિવસો હતા એટલે વિદ્યાર્થીઓ જતા રહ્યા હતા. પરંતુ ભીંત પરના નમૂના અને પરીક્ષાનાં પત્રો જોઈ મને લાગ્યું કે થોડાં વર્ષોમાં ઘણી તાલીમ આપવાનો ત્યાં પ્રયાસ છે. દરેક કલાસમાં ભીંતો ચાકના કામને માટે ચૂનેલી હતી. એટલે દરેક અભ્યાસચિત્રને ભીંત પર છૂટે હાથે દોરવાની શક્તિ ત્યાં વિશેષ કેળવાય છે એમ મને લાગ્યું. રંગની જમાવટ, રેખાઓની શુદ્ધિ અને ચાલુ લોકજીવનનાં ચિત્રો એ આ શાળાનાં આગળ પડતાં લક્ષણો દેખાયાં. શિક્ષકોએ મારી પ્રતિ બહુ સદ્ભાવ બતાવ્યો. રમેનબાબુ તેમજ મણીબાબુએ પોતાને ઘેર આવવા નિમંત્રણો આપ્યાં, અને શ્રી મુકુલબાબુની તો વાત જ શી? એ તો લાગી જ પડ્યા કે બીજી વખત મારે નિરાંતે તેમની જોડે બેસી ચાપાન અને વાર્તાલાપનો વખત

આપવો. તે સાથે તેમણે યાદ આપ્યું કે મારે શ્રી અવનીબાબુને પહેલી તકે મળવું જોઈએ. આ વાત મારા મનમાં તો કલકત્તે જવાનો ઈરાદો કર્યો ત્યારની જ હતી અને મેં તેમને મળવા માટે પત્ર લખી સમય પણ માગ્યો હતો; છતાં પણ તેમની એ વૃદ્ધ ગુરુજન પ્રત્યેની ભક્તિ જોઈ હું બહુ આનંદ પામ્યો. શ્રી. અવનીબાબુએ થોડા જ વખત પર ૭૦ વર્ષ પૂરાં કર્યાં. તેનો તેમણે શાળામાં ઉત્સવ કર્યો હતો અને અભિનંદનો પાઠવ્યાં હતાં.

### શ્રી અર્ધેન્દ્રકુમાર ગાંગુલી

માત્ર કલકત્તાના જ નહિ પણ સમસ્ત હિંદના અને એશિયાના એક અગ્રગણ્ય કલાકોવિદ્ તરીકે સ્વીકારાએલા આ વિદ્વાનનું નામ મૉડર્ન રીવ્યુ વાંચનારાઓને સુપરિચિત હશે. હિંદી કલાનું સૂક્ષ્મ તત્ત્વાનુશોધન અને પરિચય આપનારું 'રૂપમ' ત્રૈમાસિક તેમણે ઘણાં વર્ષો સુધી ચલાવ્યું. એ અજોડ પ્રકાશન બંધ થયા પછી તેનું પૂર્ણપણે સ્થાન લેનારું કોઈ સામાયિક સર્જાયું નથી. શ્રી ગાંગુલી મહાશય કલાના પરિચય માટે અતિ ઉત્કૃષ્ટ નમૂના જ શોધી લાવતા અને તેનું સર્વાંગ સ્પષ્ટ મુદ્રણ–પ્રકાશન થાય તેની અતીવ કાળજી રાખતા. એકાદ છાયા છાપમાં ચોરાય એ એમને મન અસહ્ય અને અક્ષમ્ય દોષ બને છે. બીનના કે સારંગીના નીચેના તારોમાં પણ જરા મેળ ખૂટે કે તૂટે ત્યારે ઉસ્તાદનું મન જેટલું ખાટું થઈ જાય એટલો જ વિક્ષોભ અને પ્રકોપ તેમને ચિત્રમાં રંગ કે માંડણીનો દોષ દેખાય ત્યારે થઈ જતો મેં જોયો છે. ચલાવી લેવાની તો તેમની પાસે વાત જ નથી. કલાનો સર્વોત્તમ નમૂનો પ્રજા આગળ મૂકવો અને તેનો સાચો રસ લેતાં કે અનુભવતાં શીખવવું એ જ કલાકોવિદોનું કર્તવ્ય છે.

આવા પુરુષને મળવું, એમનો વાર્તાલાપ ઝીલવો, એ કલાકારના જીવનનો ધન્ય અનુભવ બને છે. પોતે ધંધે સૉલિસીટર છે, પણ કળા અને કળાને લગતી પ્રવૃત્તિમાં એમની આખી જીવનપ્રવૃત્તિ ઓતપ્રોત છે. એ ઈ. સ. ૧૯૨૭ માં અમદાવાદ આવ્યા ત્યારે કઈ સંસ્થા એમનું સન્માન કરી શકે એ પ્રશ્ન થયો, એટલે ડૉ. હરિપ્રસાદ તથા સ્વ. હીરાલાલ પારેખ

વગેરે સન્મિત્રોની મદદથી ભારત કળા મંડળની સ્થાપના કરી તેના આશ્રયે તેમનું વ્યાખ્યાન સંસાર સુધારા હૉલમાં ગોઠવ્યું અને અમદાવાદને કળા ઉપર એવી વ્યક્તિનું અપૂર્વ વિવેચન પહેલી જ વાર સાંભળવા મળ્યું. એ દિવસની સ્મૃતિઓ તેમણે પણ સંઘરી રાખી હતી અને આજ સુધી વખતોવખત પત્રવ્યવહારથી સચેત રાખી હતી.

આશુતોષ મુકરજી રોડ ઉપરના તેમના મકાનમાં, ઉપરની પરસાળમાં જ તે પોતાની બેઠક રાખે છે. મહેમાનો માટે એક તરફ એક ગોળ ટેબલ અને ત્રણચાર ખુરશીઓ હોય છે; પણ પોતે તો મોટી શેતરંજી પર તકિયો રાખી આસન જમાવે છે. આસપાસ પુસ્તકો અને લેખોનાં બાકસો પડ્યાં હતાં અને તે દરેક પર ચોડેલાં તે તે વિભાગનાં લેબલોથી તેમણે કેટલાં પુસ્તકોની તૈયારી કરવા માંડી છે તેનો ખ્યાલ આપતાં હતાં. આસપાસ ભીંત ઉપર કોઈ ખાસ યોજના વગર પણ કૃતિઓના જ આસ્વાદ લેવા માટે ટાંગેલાં નેપાળી, રાજસ્થાની કે મુઘલ સમયનાં થોડાં મોટાં ચિત્રો નજરે પડતાં હતાં. દાદર પાસેની એક મોટી બારીમાં Stained-glass windowsની ઢબે રંગીન કાચોના ખંડોથી જ હિંદી ઢબે કરાવેલું એક સરસ્વતીનું મોટું ચિત્ર શોભી રહ્યું હતું.

શ્રી ગાંગુલીબાબુને મળ્યાને વર્ષોનો ગાળો પડ્યો હતો, પણ પત્રપૃચ્છાથી તેમનો નાતો અખંડ હતો. હું ઇ. ૧૯૩૬ માં જાપાન જઈ આવ્યો ત્યારે તેમણે વર્તમાનપત્રોમાંથી એ ખબર વાંચીને જે ઉદ્બોધક અભિનંદનપત્ર લખ્યો હતો તે 'કુમાર'ના વાચકોને યાદ હશે એટલે એમને તો મારા કલકત્તા માં આવ્યાના ખબર આપતો પત્ર પોસ્ટમાં મળ્યો પણ નહોતો, છતાં મારું કાર્ડ જોતાં જ બહાર આવ્યા અને 'અરે ! કેટલાં વર્ષો બાદ મળીએ છીએ!' કહી બેસવા કહ્યું. ગાંગુલી મહાશય આટલા અગ્રગણ્ય વિદ્વાન અને સંચાલક છતાં ખરેખરા બ્રાહ્મણની માફક પોતાનાં નિત્યકર્મો અને ઉપાસના આચરે છે. સંસ્કૃતના પૂર્ણ અભ્યાસી છતાં યુરોપના અદ્યતન કલાપ્રવાહોને પણ પૂર્ણપણે સમજે છે. આથી જ તે ભારતીય કળાનું



શ્રીમાન અર્ધેન્દ્રકુમાર ગાંગુલીને ઘેર તેમની સાથે કલાચર્ચા

ઉત્તમ નિરૂપણ અને સન્માન કરવામાં સફળતા પામે છે, એમ પણ કહી શકાય.

પહેલી જ વાત એમણે એ કરી કે 'હું હવે કળાનાં પ્રવચનો અને લેખમાળાથી થાક્યો છું. જે વિષય રસાનુભવનો છે અને જેનું મુખ્ય સાધન રસેન્દ્રિય છે તેની પૂર્ણ તૈયારી કે તાલીમ વિના તેની ચર્ચાઓ નકામી છે; એટલે મેં તો બાળકોની સૃષ્ટિમાં જ કળાનાં બીજારોપણ અને પરિચય થઈ જવાં જોઈએ એ સિદ્ધાન્તને પાયારૂપે માન્યો છે. લેખો ને પુસ્તકો ભલે વિદ્વાનો તથા ભાષાવિશારદો કે ઇતિહાસવેત્તાઓને કામનાં બને, પણ કલાની દૃષ્ટિ પ્રાપ્ત કરવાને તો કલાકૃતિઓનો સાક્ષાત પરિચય જરૂરી છે, અને સાદી કલાપ્રવૃત્તિઓ કર્યા વિના કલાભિરુચિ વિકસાતી નથી. આપણી આજની શાળાઓ તથા કૉલેજોએ તો એ વિષયને હદપાર કરી અસ્પૃશ્ય બનાવ્યો છે. કાન અને આંખની ઇન્દ્રિયોના સૂક્ષ્મ વ્યાપાર અને પ્રક્રિયાઓનો કોઈ અભ્યાસ જ કરતું નથી, તેમ બાળકના જીવનની સંગ્રાહક ચિત્તાવસ્થા(Impressionable age)માં રૂપ રંગ કે રાગનો સમૂળગો અભાવ રાખી આપણે એક નીરસ, જડ અને નિષ્ક્રિય પ્રજા-

સમુદાય ઊભો કર્યો છે. સ્વયંભૂ ઊર્મિ, પ્રેરણા કે સર્જનની તો આજનાં વિદ્યાલયોમાં કિંમત કે કદર જ નથી. આ અનિષ્ટનો સામનો કરવા મેં કલકત્તામાં ઝુંબેશ ઉપાડી છે અને આજે ૬૦ વર્ષે હું ફરીવાર બાળજગતમાં ચિત્રો દ્વારા સૌન્દર્યસ્વપ્નો ઉતારવા મથી રહ્યો છું. દર અઠવાડિયે હું પ્રાથમિક શાળાના કેટલાક ઉમંગી શિક્ષકો તથા કલાકારો સાથે મારાં ચૂંટેલાં ચિત્રો લઈ બાળકો પાસે તે કેમ રજૂ કરવાં તેનાં પ્રવચન અને ચર્ચા કરું છું. તે પછી તેઓએ હવે દરેક શાળામાં અઠવાડિયામાં એક કે બે પીરિયડ ચિત્રપરિચય અથવા ચિત્રરસાસ્વાદ માટે પિકચર–પીરિયડ તરીકે રાખ્યા છે. એ પ્રવૃત્તિની નોંધો રખાય છે અને થોડા સમય પછી પરિણામો પર વિચાર કરી તેનો વિસ્તાર કે વિકાસ કરીશું. હું પ્રોફેસરો અને મુત્સદ્દીઓથી થાકી ગયો છું. તેમના રીઢા આત્માઓ ઉપર પડળો બાઝી ગયાં છે. ઊર્મિ અને રસાનંદ માટે તેમનો અભ્યાસ, વય અને અભિમાન આવરણો બન્યાં છે.'

આમ પોતાના બધા ભાવો અને બળતરાનો ધોધ એમણે તો ચલાવ્યો. એમાં જ કલાક દોઢ કલાક વીતી ગયો. તેમને કોર્ટનો સમય થયો એટલે મેં જ કહ્યું કે 'આપની સાથે દિવસો સુધી સમાગમ અને વાર્તાલાપ કરતાં યે પાર નહિ આવે. મને આપની થોડી રીતોની સમજ પાડો. હું આપના કાર્યને યથાશક્તિ સહાયભૂત બનવા ઇંતેજાર છું.'

'જરૂર, જરૂર. તમારા જેવાને જોઇને જ હું ઉત્સાહી બનું છું. તમારા પ્રાંતમાં તમે કેવી પ્રવૃત્તિઓ કરો છો તેની હું વાકેફગારી રાખું છું. પણ તમે એક વર્ષથી મને કેમ કંઇ લખ્યું નથી ? ખેર, હજુ બીજી વાર આપણે મળીએ. તમે અહીં જ્યાંજ્યાં જરૂર પડે ત્યાંત્યાં કળાપ્રદેશમાં મારી સહાય લઇ શકો છો. અહીંની બધી સંસ્થાઓ જોજો. નવાં નાટકો પણ જોજો.'

બીજી મુલાકાત થઈ ત્યારે તેઓ પ્રેમ અને ઇંતેજારીથી મારી રાહ જોતા બેઠા હતા. મારા માટે કંઇક બંગાળી વાની કરાવી હતી ને પોતે પૂજાનાં રેશમી વસ્ત્રોમાં જ વાત કરતા બેઠા. ગુજરાતની જૂની કળાના

નમૂના મેં બતાવ્યા. તેમની પાસે પણ સુંદર કીમતી નમૂના હતા. એમણે એક વાત કહી કે, પશ્ચિમના નમૂનાઓનો આપણા પર ઓછાયો પડ્યો ત્યારથી જ આ ચિત્રો અને આ રંગની કદર કરતા આપણે મટી ગયા છીએ. આ ચિત્રો અને રંગોનો ઉન્માદ ગ્રામવાસીઓ ખરેખરો અનુભવી શકે છે અને બાળકોનાં ચિત્તમાં પણ તેનો ધ્વનિ થવાનો. હિંદી રાગોની સુરાવટ કે હલક જેવાં રંગલેપનો, હિંદી સંગીત અને નૃત્યના પરિચય તેમજ સૂક્ષ્મ તત્ત્વશોધન વિના સમજવાં મુશ્કેલ છે. છાપેલાં ચિત્રોમાં આ મૂળ રંગોની સુરખી ઊઠતી નથી, એટલે તેની અસર પેદા થતી નથી. જેમ વાજિંત્રોમાંથી નિષાદ ન બોલે તો સૂરના શા હાલ થાય?'

આવા જ ભાવોથી પ્રેરાઇ ગાંગુલી બાબુએ રાગચિત્રો પર એક મોટો સંગ્રહ બહાર પાડ્યો છે. એ તેમણે મને બતાવ્યો અને પોતાના કથનની ખાત્રી કરી બતાવી. એ મહાસંપુટમાં સાતસો રંગીન તેમજ ફોટો–ચિત્રોનો મોટો સંગ્રહ છે. તેમાં અસલ હિંદી રાગ તથા તેનું સ્વરૂપવર્ણન કરતા મૂળ સંસ્કૃત શ્લોકો અને તેનો અંગ્રેજી અનુવાદ આપ્યાં છે, આ અનુપમ ગ્રંથની કિંમત લગભગ ૭૦૦ રૂપિયા છે; છતાં યે આજે તો એ કિંમતે પણ તે અપ્રાપ્ય છે. એ ગ્રંથ હિંદના આધુનિક સમુદ્ધારક સ્વ. પંડિત ભાતખંડેને અર્પણ કરવામાં આવ્યો છે. એવો જ એક બીજો ચિત્રસમુદાય ગાંગુલીબાબુએ 'રાજપુત ચિત્રમાળા' કરી બહાર પાડ્યો છે. તેમાં લગભગ ૧૦૦ જેટલાં વીણેલાં ચિત્રો મહા ચીવટથી રંગની ચોકસાઇ જાળવી છપાવેલાં તથા મોટા કીમતી કાગળો પર ચડાવેલાં સંગ્રહ્યાં છે. હિંદના વૈભવી ગ્રંથાલયોમાં પણ આ સંગ્રહ ભાગ્યે જ હશે. 'આવાં મોંઘા પ્રકાશનો અભ્યાસી અને રસિક વિદ્યાર્થીને અલભ્ય બને તો તેનો અર્થ શો?' એમ મેં પૂછ્યું, ત્યારે તેમણે કહ્યું કે 'એકવાર ખરું ધોરણ જાળવનારા નમૂના બહાર પડવા દો, પછી તેની સસ્તાઇની યોજના આપોઆપ જાગશે. અત્યારે તો સુરસ ને પ્રમાણભૂત પ્રકાશન મોંઘાં જ રહેવાનાં. યુરોપમાં હવે શાળાઓ અને અંગત સંગ્રહ માટે પ્રજાકીય કલાસંપત્તિના સરસ સેટ કેટલા સસ્તા મળે છે!'

ત્યાર પછી તેમણે શાળાઓમાં ચિત્રપ્રચાર માટે એકઠાં કરેલાં ૧૨૦૦ જેટલાં ચિત્રકાર્ડો એક પેટીમાં ભરેલાં હતાં તે મેં જોયાં. તેમાં તેમણે યૂરોપ, હિંદ, ઇરાન કે ચીન–જાપાનનો ખાસ ભેદ કરેલો ન હતો, પણ રસદૃષ્ટિએ જે ખરેખરી કલાકૃતિ લાગી તે જ વીણીને જુદીજુદી સેટ બનાવી હતી. આ સેટ ક્રમાનુસાર એકએક વર્ગમાં બાળકોના હાથમાં ચિંતન અને અવલોકન માટે મૂકવામાં આવે છે અને તેમનાં મન પર તેનાથી ઉપજતા વિચારો અને ઊર્મિઓ વાતોથી જાણી લેવા વર્ગશિક્ષક પ્રયત્ન કરે છે. આ વાર્તાલાપની કૂંચીઓ પર શ્રી ગાંગુલીબાબુની ખાસ નોંધ મળેલી હોય છે. વખતના અભાવે મારાથી એ વિષયમાં ઊંડા ન જવાયું, પણ એ કાર્યનો ચેપ આખા દેશને લાગે એવી ઇચ્છા સાથે મેં મારો વખત સમેટ્યો. બહુ જ પ્રેમ અને સદ્‌ભાવપૂર્વક તેમનાથી હું છૂટો પડ્યો. તેમણે ગુજરાતમાં આવવાની પ્રબળ આકાંક્ષા રાખી છે. ૬૦ વર્ષે પણ તેમનો કળાપ્રચારનો અદમ્ય ઉત્સાહ તેમની અપૂર્વ વિભૂતિ સમો શોભતો હતો. કલકત્તાના તેમના મિત્રો અને મંડળોમાં મારા માટે ખબર અને સગવડ આપવાનું તેમણે સ્વીકાર્યું અને હું છૂટો પડ્યો.

દરમિયાન કલકત્તાની ગુજરાતી પ્રજાની એકતા અને સંસ્કારિતાના માનદંડ સમા જૂના સ્નેહી શ્રી ગગનવિહારી મહેતાએ ત્યાંના એકેએક પત્રોમાં મારી શાંતિનિકેતનની તેમજ કલકત્તાની મુલાકાત તેમજ શ્રી ગાંગુલીબાબુના સમાગમના તથા પ્રવાસના મારા આશય વિષેના ખબરો પ્રકટ કરી દીધા હતા. એમના અતિ વ્યવસાયને અંગે અમે હજુ તો ભેગા પણ થયા નહોતા, છતાં આ સૌજન્યકાર્યની એમને પ્રેરણા થઈ એ તેમનામાં રહેલી ગુજરાતની અસ્મિતાને જ આભારી છે.

શાંતિનિકેતનમાં મારા જાણવામાં આવ્યું હતું કે શ્રી અવનીબાબુની તબિયત હમણાં બહુ શિથિલ રહે છે અને ભાગ્યે જ કોઇને મળે છે અથવા બહારની પ્રવૃત્તિમાં ભાગ લઇ શકે છે. તેમને ૭૧મું વર્ષ બેઠું તેની અભિનંદનસભામાં પણ જાતે જઇ શક્યા નહોતા. માત્ર તેમના પ્રધાન શિષ્ય-

વર્ગને ઘર આગળ થોડી મધુર વાતચીતની તક મળી હતી. તેમાં શ્રી નંદબાબુ પણ હતા. એક મિત્રે એ પ્રસંગની બહુ નોંધપાત્ર વાત કહી.

વર્ષો પહેલાં થોડીક મજાકમાં શ્રી અવનીબાબુએ શ્રી નંદબાબુને કહ્યું, 'નંદ, તું મારી ગુરુદક્ષિણા તો આપ; હજુ તેં મને કંઇ નથી આપ્યું. જો તું કંઇ આપવા માગતો હોય તો કાલીઘાટ પર સવારથી જઇને ત્યાં બેસી, ચિત્ર કરી જનતાને વેચી, એક દિવસમાં જે મળે તે મને આપ.' નંદબાબુ તો શ્રદ્ધાન્વિત ભક્ત શિષ્ય હતા; એટલે બીજે જ દિવસે એ વાતનો અમલ કર્યો. આખો દિવસ ઘાટ પર બેસી ચિત્રો કરી વેચ્યાં તેમાંથી પાંચસાત રૂપિયાની રકમ ઉપજી તે લઇ આવ્યા અને ગુરુચરણે ધરી. એ રકમનું પડીકું વાળી અવનીબાબુએ કોઇ એક ઠેકાણે સાચવી મૂકેલું. તે ઉપરના અવસરે શોધીને શોધી લાવ્યા અને નંદબાબુને યાદી આપી કહ્યું, 'લે ભાઇ,' તારી ગુરુદક્ષિણાનો સદુપયોગ કરવાનો આજે અવસર મળ્યો છે. આજે તારા વિદ્યાર્થીઓને આ રકમમાંથી મીઠાઇ ખવડાવજે!'

### શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરની મુલાકાત

શ્રી અવનીબાબુના વિનોદ અને મૌલિકતાનું આ એક ઉદાહરણ છે. દરેક પ્રસંગે વ્યક્તિ કે કૃતિ પર તેમના મગજમાંથી કંઇ ને કંઇ નાવિન્ય પ્રગટે છે એવો તેમના પરિચયમાં આવેલા સર્વને અનુભવ થયો છે. પણ મને ઘણાઓએ કહ્યું કે હમણાંહમણાં તેમની તબિયતના કારણે ઘણી-વાર મામૂલી વાત પર પણ તે ખફા થઇ જાય છે, માટે મળવા જવા સારુ યોગ્ય સમય માગજો જ. મેં તો અગાઉથી જ પત્ર લખેલો. તેમના સ્વહસ્તે તેનો ટૂંકો પણ ભાવભર્યો પ્રત્યુત્તર મળ્યો, એટલે બીજે દિવસે સવારે નવ વાગ્યે અમે દ્વારકાનાથ લેઇન જવાની ટ્રામ પકડી.

શ્રી અવનીબાબુ મારે મન કળાના એક અગ્રગામી ઋષિ હતા. તેમને ૭૦ વર્ષ પૂરાં થયાં તે નિમિત્તે મારે અભિનંદન રૂપે ગુજરાત તરફથી કંઇક ભાવ પ્રદર્શિત કરવો જોઇએ એવું કર્તવ્યભાન થયું એટલે એક પુષ્પ-હાર લઇ અમે આઠેક ફૂટ પહોળી દ્વારકાનાથ લેઇનમાં પેઠા. જૂની ઢબનું

કલકત્તા હજી અહીં જીવંત છે. અંદર જરા દૂર ગયા પછી મોટો ચોક આવે છે. તેની ચારે તરફ ઇસ્ટ ઇન્ડિયા કંપનીના વખતની ઢબની થાંભલાવાળી મોટી હવેલીઓ છે. જમણે હાથે પહેલું જ મકાન શ્રી અવનીબાબુનું છે ને સામેનું મકાન ગુરુદેવ રવીન્દ્રનાથનું છે.

### પહેલાં

૧૯૨૦માં હું પૂર્વના પ્રવાસે ગયો ત્યારે આ ગલીમાં આવેલો, એ વખતે શ્રી અવનીન્દ્રનાથ કલકત્તા કળાશાળાના અધ્યાપકપદેથી તાજા નિવૃત્ત થયા હતા, પણ તેમણે સ્થાપેલી ઓરિએન્ટલ આર્ટ સોસાએટી આબાદીની ટોચ પર હતી. સમવાય મૅન્શનના એક વિશાળ માળ પર તેના અભ્યાસખંડો બેઠકો ને ગ્રન્થાલય જોઈ હું છક્ક થઈ ગયો હતો. તેમના ઘરનો પણ આગળનો વૈભવ અને ભભકાની છટા ઓર હતાં. દેશદેશાવરના કળાકારો અને કલારસિકો તેમને ઘેર મહેમાન થતા યા મુલાકાતો લેતા, અને હિંદ તેમજ બહારના પત્રોમાં તેમના નિવાસનું તેમજ તેમની કલામય વિનોદી પ્રકૃતિનું અને તેમના બંધુ શ્રી ગગનબાબુનું રંગદર્શી વર્ણન પ્રસિદ્ધ થતું. ઘરમાં પ્રવેશ કરતાં, દાદરના કઠેડાથી શરૂ કરી દીવાલો, ગોખ ને બારસાખો ઉપર તથા ખંડેખંડમાં તેમણે પૌરસ્ય કળાની પ્રતિમાઓ, ચિત્રો અને રચનાઓથી ઘરમાં કંઈક મુઘલાઈ, કંઈક રાજપૂત, કંઈક તિબેટન ને પ્રાચીન સંસ્કૃતિઓનું સંગીત ઊભું કર્યું હતું. પાછળની વિશાળ પરસાળમાં એ બંને કલાકાર ભાઈઓની નિરંતર બેઠક રહેતી અને થોડેથોડે અંતરે આરામ ખુરશીઓ પર બેઠા નવાબી હુક્કાની લાંબી નળીઓ મોંમાં રાખી પોતાનાં ચિત્રસર્જનો કર્યે જતા. અંદરના એક મોટા ખંડમાં વચ્ચોવચ જમીન પર નીચી બેસણીની પાટ પર મોટા ગાદીતકિયાની બેઠકો હતી અને બારીઓ તથા દીવાલો ઇસ્ટ ઇન્ડિયા કંપનીના સમયનાં ઊંચા અને મોટાં માપનાં હતાં, છતાં તેનું એ રૂપ ઢાંકવા અહીંતહીં મુઘલ વેલપત્તીઓ કે બારીઓમાં ગુપ્તકાળની છાંટવાળી લાકડાની રચનાઓ કરી હતી. ભીંત ઉપર અને ખૂણાઓમાં શ્રી અવનીબાબુએ તેમજ તેમના જાપાની કલાકાર અતિથિએ દોરેલાં નાનામોટાં



૨૧ વર્ષપર ૧૯૨૦માં પહેલી મુલાકાત વખતે દોરેલો અવનીબાબુનો સ્કેચ.

ચિત્રો ઔચિત્યપૂર્વક ગોઠવ્યાં હતાં. એકેએક ખંડ નવી દૃષ્ટિ, અભ્યાસ અને સંશોધનના પરિપાકથી સર્વાંગ પૌરસ્ત્ય સ્વરૂપ અને સુગંધ અર્પતો હતો. ઘણાનું અનુમાન હતું કે તેમણે એકઠી કરેલી એ કળાસમૃદ્ધિ બેથી અઢીલાખ ઉપર પહોંચી હતી! આખા ઘરમાં દરેક ખંડ તરુણો, બાળકો ને યુવતીઓથી ભર્યોભર્યો લાગતો હતો. શ્રી અવનીબાબુની સુદૃઢ ઊંચી કાયા અને તબિયતભર્યા સ્મિતવાળી આંખની ચમક ને હોકાની લહેર તેમને એક અનેરૂં વ્યક્તિત્વ આપે છે. અનેક વિદ્વાનો, કલાકારો અને વિદ્યાર્થીઓ સાથેના એમના વાર્તાલાપો કલ્પનાતરંગ અને મૌલિકતાથી નોંધપાત્ર બન્યા છે. હિંદનાં સાહિત્ય, સંગીત અને કલાને મોરચે રહેનાર આ ભવ્ય પુરુષને સર્વશ્રેષ્ઠ કલાનાયકની પદવી આપવામાં યુનિવર્સિટી ને સરકારે એકમતે સહકાર આપ્યો હતો.

દેશપરદેશમાં હિંદી કલાનો ધ્વજ ચડાવનાર અવનીબાબુ એક વખતે પાકા યૂરોપી ઢબની અદાથી ચિત્રો કરતા, પણ ૪૫ વર્ષની અવધે તેમણે એ અંચળો ફગાવી દઈ માતૃભૂમિના જીર્ણ કલામંદિરનો ઉદ્ધાર કર્યો અને આજે શિષ્યપરંપરાએ કંઈ નહિ તો ૨૦૦૦થી વધુ પૂજારીઓને એ મંદિરથી દીક્ષા મળી ચૂકી હશે. મેં પણ જૂના મૉડર્ન રિવ્યૂમાંથી એમની કલાકૃતિઓને આદર્શ પાઠો માની હતી.

**આજ (૨૩-૯-૪૧)**

એમની ઉત્તરાવસ્થાએ એમના સફળ જીવનને અભિનંદન આપવાનો ધન્ય અવસર મને પ્રાપ્ત થયો છે એ વિચારથી હું મનમાં ભાવ ને પ્રસન્નતા ધારણ કરી એમનાં ઘરમાં પ્રવેશ્યો. જે બારણા આગળ એકબે ચમકતી મોટરો હતી, પાંચસાત દરવાનો હતા એ ઘરમાં આજે સૂનકાર શાંતિ હતી. નવ વાગ્યા હતા છતાં અમે વહેલા પહોંચ્યા કે શું એવી શંકા થઈ. અંદરના પેલા જાણીતા દાદર પર ચડી ઉપલે માળે બારણા આગળ અવાજ કર્યો એટલે એક નોકર આવ્યો. તેને નામની ચિઠ્ઠી આપી. દરમિયાન ચોમેર નજર કરી તો મ રું પૂર્વનું ચિત્ર બધું અલોપ થએલું લાગ્યું.



આ સાથે વર્ણવેલી મુલાકાતને દિવસે દોરેલો શ્રી અવનીબાબુનો સ્કેચ

દાદર, કઠેરા, ભીંત અને ખંડો, જાણે ઘર ખાલી કરી રહેનારાં ચાલ્યાં ગયાં હોય એવાં અડવાં બની ગયાં હતાં. ચિત્ર, મૂર્તિ, ફર્નિચર કે કોઈ ચીજ ક્યાંયે દેખાઈ નહિ. મને ખબર મળ્યા હતા કે તેમણે પોતાનો સર્વ કલાસંગ્રહ વેચી નાખ્યો છે અને કોઈ કૌટુંબિક આપત્તિને કારણે આ ઘરનો પણ ત્યાગ કરવાના છે. પણ આ રીતે ધર્મશાળા જેવું ખાલીખમ અને નિઃસ્તબ્ધ વાતાવરણ જોઈ મને બહુ ભીતિ લાગી કે તેમની તબિયતના શા હાલ હશે. નોકર થોડી વારે પાછો આવ્યો અને પાછો નીચે પાછળની મોટી પરસાળમાં લઈ ગયો. ત્યાં બીજે છેડે માત્ર બગીચામાં હોય એવા

એક પાટ ઉપર એમની પલાંઠી મારેલી મૂર્તિ દૃષ્ટિએ પડી અને મારી કલ્પનામાં યે નહોતી એવી પરિચિત રીતે તેમની અસલ લહેરથી મને પાસે બોલાવ્યો: 'આવો આવો; પાસે બેસો. મારો એક પૌત્ર બીમાર હતો તેની સારવાર માટે રાત્રે ઉજાગરો થયેલો, એટલે હું હમણાં જ ઊઠ્યો છું. હવે નિરાંતે વાત કરો.' મેં પ્રથમ તો તેમને હાર પહેરાવી વંદન કર્યું. એથી તેમની પ્રસન્નતા વધી. કોઇ ઓલિયા ફકીરની બેપરવાઇથી બાદશાહી ઢબે તેમણે તો વાત ઉપાડી થોડી વારે નોકર તેમના માટે ચા અને ટોસ્ટ લઇ આવ્યો. અમને પૂછ્યું: 'તમે કંઈ લેશો?' પણ અમે બધું પતાવી આવેલા તે વાત કરી એટલે આગ્રહ લંબાવ્યો નહિ. મોટા પરિવાર ને સંપત્તિવાળા આ વૃદ્ધને શાંતિથી એક પ્યાલો ચા અને બ્રેડ પતાવી ધીરેથી એક મોટું પાન ગાલમાં ચડાવી દેતા જોયા ત્યારે લાગ્યું કે એમને બહારના ભરતી ઓટની જરા યે પરવા નથી. તે તો પોતાની કલ્પના અને કલાવૃત્તિની લહેરમાં સદા મસ્ત છે અને રહેવાના.



શ્રી અવનીન્દ્રનાથ ઠાકુર ગુજરાત કલાસંઘનાં ચિત્રો અવલોકે છે
ડાબી બાજુએ : રવિશંકર રાવળ અને તેમના ચિ. નરેન્દ્ર રાવળ

મેં પહેલાં તો ગુજરાત કલાસંઘનાં ચિત્રોની છાપો બતાવી. શાંતિનિકેતનની વાત કરી. ગુજરાતનાં જૂનાં ચિત્રો બતાવ્યાં. બધું જોઇને કહે: 'આખુ હિંદુસ્તાન એક જ છે. હિંદની પશ્ચિમની બાજુએ ગુજરાતમાં રંગ અને રેખાનું જેવું સર્જન છે તેવું જ અમારી બંગાળની ગ્રામ કળામાં છે, પણ હવે તમારા વિદ્યાર્થીઓને કહો કે આલેખનની શક્તિ વધારે. અરે, હું ચિત્રો જોતાં જ મત્ત થઇ જાઉં છું અને બાવડામાં સ્ફુરણા થાય છે. **I feel like an old war-horse hearing canon. I wish I were young again.** (તોપોનું ગર્જન સાંભળી ગર્દન ઉઠાવતા યુદ્ધના વૃદ્ધ અશ્વ જેવું મને થાય છે. હું ફરીવાર તરુણ બની જાઉં તો કેવું સારું?) તમે જે કામ કરો તે ભાવિ પ્રજાને પણ કામ લાગે એવું કરજો. દરેક વિષયનું જ્ઞાન અને વિગતો ચિત્રમાં ઉતારજો: યાન, આસન, વસન, ભૂષણ, સ્વર્ગ, પૃથ્વી, પાતાળ. (યાન એટલે બધાં વાહનો, પાત્રો વગેરે; આસન=શરીરની બધી ચેષ્ટાઓ; વસન=બધાં વસ્ત્રો, આભૂષણ, બધી જાતના અલંકારો અને સાધનો; સ્વર્ગ=આકાશના રંગો અને વાતાવરણ; પૃથ્વી=દશ્યો, વનસ્પતિ વગેરે. પાતાળ=જમીનમાંથી નીકળતાં પદાર્થો અને પ્રાણીઓ.)

આ એમની વસ્તુનિરૂપણ કરવાની લાક્ષણિક ઢબ હતી. એક વાર તે વાતના રસે ચડયા એટલે વખતનો પ્રશ્ન જ ન રહે. એમણે કહ્યું 'મેં ગુજરાતી પણ શીખવા માંડયું હતું. હું ચિત્રો નીચેનાં નામ વાંચી શકું છું. આપણે એકબીજાના પ્રાંતની ભાષા જાણવી જ જોઇએ. ગુજરાતી હું કરુણાશંકર માસ્તર પાસે શીખતો હતો. તેમની તબિયત કેવી છે?' એમની સ્મૃતિ આગ અજબ ઝબકારા મારે છે. છેવટે મેં કહ્યું: 'આપની હાલની પ્રવૃત્તિ કંઇ હોય તો બતાવશો?' એટલે હસીને કહ્યું, 'જુઓ હવે હું વૃદ્ધ થયો છું; અને વૃદ્ધાવસ્થા એ બીજી બાલ્યાવસ્થા છે, એટલે મને હમણાં રમકડાં કરવામાં મજા પડે છે. મારા પૌત્રને ખુશ કરવા મેં રમકડાં બનાવ્યાં છે. તે હું તમને બતાવું.' એમ કહેતાંકને અમને ઉપાડયા. ખાલીખમ મોટા ઓરડા પસાર કરી અમે ઉપરની પરસાળમાં તેમની અસલ જગ્યા પર



શ્રી અવનીન્દ્રનાથે લાકડાના ટુકડા ને વાંસની ગાંઠો જેવી
મામૂલી વસ્તુઓમાંથી બનાવેલાં બાળકોનાં નવતર રમકડાં

પહોંચ્યા. બધે જૂનાં ટેબલો, જૂની ખુરશીઓ અને નીચે દેખાતો ઉજ્જડ બગીચો! પણ તેમણે એક ખાનું ઉઘાડી કાચલાં, શંખલા, પથરા અને વાંસની ગાંઠોના ઢગલામાંથી થોડીક ચીજો કાઢી બતાવી તો સર્જકશક્તિનો તદ્દન નવો જ પરિચય મળ્યો. એકાદ લાકડાના ટુકડાને અહીંતહીં જરા છોલી તે પર આંખ મૂકેલી અને મગરનું રૂપ કરી નાખેલું; એક વાંસની ગાંઠમાંથી વાઘનું મોં ઉપજાવેલું! લાકડાના ટુકડામાંથી વહાણો બનાવેલાં અને કેટલાકમાં તો દોરી અને કમાનની રચનાથી હિલચાલ થાય એવું ગોઠવેલું. મામૂલી ચીજોમાંથી કલ્પના અને યોજના વડે બાળકોને અપાર આનંદ અને શિક્ષણ આપી શકાય છે તેનું સ્પષ્ટ દર્શન થયું. વાતોમાં ને વાતોમાં ઘણો વખત વીતી ગયો.

લગભગ બાર વાગવા આવ્યા હતા એટલે વાતો ટૂંકી કરી અમે એ વૃદ્ધ કલાવીરની રજા લઈ નીકળ્યા. બાદ ભાઈ વ્રજલાલને તો તેની આ

ફકીરીમાં પણ કાયમ રહેલી બાદશાહી મુદ્રા જ યાદ રહી ગઈ છે. સમયનો શો પલટો? છતાં ભારતીય કલાના સમુદ્ધારના ઇતિહાસમાં તેમનું નામ અગ્રપદે જ રહેશે.

**શ્રી મણીન્દ્રભૂષણ ગુપ્ત**

કલકત્તા કળાશાળાના કલાકાર મિત્રોનાં ચાપાનનાં નોતરાં પણ મારે મન તો તે વ્યક્તિનો પરિચય અને તેમની કળાનો વિસ્તાર સમજવાને બહુ ઉપકારક બન્યાં હતાં. તેમાંના એક શ્રી મણિબાબુ તો અમદાવાદ એ



કલાકાર શ્રી મણીન્દ્રભૂષણ ગુપ્તને ઘેર: જમણી બાજુ રવિશંકર રાવળની પાછળ શિવકુમાર જોષી અને વ્રજલાલ ત્રિવેદી

વર્ષ શેઠ અંબાલાલ સારાભાઈને ત્યાં ચિત્રાચાર્ય તરીકે રહી ગયા હતા ત્યારનું અમારે ઓળખાણ હતું. એ ભાઈશ્રીએ હિંદુસ્તાનના ચારે ખૂણાના અનુભવ લીધા છે. પહેલાં એ શાંતિનિકેતન કળાશાળામાં દીક્ષા પામ્યા. વચ્ચે સીલોનની ચિત્રશાળામાં પણ જઈ આવ્યા અને છેવટે શાંતિનિકેતનમાં જઈ વિશ્રાન્તિ લીધી. ત્યારબાદ કલકત્તા કળાશાળાના સ્ટાફમાં જોડાઈ હવે કાયમની પાટે બેસી ગયા છે. તેમના પ્રવાસો, પરિભ્રમણો અને ઉદ્યોગની પ્રતીતિ રૂપે તેમની પાસેનાં સેંકડો ચિત્રો, સ્કેચ અને ડ્રૉઇંગ વગેરે જોઈ હું દિગ થયો. બધાં કામમાં તેમની ઉદ્યોગશીલતા અને લગનીની એક સરખી છાપ હતી. દરેક ચિત્રના વૃત્તાંત અનુસાર તેનાં સંશોધન, ગોઠવણ અને વિચારનિરૂપણમાં તેમણે કંઈ ખામી રાખી નહોતી; છતાં પણ કંઈક એવું તત્ત્વ આડે આવતું કે ચિત્રમાં પ્રસાદ રહી જતો. મને તેમનાં રંગકામો કરતાં લીનોકટ અને ડ્રૉઇંગ ગમ્યાં. સારા અધ્યાપક તરીકે તેમણે બેશક પૂર્ણ તૈયારી કરી હતી. તેમણે મને એટલાં બધાં ચિત્રો બતાવ્યાં કે તેમની એકલાની જ કૃતિઓનું એક સારું પ્રદર્શન થાય. પણ આજે તો કલાકારો લોકજીવનમાં ઊતરી શકયા નથી. તેમજ લોકો કલાકારોનો ઉપયોગ કરી જાણતા નથી.

### શ્રી રમેન્દ્રનાથ ચક્રવર્તી

બીજે દિવસે રમેનબાબુનું ઘર શોધવા ભાઈ શિવકુમાર જોષીને લઈ બારેક માઈલ જેટલો ટ્રામનો પ્રવાસ કરવો પડયો. માટુંગા–માહીમ જેવો નવો વસેલો એ લત્તો કંઈક મુંબાઈનું સ્મરણ આપતો હતો. તેના એક નવા બંધાવેલા મકાનના દાદર પર પહેલે જ માળે રમેનબાબુનું પાટિયું વાંચી બારણું ખખડાવ્યું તો તેમણે જ આવીને ઉઘાડયું. ત્રણ ચાર ખંડવાળા એ ફ્લૅટમાં તેમણે પોતાનો નિવાસ સમાવી દીધો હતો. સરળ, સંતોષપૂર્ણ હાસ્યભર્યું તેમનું તાલવાળું મુખ જોનારને એકદમ ગમી જાય છે. એ નાનકડા ખંડમાં બે બારી આગળ એક મોટી પાટ પર તેમની મુલાકાતની બેઠક હતી. બંગાળમાં લગભગ બધે આ શોખ જોવામાં આવ્યો. આથી

ખુરશીઓની જરૂર ભાગ્યે જ પડે છે અને પાટલૂન તેમજ ધોતીવાળા બધા સગવડથી તેનો ઉપયોગ કરી શકે છે. વાંચન, રમત, ચિત્રકામ, સંગીત બધું જ તેના ઉપર થઈ શકે ને કોઇને આડે પડખે લેટવું હોય તો પણ ફાવે.

રમેનબાબુ શાંતિનિકેતનમાં મુખ્ય શ્રેણીના વિદ્યાર્થી હતા તે વખતે કનુભાઇ પણ ત્યાં હતા. એટલે તેમણે તેનું સ્મરણ આપ્યું. અમારા ઉભયના મિત્ર શ્રી વનવિહારી ઘોષ અમદાવાદમાં છે તેનું પણ એમણે સ્મરણ કર્યું અને તરત પરિચયનો પુલ સંધાઈ ગયો. રમેનબાબુની નિખાલસતા અને સરળતા બહુ લાક્ષણિક છે. શાંતિનિકેતનમાં પણ તેમણે નામ કાઢ્યું હતું. 'કુમાર'ના ૯૧મા અંકમાં તેમના હાથનું, કમળ તલાવડીમાં હોડી હંકારતાં બાળકોનું એક રંગચિત્ર પ્રકટ થઈ ગયું છે, 'મૉડર્ન રિવ્યૂ'માં પણ તેમનાં ઘણાં ચિત્રો બહાર આવેલાં. કલકત્તા આર્ટ સ્કૂલના હેડમાસ્તરની જગ્યા ખાલી પડતાં તેની કમિટી તરફથી માગવામાં આવેલી ઉમેદવારોની પચાસેક અરજીઓમાંથી રમેનબાબુની પસંદગી થઈ. એ જ તેમના સંસ્કાર અને શક્તિનું માપ બતાવે છે. કંઇક વિશાળ અનુભવ અને શિક્ષણ માટે બે ચાર વર્ષ પહેલાં તે ઇંગ્લંડ અને ફ્રાન્સની શાળાઓનો પરિચય પામવા તેમજ યુરોપની કળાસંપત્તિ નીરખવા ગએલા. તે વખતે ત્યાં તેમણે પોતાનાં વૂડકટ, લીનોકટ, એચિંગ, ઍકવાટિન્ટ, લીથોગ્રાફ અને હિંદી શૈલીનાં ચિત્રોનાં પ્રદર્શનો ભરેલાં અને તેની દેશમાં ખૂબ પ્રશંસા થએલી.

તેમનાં ચિત્રો માત્ર પ્રાચીન વિષયોમાં જ બંધાઈ નથી ગયાં, પણ સામાન્ય રોજિંદા પ્રસંગો અને ચિત્રોમાં પણ તે લાગણીની તીવ્રતા દર્શાવી શકે છે. એક થોકબંધ ચિત્રમાળા માત્ર પેન્સિલથી જ કરેલી તેમણે મને બતાવી ત્યારે પ્રામાણિક ને વિશુદ્ધ દશ્યાલેખનમાં તેમની જોડીમાં મુકાય એવો કોઇ કલાકાર મુંબાઈ કે ગુજરાતમાં નહિ હોય એમ લાગ્યું. આપણા પ્રાંતમાં એચિંગ, લીથોગ્રાફ કે ઍકવાટિન્ટના હજુ રડ્યાખડ્યા નમૂના કે વાતો જ છે, ત્યારે આ તરુણ કલાકારે તેમાં યુરોપી નિષ્ણાતોની ભારે પ્રશંસા મેળવી છે. ઑક્સફર્ડના પ્રમાણભૂત કલાકાર સર મૂરહેડ બોન

જેવાને તો કહેવું પડયું કે અંગ્રેજ કલાકારો પૈકી થોડાક જ તેમના જેટલી સૌંદર્યભાવના પકડી શકયા છે. ઇંગ્લંડની રૉયલ ઍકૅડેમીના પ્રમુખ સર વિલયમ લેવેલીને તેમને માનાર્ઘ્ય આપ્યો કે તેમણે પોતાની કૃતિઓમાં આધુનિક જીવનની આલોચના કરી છે, છતાં તે લાક્ષણિકતામાં તો હિંદી જ છે.

પણ આ બધી તો બહારની તારીફો છે, ખુદ કલકત્તામાં કલાકાર મંડળોમાં પણ તેમનું નામ આદરણીય બન્યું છે. કલકત્તાની ચિત્રશાળાના સ્ટાફમાં તે એક સવિશેષ કલગીરૂપ છે. શોક તો એ જ થાય છે કે આવા શક્તિવંત કલાકારો હિંદમાં હોવા છતાં હિંદના રાજા મહારાજાઓનાં કામો પરદેશોને જ સમૃદ્ધ બનાવે છે. રમેનબાબુએ હિંદી આલેખના જેવી જ સિદ્ધિ યુરોપીય એચિંગ અને લીથોગ્રાફમાં બતાવી છે. આવા કલાકારોનાં પ્રવાસી પ્રદર્શનો ગામેગામ ગોઠવ્યાં હોય તો પ્રજાના સંસ્કાર અને આત્મવિશ્વાસને બહુ જ ઉત્તેજના આપી શકે.

. એમના સમાગમમાં ત્રણ કલાક તો ચપટી વાગે એમ પૂરા થઈ ગયા. છેવટે એમણે મારો એક સ્કેચ ખેંચ્યો, અને મને પણ એ તક યાદ કરવા જેવી લાગી એટલે મારી સ્કેચબુકમાં પણ રમેનબાબુની મુદ્રા ઉતારી લીધી અને એ સુંદર યાદગીરી સાથે અમે રજા લીધી.

હિંદી કળાના આગેવાન વિવેચકોને જો પૂછો કે આજે હિંદી કળાની પ્રગતિના મોખરે નવીનતા કોણ સર્જી રહ્યું છે, તો મોટે ભાગે શ્રી યામિનીકુમાર રાયનું નામ દેવાશે. ગ્રામજનતાનાં કલાસ્વરૂપો અને પ્રકારોને અપનાવી તેના વ્યાકરણ પર સાદા રંગ અને રૂપનાં જોડકણાં યોજનાર આ કલાકારનું નામ હમણાં જ કલાચર્ચાઓમાં દેખાવા લાગ્યું છે; પણ એની વીસ વર્ષની એકાંત તપશ્ચર્યાના પરિણામે એને જે સામાજિક પ્રતિષ્ઠા અને સમૃદ્ધિનો અધિકાર મળવો જોઈએ તેથી તે વંચિત જ રહ્યા છે. એમનું સરનામું મને શ્રી ગાંગુલીબાબુએ આપ્યું, એટલું જ નહિ પણ મારા વિષે તેમણે પાછળથી એક પરિચયપત્ર પણ પોસ્ટ કરી દીધો હતો.

## કલાકાર જમનબાબુ

બાગબઝારના છેવાડે નદીઘાટ આગળથી અમૃતબઝાર પત્રિકાની ઑફિસ સામે અમે પહોંચ્યા ત્યાં જૂનું બંગાળી જીવન જોવા મળ્યું. નદીકાંઠેથી રસ્તાઓ સુધી કાલિ માતાની પૂજાનો સમારંભ ગોઠવાઇ રહ્યો હતો. ભણેલા તેમજ અભણ ધંધાર્થી બંગાળી નરનારીઓ ઘાટ પર સ્નાન કરી ગોરોના પૂજાવિધિના ઝંડફાળામાં ઉમેરો કરતાં જાઆવ કરી રહ્યાં હતાં. તેમને કોઇને પૂછતાં યામિનીબાબુના ઘરનો પત્તો મળ્યો નહિ. એવામાં ખાખી લૂગડાંવાળો એક પોસ્ટમૅન મળ્યો. તેને પૂછતાં ઉમંગથી તેણે કહ્યું: ‘હાં હાં; ચલો મેરી સાથ; મૈં આપકો જમનબાબુકા ઘર પર લે જાઉં.’

તેની કામગીરીમાં સંગ આપતા અમે એકબે વચલી ગલીઓ વટાવી પાછળના ગૃહસ્થ લત્તામાં પહોંચ્યા ત્યાં તેણે એક વંડીબંધ નાનું ઘર બતાવ્યું ને કહ્યું: ‘વો ખિડકી ખોલ દેના, જમનબાબુ વહાં બૈઠે હોંગે.’

ખડકી આગળ જઇ અવાજ કર્યો, એટલે તેમણે પોતે જ આવીને બારણું ઉઘાડયું અને અંદર નાના ચોકમાં અમને પ્રવેશ કરાવ્યો. નવાબી સમયથી બંગાળી ઘરોમાં સ્ત્રીઓનો પાકો મલાજો પેઠેલો છે, એટલે મુલાકાતે આવનારને ઘરના સ્ત્રીવર્ગનું દર્શન દુર્લભ રહે એવી આ તરફનાં ઘરોની રચના હોય છે, તોપણ જમનબાબુની કલાદૃષ્ટિએ એ ઘરને પણ નવીન રચનાથી એક સુંદર નાનું ચિત્રાલય બનાવી દીધું હતું. પ્રવેશના બારણા પર જ તેમના અનોખા પ્રકારનાં ચિત્રો ઉચિત રીતે ગોઠવેલાં હતાં તેની સચોટ છાપ પડી. પછી અંદર ગલી જેવી ચાલમાં થઈ પોતાની બેઠકમાં તે અમને લઈ ગયા ત્યાં સુધી બંને બાજુની ભીંતો અનેક કૃતિઓથી ભરપૂર કરી મૂકી હતી; તેમના ૧૨’×૮’ના નાનકડા દીવાનખાનામાં બંગાળી રીત મુજબ પાટ અને તકિયાની રચના હતી. ભીંતો ચિત્રોથી ખીચોખીચ ભરી હતી, પણ ગોઠવણીની ખૂબીથી તે દીપતી હતી. અજંતાની કોઈ નાની ઓરડી હોય એમ જ માની લ્યો! માત્ર કલાના સ્વરૂપનો ભેદ એ હતો કે પેલી કોઈ સુવર્ણયુગની સંસ્કારભરી ચમત્કારભરી ચિત્ર-



શ્રી યામિનીબાબુ અને તેમનો કલાકાર પુત્ર—ચિત્રોથી
ભરચક ભીંતોવાળા તેમના નાના સુંદર દિવાનખાનામાં

ભાષા છે તો અહીં ગ્રામવાસીઓને પસંદ પડતા ઘેરા રંગો અને જાડી રેખાઓનાં જુદાંજુદાં રંગમંડળોમાં વિવિધ વિધાનો રચેલાં હતાં. બીન અને સારંગીની રાગરાગણીઓની સૂક્ષ્મતા અને વનરાઇમાંના વાયુમાં સૂર પૂરતી વાંસળી કે ગોપની ગીત–સુગવટમાં ભેદ છે, છતાં બંને કળાનાઃ જ પ્રકારો છે. એવો જ અનુભવ શ્રી યામિની રાયની કળામાં થયો.

બાવન જેટલી ઉમરના એ પીઢ પુરુષના મ્લાન હાસ્યે અમને અંતરનો આવકાર આપ્યો. તેમણે કહ્યું કે, 'પ્રથમ તો હું યુરોપી શૈલીનો જ ઉપાસક હતો. જે વખતે અવનીન્દ્રનાથ ટાગોરની શૈલીના બોલબાલા હતી તે વખતે હું શ્રી પર્સી બ્રાઉનના હાથ નીચે પશ્ચિમી ઢબના પોર્ટ્રેટ (તસ્વીરો) અને લૅન્ડસ્કેપ (દૃશ્યચિત્રો) કરી રહ્યો હતો. પણ આજથી વીસ વર્ષ પહેલાં મને લાગ્યું કે આપણા પ્રાંતમાં અને ગામડામાં લોકો જે કળાથી પોતાની રસવૃત્તિનું પોષણ મેળવે છે તે હાથ ન કરી શકાય તો આપણી આ નવી



ભારતના કોઠામાંથી ઉત્પન્ન થએલા રંગ અને લાવણ્યરેખાઓમાં નવાં જ છંદ અને નવા જ લય સાધતી યામિનીબાબુની કલાકૃતિનો નમૂનો.

કળાના ગ્રાહકો કે પ્રશંસકો નકલી શિક્ષિતો સિવાય કાંઈ નહિ હોય. ભારતના કોઠામાંથી જે રંગ અને લાવણ્યરેખાઓ ઉત્પન્ન થયાં છે તેની ઊર્મિ અને ક્રિયા સમજી શકાય તો આજે જે ભેદ નવીન શિક્ષિતો અને ગ્રામજનતા વચ્ચે પડ્યો છે તે દૂર થાય અને રાષ્ટ્રીય સંસ્કૃતિ સમથળ બને; પણ આ કળાને કોણ અપનાવે ? યુનિવર્સિટીઓ અને કળાશાળાઓના વિરોધ અને બેપરવાઈની હદ નથી. કલકત્તાનાં વર્તમાનપત્રોમાં મારા માટે સ્થાન નથી. કોઈ રડ્યાખડ્યા કલાવિવેચકો કે વિદ્વાન યુરોપિયન પ્રવાસીઓ હિંદની મૌલિક કળા શોધતા આ ગલીમાં આવે છે ત્યારે કોઇ કોઈ ચિત્રનું વેચાણ થાય છે. એ આવકની મર્યાદામાં હું મારું જીવન ટકાવી રહ્યો છું. હું ખાત્રીથી કહું છું કે આપણા વિદ્યાર્થીઓ ભારતીય કલાપ્રકારો સદ્ય શીખી શકે છે.' તેમણે પોતાના ૧૯ વર્ષના પુત્રનો પરિચય કરાવ્યો. પોતે તેને આર્ટ સ્કૂલમાં મોકલવા સાથે પોતાનો વારસો પણ સોંપ્યો છે.

ગામડી ઢબનાં તેમનાં ચિત્રો એકીસાથે જોયા પછી લાગે કે તેમણે



આમ જનતાના કલાસ્વરૂપો અપનાવીને તેના વ્યાકરણ ઉપર ઘેરા રંગ અને જાડી રેખાઓમાં સાદાં રૂપરંગનાં જોડકણાં યોજનાર યામિનીબાબુની કળાનો નમૂનો

તેમાં નવા છંદો અને લય સાધ્યા છે. તેની મૂળ સાહિત્યસામગ્રી મંદિરોનાં ચિત્રો, રમકડાં અને જૂનાં ઓળિયાં (પટ) કે ભરત-કામોમાંથી તેમણે એકઠી કરી છે. એક તરફ ટાગોર કુટુંબની વિદ્યા અને સંસ્કારસમૃદ્ધિએ પાંગરેલી અજંતા રજપૂત મુઘલ અને ચીન-જાપાનના અપાર વારસા-ભંડારમાંથી ઉપજાવેલી નૂતન-હિંદી ચિત્રશૈલી છે, તો બીજી તરફ આ એકલા કલાવીરે પણ જીવતી ગ્રામકળામાંથી સાદી છતાં જોરદાર ભભકાદાર ચિત્રપીઠ જમાવી પરાક્રમ કર્યું છે એમાં શંકા નથી. હવે તો તેની પેઠી કેમ વિસ્તરે એ નવા કલાપિપાસુઓ ને ઉપાસકોનું જ કર્તવ્ય રહે છે.

યુરોપની ગાંડી ને ગરબડ-ગોટાળિયા લાગતી પ્રયોગશૈલી-ઓને અપનાવનાર અને તેની પાછળ દ્રવ્ય તથા સમય વીતાવનારા ઘણા શોખીનો મળે છે, તો આપણા જ દેશની આમ જનતામાં સહજ મૂળ પામેલી ચિત્રશૈલીને વ્યાપક રૂપ કાં ન મળે ? આ સાથે આપેલા નમૂનાથી કોઈ ન સમજતા કે એમની આ નવી કળા કોઈ શક્તિના અભાવે જન્મી છે. તેમણે એક નાના ખંડમાં રાખેલા પોતાના પૂર્વકાળનાં દશ્યચિત્રો અને તસ્વીરો બનાવ્યાં તે તેમને

આધુનિક પ્રકારોમાં ઉચ્ચ સ્થાન અપાવે એવા નમૂના હતા. ઑઇલ પેઇન્ટિંગ અને વોટર કલરનાં તેમનાં ચિત્રસંયોજનો અનેકવિધ છે, પણ આજે તો કોડિયાં કુલડીઓમાં ગુંદર સાથે સાદી રંગની ભૂકીઓ મિલાવી તેમાંથી ચિત્રો સરજી તેમણે કરોડો મનુષ્યો માટે કળાપ્રકાર સુલભ અને સરળ થાય એવો તોડ કાઢ્યો છે. એમનાં વચનોમાં નિશ્ચય અને શ્રદ્ધા ખૂબ ભર્યાં હતાં; પણ એમના જીવનકાળમાં જગત એ સમજશે કે નહિ તેની ગ્લાનિ અને નિરાશા પણ હતાં.

મારી સાથેનાં તળપદી ગુજરાતી કળાનાં ચિત્રો જોવા એમણે ઇચ્છા બતાવી, તેથી બીજે દિવસે મેં તે જોવા મોકલ્યાં ત્યારે તેમણે ખૂબ હર્ષ બતાવ્યો અને જણાવ્યું કે ભાષા અને મુલકભેદ હોવા છતાં, અંતરના સંસ્કારોમાં તો આખું હિંદુસ્તાન એકનું એક જ છે. ભારતની કળાનો ઉદ્‌ગાર એક જ પ્રકારના રંગો ને લયમાં વ્યક્ત થઈ રહ્યો છે.

એમના ચિત્રસમૂહનું પ્રદર્શન હિંદનાં વિવિધ નગરોમાં થાય તો તરુણ પેઢીમાં નવી પ્રેરણા અને સંસ્કાર જાગૃત થયા વિના રહેશે નહિ. જમનબાબુનાં ત્યાગ અને સંસિદ્ધિ અમર છે.

### ભવાનીપુર ગુજરાતી સંમેલની

શ્રી ચાંપશીભાઈએ અમારા પરસ્પર મિલન માટે ગુજરાતી સાહિત્ય સભાનો સમારંભ યોજ્યો તે વખતે કેટલાક ભવાનીપુરવાસી ગુજરાતી સજ્જનો પણ ત્યાં હાજર હતા, જેઓ વેપારધંધામાં આગળ પડતા અગર તો વિવિધ ક્ષેત્રોમાં ઊંચા હોદ્દાઓ પર હતા. તેઓમાંના ઘણા કલકત્તાના એ દૂરના પરામાં રહે છે, તેમને શહેરના આ ભાગમાં કુટુંબ સહિત અવારનવાર આવવાજવાની મુશ્કેલી લાગવાથી તેમણે ભવાનીપુરમાં જ 'ગુજરાતી સંમેલની'ની એક જુદી સંસ્થા જમાવી છે ને ત્યાં વખતોવખત મુલાકાતો તથા સમારંભો યોજવામાં આવે છે. તેમનામાંના શ્રી દિવાનજી તથા શ્રી ધોળકિયાએ ઠરાવ્યું કે ત્યાંની યે મુલાકાતનો લાભ મારે લેવો. તે મુજબ ત્યાં પણ એક રાત્રે ગયો. તેમાં આવેલાં બહેનો તથા ભાઈઓ અને

તરુણોની સારી હાજરીથી પરોણા માટેના તેમના સદ્ભાવ ને આદર દેખાઈ આવતાં હતાં. હું તો કલાયાત્રાએ નીકળેલો, એટલે અહીં મળેલાં ગુજરાતી ભાઈબહેનોને શું કહું તેની મોટી વિમાસણમાં પડ્યો. શ્રી ગગન-વિહારી મહેતા અને શ્રી સૌદામિનીબહેન જેવાં સંસ્કારી અગ્રણીઓ જે મંડળમાં હોય ત્યાં મારી વાત ફિક્કી જ પડી જાય તેની મને ખાતરી હતી; છતાં ગુજરાતની લાક્ષણિક સંસ્કૃતિ વિષે થોડુંક મેં કહ્યું અને તેમાંથી રસપ્રદ પ્રશ્નાવલિ ઊભી થઈ, તેથી વધુ રસ જામ્યો ને ઠીક વખત લીધો. સંમેલન તરફથી દર વરસે નાટ્યપ્રયોગો ગરબા વગેરેના ઉત્સવો પ્રસંગોપાત થાય છે, તેમાં સ્ત્રીઓ પુરુષો ને બાળકો સરખો જ ભાગ લે છે. થોડા વખત પહેલાં સાહિત્યસભા અને સંમેલનીના સભ્યો વચ્ચે ક્રિકેટ મૅચ યોજાઈ હતી અને શ્રી ચાંપશીભાઈ જેવા પણ મેદાને પડ્યા હતા. એ વગી આવાં મંડળોદ્વારા ગુજરાતના પરોણાઓને સૌનો પરિચય કરાવી આપવાની સુંદર સેવા બજાવે છે અને પ્રાંતિક અસ્મિતાને પોષી જાગ્રત રાખે છે.

## પ્રમોદકુમાર ચટ્ટોપાધ્યાય

ભવાનીપુરમાં મારા ઘણા અંગત સ્નેહીઓ પણ હતા. શ્રી લક્ષ્મીશંકરભાઇ જોષી, શ્રી રામનારાયણભાઇ આચાર્ય, શ્રી મોહનભાઈ પુરોહિત વગેરે કલકત્તાના જૂના જોગી સમા છે; અને શ્રી ચાંપશીભાઈના ભાઈ શ્રી દ્વારકાદાસ પણ ત્યાં જ વસે છે. આ બધાની સહાય ન હોત તો કલકત્તામાં જુદાંજુદાં સ્થળો શોધી કાઢવાં ને વખતસર શરીરયંત્રને પોષણ આપવું મુશ્કેલ પડે એમ હતું. ખાસ કરી કલાકાર પ્રમોદબાબુનું ઘર શોધતાં મને ખરેખરી વીતી. શ્રી રામનારાયણભાઈ આચાર્યના સુપુત્ર હરિભાઈ જે ફિલ્મ ડિરેકટર અંબુભાઈ આચાર્યના નાના ભાઈ થાય તે સાથે હતા. તેમને પણ કલકત્તાના પોતે જાણીતા છતાં, ખૂબ પૂછપરછ કરવી પડી. કોઈ દૂરના અસલ બંગાળી પરામાં રેલવેનો દાદર ઓળંગી અમે એમનું ઘર શોધી કાઢ્યું. નાગરિક કળાઓમાં ગુજરાતે જ વધુ વિકાસ કર્યો છે એમ એ લત્તો જોતાં મને લાગ્યું. શ્રી પ્રમોદબાબુ વડોદરા કલાભવનમાં બે વર્ષ ચિત્રવિદ્યાના

આચાર્ય તરીકે કામ કરી ગયા છે. ભાઈ સોમાલાલ શાહ ને કૃષ્ણલાલ ભટ્ટને તેમના પરિચયમાં મૂકવાનું પુણ્ય પણ મારે ભાગે જમા થયું છે અને તેમણે પણ એ બંને ઉપર સારું ધ્યાન આપી તેમના વિકાસમાં સહાય કરી છે. એટલે તે સ્મરી તેમને મળવું મને આવશ્યક લાગ્યું; પણ કલકત્તામાં એવા મોટા કલાકારો કેટલા યે ખૂણેખૂણે ગર્ક થઈ ગયા છે. કુટુંબની જંજાળો, જ્ઞાતિના રિવાજો ને સમાજની બેપરવાઈએ પ્રમોદબાબુની કળાને રૂંધી મારી છે. પ્રમોદબાબુએ અમને બારીમાંથી હજામત કરતાંકરતાં જોઈ લીધા કે તરત નીચે આવ્યા. એમણે નીચેનો રૂમ એ લત્તાની એક શાળાને ભાડે આપેલો ત્યાં અમે થોડી વાર બેઠા એટલે તેમણે કપડાં પહેરી લીધાં અને કહ્યું, ‘ચાલો મારા સ્ટુડિયોમાં.’ સ્ટુડિયો નજીકમાં જ હશે એમ અમે ધારેલું, પણ એ તો બીજા એટલા જ અંતરે એક ત્રીજે ખૂણે નીકળ્યો ! ટ્રામની લાંબી મુસાફરી કરી ત્યાં પહોંચ્યા. લત્તેલત્તે દુર્ગાપૂજાનો સમારંભ જામ્યો હતો. માતાજીની મોટીમોટી કલાત્મક મૂર્તિઓ મંડપમાં પધરાવી તેની શોભા અને પૂજામાં ગરીબો તેમજ શ્રીમંતો એકસરખાં ગુલતાન હતાં. એવા એક લત્તાને છેડે તેમણે એક મકાનમાં અમને પ્રવેશ કરાવ્યો. ચાવીથી બારણું ઉઘાડ્યાં તો ચણતાં અધૂરું રહેલું, વરસાદના ચૂવા થએલું, ફાટો પડેલી ભીંતોવાળું એવું એક મકાન જણાયું. કળાકારને કોઈ વિચિત્ર ઈજનેર મળેલો તેણે ઉપર બને તેટલા લોખંડના પાટા ચડાવેલા. પરસાળમાં કાચની બારી- ઓ જડેલી તેના કાચ પણ ફૂટી ગએલા. પણ વધુ ખરાબ દશા તો અંદરનાં ચિત્રોની હતી. ભેજ અને ફૂગ ચારે તરફ તેની પાંચમી કતારનું કામ કરી રહ્યાં હતાં. હિમાલયનો પ્રવાસ કરી આવેલા આ અવધૂત કલાકારને તે ઉપર પણ બેપરવાઈથી હસતા જોઈ નવાઈ લાગી તેમનાં ઘણાં સારાં ચિત્રો હજુ પ્રકટ થયાં નથી. પોતાના સંગ્રહો આમતેમ પડેલા તેમાંથી એમણે સ્વ. ગગ- નેન્દ્રનાથ ટાગોરે એમને ભેટ આપેલાં છ ક્યૂબિસ્ટ ચિત્રો (અનેકખંડી કલા) બતાવ્યાં ત્યારે અમારો આંટો સફળ થએલો લાગ્યો. આ ચિત્રો શ્રી ગગ- નબાબુને દુનિયાના ઉસ્તાદોની હારમાં મૂકે એવાં પ્રબલ ગુણવાળાં હતાં.

આનંદ ને શોકમિશ્રિત લાગણીઓ વચ્ચે અમારે જલદી આ અનાદરભર્યા વાતાવરણમાંથી ઊઠવું પડ્યું. પોતાના કરતાં પોતાના શિષ્યો વધુ આરામ-સંપન્ન ને સ્વસ્થ છે એ જાણી પ્રમોદબાબુએ સંતોષ માન્યો.

## ફાઇન આર્ટ સેન્ટર

કલકત્તાની પ્રવૃત્તિઓનો બધો વિસ્તાર નીરખવાનું તો લગભગ અશક્ય હતું. યુરોપી ઢબે ચિત્રકળા કરી રહેલા સમર્થ ચિત્રકારો ત્યાં છે. કલકત્તાના નિવૃત્ત થએલા પ્રિન્સિપલ શ્રી પર્સી બ્રાઉન વિક્ટોરિયા આલ્બર્ટ મ્યુઝિયમના ક્યુરેટર છે. તેમના જ વખતના વાઇસ પ્રિન્સિપલ શ્રી જામિનીપ્રસાદ ગાંગુલી પણ નિવૃત્ત થવા છતાં હિમાલય અને ગંગાનાં દૃશ્યો ચીતર્યા જ કરે છે. તેમનું શિષ્યવૃંદ પણ મોટું છે. એમાંના કેટલાકે 'ફાઇન આર્ટ સેન્ટર' કરીને એક મંડળ સ્થાપ્યું છે. તેમાં કલાકારોનો સંપર્ક, ચિત્રાલય, સ્કેચિંગ ક્લબ, શિક્ષણવર્ગો અને વ્યાખ્યાનોની યોજના છે. મેં આ કેન્દ્રની મુલાકાત લીધી તે વખતે કમનસીબે મુખ્ય વ્યક્તિઓ હાજર ન હતી, પણ કલાકાર દિલીપ દાસગુપ્તાએ ત્યાં મલાયાના પ્રવાસનાં પોતાનાં ચિત્રોનું પ્રદર્શન ભર્યું હતું તે જોવા મળ્યું. ચૌરંઘી જેવા આલિશાન લત્તામાં આ સંસ્થા બે ત્રણ સારા વિશાળ ખંડ રોકે છે તે પરથી તેની વગનો ખ્યાલ આવશે. વિશેષ સમયના અભાવે કલકત્તા કૉર્પોરેશન મારફત ચિત્રપરિચય દ્વારા શિક્ષણ આપવાનો કાર્યક્રમ રચનાર શ્રી અમલ હોમને પણ હું ન મળી શક્યો. પૂજાના તહેવારે અનેક જણને વિશ્રાન્તિ કે વિહાર માટે તેમના સ્થાન બહાર મોકલી દીધા હતા.

## 'મૉડર્ન રિવ્યુ' અને 'વિશાલ ભારત'

છતાં પત્રકારોને ભાગ્યે જ તહેવાર હોય છે. ટેલિફોન પર ખબર કાઢતાં 'વિશાલ ભારત'ના તંત્રી શ્રી શ્રીરામ શર્માનો ટહુકાભર્યો આવકાર મળ્યો એટલે ત્યાં સવારી ઊપડી! કલકત્તાનાં લાંબા અંતરો પર મુલાકાત બહુ આકરી તો પડે, પણ કોઇકોઈવાર ત્યાં વાહનોની સગવડ સારી મળે છે. ત્યાંની ટ્રામ કદમાં નાની છતાં પંખા ને ગાદીઓની સગવડવાળી હોઇ ગમે

તેટલા અંતરનો કંટાળો મટાડી દે એવી છે. પણ 'વિશાલ ભારત' જતી વેળા ભાઈ નવીન ગાંધી બિરલા શેઠની મોટર ખેંચી લાવેલા તેનો લાભ મળ્યો. પેટ્રોલની કડકાઈએ મારા ઘણા યજમાનોને દુઃખી કર્યા હશે; પણ આજે તો ભારતના કુબેરરાજને ઘેર ઘસારો પહોંચાડવાનો હતો. 'વિશાલ ભારત'ની ઑફિસે આસાનીથી પહોંચી ગયા અને ત્યાં અસલ ભૈયા સ્વરૂપ, ખેડી બાંધણીના સફાચટ મસ્તક છતાં સીનાદાર મોં અને વળદાર મૂછોવાળા શ્રી રામ શર્માનાં દર્શન થયાં.

### શ્રી રામ શર્માજી

એમની સાથે પત્ર–પરિચય તો બહુ લાંબા વખતનો હતો, પણ આજે તેમને પ્રત્યક્ષ મળ્યા ત્યારે એ કેવા સરળ, સાફસાફ બોલનારા ઉત્સાહી નરવીર છે તેનો ખ્યાલ મળ્યો. એક મોટા ડાઈનિંગ ટેબલની ચારેપાસ તેઓ અને તેમનું મદદનીશ મંડળ એક જ ખંડમાં સાથે કામ કરે છે. તે બધાની તેમણે પિછાન કરાવી. જુસ્સાભરી તીખી હિંદી પર તે પ્રભુત્વ ધરાવે છે. કોઈપણ પ્રસંગે યુદ્ધતત્પર લાગે છે. મૂળ તો તે અવ્વલ નંબરના શિકારી છે. શિકારની તેમની જાતઅનુભવની વાતો ખૂબ પ્રસિદ્ધ થઈ છે અને 'કુમાર' ને પણ તેની ખૂબ પ્રસાદી મળી છે. બ્રાહ્મણ શરીર છતાં શિકારની કામગરીમાં તેમને અનહદ રસ છે. ચુસ્ત ખાદીધારી, નિયમિત કાંતનાર, પૂ. બાપુજીના અનન્ય ભક્ત, કદી જીભથી આમિષ સ્વાદ નહિ લીધેલો એવા છતાં, કહેતા હતા કે 'હાથમાં બંદૂક પકડતાં હું બદલાઈ જાઉં છું.' એમની વાતોનો પાર જ ન આવે. દલીલો પર દલીલો કરી તેમનો મત ચલાવ્યે રાખે. મારા પ્રવાસનો હેતુ તેમને સમજાવ્યો એટલે બહુ ઉત્સાહિત થઈ ગયા અને યુ. પી. માં મને બધે ઊતરવાની સગવડ છે યા નહિ તે પૂછી લીધું. બધે સગવડ હતી. અલ્લાહાબાદમાં પિછાન નહોતી, એટલે તેમણે કહ્યું કે હું ત્યાંની ગોઠવણ કરી આપીશ. અને મને પાછળથી તેમની ચિઠ્ઠીએ સરસ સગવડ કરી આપી. શ્રીરામ શર્માજી પંદર દિવસ જ કલકત્તામાં રહે છે. પંદર દિવસ તેમની આગ્રા સુધીની રખડપટ્ટી જ હોય છે. આગ્રામાં તેમનું ઘર છે, પણ

હિંદી ભાષાની સેવા ખાતર જ 'વિશાલ ભારત'નું તંત્રીપદ સંભાળે છે. તેમનું મિત્રમંડળ બહુ વિશાળ છે. ગામેગામ તેમનાં થાણાં છે. રાજદ્વારી વિષયમાં તેમનો જુસ્સો જુદો જ છે. યુ. પી. માં કૉંગ્રેસ કારભાર હતો ત્યારે તેઓ ગ્રામોદ્ધાર વિભાગમાં અધિકારપદે હતા, પણ જરા સિદ્ધાન્તને પ્રતિકૂળ કંઈ લાગ્યું કે છૂટા થઈ ગયા. તેમનું વાંચન વિશાળ છે. શૉખમાં શિકાર મલ્લવિદ્યા, પશુસાંગોપન, ગ્રામસુધારા વગેરે છે. હમણા જ તેમણે પશુધન ઉપર બહુ વિગતપૂર્ણ લેખો 'વિશાલ ભારત'માં લખ્યા છે. પૂ. બાપુજીની નિકટમાં રહી તેમના દિનચર્યા ને સિદ્ધાન્તો ઉપર માર્મિક વિવેચન કર્યું છે. શ્રી અમૃતલાલ વ. પંડયાનો 'સોમનાથનાં ખંડેર' ઉપરનો એક લેખ 'મૉડર્ન રિવ્યુ'માં પ્રકટ કરવાની ઇચ્છાથી હું લઇ ગએલો. તેની મેં તેમને વાત કરી, એટલે કહે, 'ચાલોને, તમે જ કેદારબાબુને રૂબરૂ મળી વાત કરો. બાજુના જ ખંડમાં તેઓ બેસે છે.'

### કેદારબાબુ

કેદારબાબુ શ્રી રામાનંદ ચૅટરજીના બીજા સુપુત્ર થાય. બંગાળની ઘણી પ્રવૃત્તિઓમાં તે અગ્રનાયક છે, છતાં 'મૉડર્ન રિવ્યુ'નું સંચાલન સંભાળી રહ્યા છે. તેમને મળ્યા એટલે પ્રથમ તો મને કોઇ સામાજિક કે રાજદ્વારી પ્રતિનિધિ સમજી બંગાળના ગામડાંના ધંધા કેમ તૂટી ગયા તેના પર મને ગરમ આલોચના સંભળાવી. મેં ધીરજ રાખી સાંભળ્યા પછી કહ્યું કે હું તો કલાનો એક સામાન્ય સેવક છું અને મારું પર્યટન જુદા આશય પર છે. સંપર્ક, સદ્ભાવ અને સંસ્કૃતિનો સમન્વય સાધવો એ જ મારું ધ્યેય હતું અને તે દ્વારા કેવી રીતે દેશના ખુણાઓ સુધી કાર્યક્ષેત્ર વિસ્તારી શકાય તેની મેં ટૂંકી રૂપરેખા તેમની આગળ રજૂ કરી ત્યારે તેમનું વલણ બદલાઈ ગયું અને સ્મિતપૂર્વક વાર્તાલાપ થવા દીધો. પછી મેં ભાઇશ્રી પંડયાનો લેખ સોંપ્યો. એ ઘણા આદર અને વિસ્તારપૂર્વક તેમણે ગયા જાન્યુઆરીમાં જ પ્રગટ કરી પોતાની સહૃદયતાની ખાત્રી કરી આપી છે. એમની સાથે ટૂંકે પતાવી અમે બહાર નીકળ્યા ત્યાં બારણા પાસે જ ચિ. નરેન્દ્રે અમારી ત્રણેની છબી



ડાબી બાજુથી : શ્રી રવિશંકર રાવળ, 'વિશાલ ભારત'ના સંપાદક શ્રી શ્રીરામ શર્મા, 'મૉડર્ન રિવ્યૂ'ના સંચાલક શ્રી રામાનંદ ચટ્ટોપાધ્યાયના બીજા પુત્ર શ્રી કેદારનાથ ચટ્ટોપાધ્યાય

લીધી. તે જોઇ શર્માજી કહે, 'અરે, તમારી બેની વચ્ચે હું તો ભજિયું (sandwitched) થઇ ગયો છું !'

શર્માજીના રૂમમાં પાછા આવ્યા ત્યાં તેમના શાગિર્દોએ અમારા માટે ઉપાહારની રકાબીઓ તૈયાર રાખેલી. અરે ભગવાન! મહેમાનોને હારોહાર રસગુલ્લાં ધરવામાં આવે એવી ગોઠવણ તો તેં કરી, પણ સાથે ક્ષુધા અને પાચનની બક્ષિસ જરા ય ન કરી. સારું હતું કે ભાઇ વ્રજલાલ ત્રિવેદી સાથે હતા તે વખતોવખત અમારી આબરૂ સાચવતા તેમજ યજમાનોને નિરાશ ન થવા દેતા! શર્માજી જરા બીમાર હતા છતાં એ બેત્રણ કલાકની ઊછળતી વાતચીત અને ઉમળકો ન ભુલાય એવાં બન્યા.

**ડૉ. અનંત પંડયા**

અમે કલકત્તામાં ગયા તેના બીજા દિવસે સૂર્યગ્રહણ હતું. એવે દિવસે દરિયામાં અચાનક ભરતી ઉત્પન્ન થઇ એક મોટા ઘસારા સાથે પાણીના ઊંચાં મોજાં હૂગલી નદીમાં પેસે છે ને એ દશ્ય કુદરતનો એક અજબ ચમત્કાર લાગે છે. અમને એ બતાવવાના લોભે શ્રી વ્રજલાલ ઉપાધ્યાય કોઇ મિત્ર પાસેથી પેટ્રોલની પૂરી ગોઠવણ કરી મોટર લાવેલા. બરોબર

નવ વાગ્યે સામે પાર બૉટૅનિકલ ગાર્ડનના અમુક ઘાટ આગળ પહોંચવા માટે રોકાયા વિના ધસ્યા. તે દિવસે નદીસ્નાન કરવા ચાલી નીકળેલો માનવસમુદાય પણ મને ઓછો ચમત્કારિક ન લાગ્યો. હાવરાનો પુલ બે જ મિનિટમાં પાર થઇ શકે ત્યાં અરધો કલાક લાગ્યો. સીબપૂરના એ બાગમાં પ્રવેશતાં જ એન્જિનીઅરિંગ કૉલેજનું પાટિયું વાંચ્યું અને તેના પ્રિન્સિપલ આપણા ડૉ. અન્તુભાઈ પંડ્યા છે એની સ્મૃતિ થઈ આવી; પણ અમને તો પૂરના ઘોડા જોવાની તમન્ના હતી, એટલે રોકાયા વિના ઘાટ પર પહોંચ્યા. ઘણા લોકો એ દૃશ્ય જોવા ટાંપી બેઠા હતા. 'હમણાં જોજોને, દરિયા તરફથી ઊંચાંઊંચાં દીવાલ જેવડાં મોજાં ચડશે. જુઓ જુઓ, હોડીઓ ને સ્ટીમરો કિનારા પાસે ભરાઈ ગઈ. બસ, ટાઇમ ભરાઇ ગયો છે.' પણ બે ચાર હિલોળા મારી પાણી કેટલાંક પગથિયાં ચડી આવ્યું તે સિવાય કશું બન્યું નહિ અને અમે એક કલાકની હવા ખાઈ નિરાશ થઈને પાછા વળ્યા, તેમજ ડૉ. પંડ્યા સાથે એકાદ કલાક વધુ મળાત તે પણ ગુમાવ્યો; છતાં તે સ્વજન જેવા હતા એ તેમના બંગલા પર ગયા. મારું વિઝિટિંગ કાર્ડ ગયું કે તરત તે દાદરે લેવા આવ્યા અને ચિરપરિચિત સાદે 'રવિભાઇ, આવો આવો' કરી સૌને મળ્યા. ડૉ. પંડ્યા ગુજરાતનું એક તેજસ્વી રત્ન છે. પોતાના બાલ્યકાળમાં 'કુમાર'ને હસ્તલિખિત માસિકનું રૂપ આપનાર ગુજરાતી કુમાર તે જ હતા, ને પછી પણ કેટલાક લેખો તથા વાર્તાઓ ને અમેરિકાથી લખેલા પત્રોનો સારો ફાળો પણ તેમણે આપ્યો છે.

હિંદમાં મળતી નવી કેળવણી-પદ્ધતિનો તે પૂરો લાભ પામ્યા છે અને ભાવનગરને તેના જન્મસ્થાન તરીકે કીર્તિ અપાવી છે. બંગાળાની કેટલી યે એન્જિનીઅરિંગ કૉલેજોના તે અધિષ્ઠાતા છે અને ગવર્નરથી લગભગ બીજા નંબરનો જ અધિકાર તે ભોગવે છે. તેના પદની ઉપયોગિતા અને મહત્ત્વ એટલું બધું છે કે એ જગ્યાની લાયકાત ધરાવતી વ્યક્તિ હિંદમાં ન મળતાં લંડનની એક પેઢીમાં શ્રી અન્તુભાઇ હતા ત્યાંથી તેમને અહીં ખેંચી લાવવામાં આવ્યા છે અને પહેલી જ વાર એક હિંદી જન-એક ગુજરાતી


ડૉ. અનંત પંડ્યા

યુવાન એ પદને શોભાવે છે. કૉલેજમાં અનેક પીઢ એન્જિનીઅરો શીખવા આવે છે. એ ચાર યુરોપિયન અધ્યાપકો તેમના હાથ નીચે છે અને તેમનાં શક્તિ તથા શિક્ષણ આજે બહુ પ્રશંસાપાત્ર બન્યાં છે. હમણાં જ વડોદરામાં અખિલહિંદ વિજ્ઞાન પરિષદ મળી ત્યારે તેના એન્જિનીઅરિંગવિભાગના તે પ્રમુખ ચુંટાયા હતા અને ઉદ્યોગમય કેળવણીના મુદ્દાઓ પર બહુ ઉપયુક્ત ભાષણ તેમણે આપ્યું હતું. પરિતાપ એટલો જ છે કે વડોદરાની એ પરિષદનો વ્યવહાર અંગ્રેજી ભાષામાં થયો હતો અને જે પ્રાંતમાં તે મળી તેનાં પ્રજાજનો તેના મહત્ત્વથી અજાણ રહ્યાં છે.

ડૉ. પંડ્યાએ એક બીજે દિવસ તેમની સાથે રહેવા આગ્રહ કર્યો તે મારાથી નકારાય એમ નહોતું. એમને પારણામાં જોએલા, મારા ઘરના પાટલા પર અને કુમાર કાર્યાલયના બાંકડા પર વાતો કરતા જોએલા; અને છેવટ આ ઉચ્ચ પદવી પર યશસ્વી કારકીર્દિ ભોગવતા જોઇ મેં આનંદ અનુભવ્યો. એમની સાથેનો સમાગમ મને ભૂતકાળમાંથી તાદશ ને સત્ય વર્તમાન કાળનું ભાન કરાવતો હતો. ભાવિના વિધાતાઓનું સ્થાન લેવા યોગ્ય તરુણો આપણે શોધીશું ત્યારે શ્રી અનંતુભાઈ જેવા ઉપર આપણી નજર જરૂર જશે. એ તરુણ અને સશક્ત, તેજસ્વી અને ઉદ્દામ છતાં અધિકાર પરત્વે વિચારગંભીર, યોજકવૃત્તિ અને અભ્યાસપરાયણ માનસ-વાળા તથા કર્તવ્યતત્પર છે. ઘર, અધિકાર, વ્યવહાર, રાજકારણ, ધર્મ, કેળવણી, દરેક વિષય પર તે પોતાના પ્રવાસના, અભ્યાસના અને અનુભ-વોના આધારે બહુ ચોક્કસ વિચારો ધરાવે છે. તેની ફુરસદની એકેએક પળ કોઇ સદુદ્યોગમાં વીતાવે છે એટલે બહારની મિજલસો અને બેઠકોમાં તેની હાજરી જવલ્લે જ હોય છે. આથી કલકત્તાના સમાજમાં એનો પરિ-

ચય ઓછો છે, પણ એની ક્રિયાશક્તિ મહાન છે. એણે મને વાતવાતમાં એક હકીકત જણાવી તે હું વખતોવખત આપણા તરુણો આગળ મૂકવા ચાહું છું. તે એ કે આજકાલના વિદ્યાર્થીઓ વિનયરહિત કેમ હોય છે? યુરોપ કે અમેરિકામાં કોઇપણ તરુણ કે વિદ્યાર્થી વડીલ કે અધ્યાપકને મળતાં પહેલાં ટોપી ઉતારી વિનય બતાવે છે અને આપણા આ નકલિયા સુધારકો હિંદની જૂની રૂઢિ–નમસ્કાર કરવાની–પણ ભૂલી ગયા છે. આથી તેઓ કેવા તોછડા અને ઉછૃંખલ દેખાય છે! આવા સાદા વિનયમાત્રથી સમાજ શોભે છે; એટલું જ નહિ, પણ સામસામાં સ્મિતથી સરળતાનું જે વાતાવરણ બંધાય છે તેને લીધે વ્યવહારમાં સુખ આવે છે. અમેરિકાની ઊંચામાં ઊંચી ડિગ્રી અને હિંદનો અતિ ઉચ્ચ અધિકાર ભોગવતા એક તરુણના આ અભિપ્રાયનો પ્રચાર કરવાનું મને પણ યોગ્ય લાગ્યું છે.

## ગુજરાતી સમાજના નાટ્યપ્રયોગો

કલકત્તાનાં મારાં સંસ્મરણોનો લખ્યે પાર આવે તેમ નથી, પણ જતાં-જતાં છેલ્લે દિવસે ગુજરાત સંમેલની તરફથી એમેટર નાટ્યપ્રયોગોનું રીહર્સલ જોવાની તક મળી ન હોત તો ત્યાંના ગુજરાતી સમાજમાં જે ઝળકતા નાટ્યકલાધરો છે તેનો સાચો પરિચય વર્ણનથી ન જ પામત. મોટા હોદ્દા અને ધંધા ધરાવતા બુઝુર્ગો ને યુવાનોએ પૂર્ણ રસ લઇ કેટલાક નાટ્યપ્રયોગો કર્યા હતા. બહેનોએ પણ મિસિસ ગાંધીની દેખરેખ નીચે કેટલાક સંવાદો તૈયાર કર્યા હતા. એ જોઈ મારી ખાત્રી થઈ કે આપણો નારીસમાજ ગમે તે સ્થળે યોગ્ય તક મળતાં પોતાની શક્તિનો સુંદર પરચો આપી શકે છે. અભિનયોમાં તેમનાં સૂક્ષ્મ મનોવિશ્લેષણો અને ચેષ્ટાઓ કળાના નમૂના રૂપ હતાં.

પુરુષ પાત્રોમાં ચાંપશીભાઈના લઘુ બંધુ ભાઇશ્રી દ્વારકાદાસને પારસી પાત્ર અસલી ભાષા અને ધામધૂમથી ભજવતા જુઓ તો ખબર ન પડે કે તે ગોખેલી ભાષા બોલે છે કે બચપણની ભાષા બોલે છે. બધી કાર્યવહી પાછળ ચાંપશીભાઈનું ડિરેક્શન કેટલું કામ કરે છે તે પણ મેં પાસે બેસીને

પરખ્યું એકેએક જણ ચાંપશીભાઈના અભિપ્રાય પર ઇંતેજારીથી ધ્યાન આપતો ને પોતાનું કામ સુધારતો. ચાંપશીભાઈ દરેક અયોગ ઉપર જે નોંધ અને દોષદર્શન કરાવતા તે તેમને એક નવા જ પ્રકારના કલાભક્ત તરીકે સિદ્ધ કરે એવાં હતાં. મને બહુ દિલગીરી થઈ કે આવા ઉત્સુક સમાજનો વિશેષ ગાઢ સંપર્ક મેળવવાની તક હું ન લઈ શક્યો. પ્રત્યેક પ્રસંગે મેં સદ્ભાવ અને આદરના ફુવારા અનુભવ્યા.

શેઠ મફતલાલભાઈની મિલના મૅનેજર શ્રીમાન માણેકલાલભાઇ વસા જેવાએ એક મિત્રના સહેજ પત્રસૂચનથી મારા પ્રતિ ન વિસરાય એવી કાળજી બતાવી અને શ્રી ગાંગુલીના ઘરની સામે જ આવેલા તેમના ઘેર હું શ્રી ગાંગુલી સાથે મિજમાન થયો તે દિવસે શ્રી અને સરસ્વતીનો મિલાપ કરાવવાની મને સુંદર તક મળી. શ્રી ગાંગુલી પણ તેમના પરોણા પહેલી જ વાર બન્યા હતા. આ ઉપરાંત જુદેજુદે અનેક સ્થળે અને વિવિધ મંડળોમાં મુલાકાતો, વાર્તાલાપો અને પ્રશ્નોત્તરોની બેઠકો થઇ હતી. બેન્ગાલ કંપનીવાળા રસિકભાઇ, રમણિક પંડ્યા, ખરવર કં. શેઠ ચીનુભાઈ ચુનીલાલની પેઢીના અમારા સબંધીજન શ્રી દયાશંકરભાઈ, જાદવજીભાઈ મેવાવાળા અને મનસુખભાઈનું મિત્રમંડળ એ બધાના ઉપક્રમથી નાનાંનાનાં વિવિધ મંડળોમાં કલા તેમજ સંસ્કાર–પ્રચારને લગતા વાર્તાલાપો યોજાયા હતા. તેની સવિસ્તાર વિગતો તો સ્મૃતિ બહાર ગઇ છે; પણ બધે સ્થળે તરુણ દંપતીઓ, યુવાનો અને પ્રૌઢો બધા જ સાંસ્કૃતિક જીવનમાં ખૂબ રસ લેતા લાગ્યા. એ સમાગમમાં એ બધાએ બતાવેલી લાગણીએ મારા જેવા અદના પ્રવાસીને આભારવશ બનાવી મૂક્યો હતો. ગુજરાતી શાળાના સંચાલકો, શિક્ષકો અને શિક્ષિકાઓ વતનના કલાકારને સન્માને એ પણ સુંદર અનુભવ હતો; અને શ્રી ચાંપશીભાઈનાં પત્નીની અથાગ તકલીફોની કદર તો કલમથી થઇ શકે તેમ નથી; એથી જ કલકત્તા તા. ૨૯મીએ છોડ્યું એ ઘણું વસમું લાગ્યું,—સૌથી વધુ તો હું અને ચાંપશીભાઈ છૂટા પડ્યા ત્યારે.

**ઝરિયા**

કલકત્તે જતા આવતા પ્રવાસીઓને ભાગ્યે જ રાણીગંજ ને ઝરિયાની મુલાકાત લેવાનો ખ્યાલ આવે છે, પણ મારા પ્રવાસની જાહેરાત થતાં જ મારા ચિરકાળના સ્નેહી શ્રી પ્રાણજીવન પંડ્યાનો પત્ર આવ્યો કે તમે પ્રવાસમાં અહીં મુકામ કરવાનું ભૂલતા નહિ. ધનબાદ સ્ટેશન રસ્તામાં જ આવે છે અને ઝરિયા ત્યાંથી માત્ર પાંચ જ માઇલ છે.

બપોરે ત્રણ વાગ્યે કલકત્તાથી ઉપડતા તુફાન મેઇલમાં જગ્યા મેળવવા બે કલાક વહેલા હાજર થવું પડેલું; પણ તુફાન મેઇલના નામની સાર્થકતા તો સાંજે આઠ વાગ્યે અમે ધનબાદ સ્ટેશને ઉતારુઓનો ધસારો જોયો ત્યારે જ સમજાઇ. એકેએક બારીમાંથી માણસો અને સામાનનું તોપખાનું ચાલુ થયું. તેમાંથી નીકળવાનો માર્ગ જ મળે નહિ. સાથીદારો સામાન એકઠો કરી સાચવતા ઊભા એટલે મેં ભાઇશ્રી પંડયા માટે નજર દોડાવવા માંડી. એમનું નાનપણનું હુલામણું નામ 'નાનાસાહેબ' અને મારી જીભે તો એ જ ગુંજતું હતું. એમના પિતાશ્રી સ્વ. હરગોવિંદદાસ પંડયા (મોટાભાઈ) દક્ષિણામૂર્તિના એક આદ્ય સ્થાપક અને સંચાલક તેમજ અમારા બાલ્યકાળના સંસ્કારસંવર્ધક પુરુષ હતા. કુટુંબ જેવો ઘાડો સંબંધ અને સ્નેહ એમના પુત્રો સાથે આજ સુધી ચાલુ હોવાથી હું તો તેમના પરિવારના મેળાપની ખાતર જ ધનબાદ ઊતર્યો હતો; પણ જોઉં છું તો આઠ-દસ સંભાવિત ગૃહસ્થોનું ફૂલહારો સાથેનું મંડળ દોરતા નાનાસાહેબ ડબ્બાઓ તપાસતા ચાલ્યા આવતા હતા. શાળા અને રમતના દિવસોમાંથી આજ હિંદના એક અગ્રણી ઉદ્યોગના એક કેન્દ્ર પર પ્રતિષ્ઠિત એન્જિનીઅર અને એજંટ તરીકે દીપી રહેલા એ મિત્રને એમના કાર્યક્ષેત્રમાં જ મળતાં જીવનનો પરમ સંતોષ અનુભવ્યો.

એ ઉપરાંત ગુજરાત આજે જે નવી રાષ્ટ્રભાવનાએ ધબકી રહ્યું છે તેનો પણ ત્યાં પરિચય થયો. ઝરિયા ગુજરાતી સમાજના પ્રમુખ શ્રી રા. બ. ઠક્કર સમાજ તરફથી સ્વાગત કરવા સ્ટેશન સુધી પધાર્યા હતા એ



ઝરિયામાં પાંચ કોલીઅરીનું મૅનેજમેન્ટ સંભાળતા ને ખાણમાલિકોના મંડળમાં સારી પ્રતિષ્ઠા ને નૈતિક અસર જમાવનાર બાહોશ એન્જિનીઅર તેમજ એજન્ટ—
મારા બાળપણના મિત્ર શ્રી પ્રાણજીવન પંડયા

પ્રસંગ મને સૂચક લાગ્યો. ઝરિયાના અગ્રણી ખાણ-માલિકોમાં મારા જૂના સંબંધી શ્રી ગોવર્ધનદાસ ભટ્ટના સુપુત્ર કનુભાઇ પણ એ મંડળમાં હતા. ઝરિયામાં પેટ્રોલબંધી નરમ લાગી. બહાર બેત્રણ મોટરોમાં મંડળી ગોઠવાઇ ગઈ અને ધનબાદ વચ્ચે થઈ ઝરિયા ઇન્ડસ્ટ્રી કોલીઅરીના



ઝરિયાના ખાણપ્રદેશનું દૃશ્ય (સ્કેચ : ર.ગ.રા.)

એજંટના, નાની ઢાળ પડતી ટેકરી પર આવેલા વિશાળ બંગલામાં પહોંચી ગયા. ત્યાં તેનું બાળ મંડળ ઉત્સાહભેર જાગતું રાહ જોતું બેઠું હતું. કુટુંબ અને ઘરના વાતાવરણમાં પ્રવાસનો જાણે છંડો આવી ગયો એમ લાગ્યું. ચાંદની રાતને લીધે ચારે તરફની ટેકરીઓના વિસ્તારમાં ક્યાંક ભૂંગળાંઓ અને એન્જિનરૂમોનાં તથા મજૂરોનાં છાપરાં દેખાતાં હતાં; પણ આખા હિંદુસ્તાનનાં કારખાનાં, સ્ટીમરો અને ગૅસ કંપનીઓનાં રાક્ષસી ઉદરો પૂરનારો કોલસાભંડાર અમારી નીચે ભૂગર્ભમાં કેવી રીતે અને કેટલા પ્રમાણમાં છુપાયો હશે તેનો ખ્યાલ એ દૃશ્યમાંથી તો જરા યે ન મળે. અમે જે બંગલામાં હતા તેની જ નીચે સો ફૂટને તળીએ કોલસાના મોટા-મોટા ખંડો ને માર્ગો પડી ગએલા છે એ જાણ્યું ત્યારે આશ્ચર્ય થયું; પણ નજરે જોવાથી વધારે સમજાશે, કહી યજમાનરાજાએ વાત ટૂંકી કરી અને નવરાત્રિ ચાલતી હતી, એટલે જમીને ઝરિયાની કચ્છ-કાઠિયાવાડ-ની જનતાએ ગામમાં ગરબી માંડી હતી ત્યાં જવાનું ઠર્યું.

## સળગતી ખાણ

ઝરિયા વસાવવાનું માન કચ્છી કૉન્ટ્રૅક્ટરો અને કાઠિયાવાડના સાહસિક વેપારીઓને ફાળે જાય છે. ખાણોનો મોટા ભાગનો ઉદ્યોગ યુરોપિયનોના હાથમાં છે, પણ કુનેહ અને સિફતવાળા કચ્છ-કાઠિયાવાડના સાહસિકોએ

નવ ટકા જેટલો ધંધો હાથ કર્યો છે ને લગભગ તે બધાએ ત્યાં સારી એસ્ટેટો જમાવી છે. ઝરિયામાં ગુજરાતી શાળા, મંદિરો વગેરે સ્થાપ્યાં છે અને સૌ એમાં એકદિલીથી સારો ભાગ લે છે. ટૂંકમાં ઝરિયાને ગુજરાતનું એક સંસ્થાન કહી શકાય એવું વાતાવરણ ત્યાં લાગ્યું.

શિવાલયમાં જતાં રસ્તામાં એક મોટા વિસ્તાર પર અમે આગો બળતી જોઈ. તેનો ખુલાસો એ મળ્યો કે બે વરસ પહેલાં કચ્છના એક કૉન્ટ્રૅક્ટરની ખાણમાંના ટેકા ઉપરના ભારથી તૂટી પડતાં તે બેસી ગઈ અને અંદરના ગૅસ સળગી ઊઠયા. આજ લગી હજુ પણ તે અંદર સળગે છે ને તેની જ્વાળાઓ ચિરાડોમાંથી નીકળ્યા કરે છે. એ જમીન પરનાં મકાનો બધાં તારાજ થયાં, પરંતુ એક પણ જાનની હાનિ થઈ નથી એટલી બીનાથી એ ત્રાસજનક પ્રસંગ હળવો બન્યો. ખાણ તો ગઈ. એને ઓલવવી કે ફરી ઉઘાડવી અશક્ય જ છે; રાતના અંધકારમાં એ સળગતી જ્વાળાઓ દોજખની કલ્પના સજીવ કરતી લાગતી હતી. ઉદ્યોગોની આબાદી અને વૈભવ પાછળ કેવા કારમા પ્રસંગો બન્યા કરે છે તેની કલ્પના દૂરના લોકોને મળવી મુશ્કેલ છે. વર્તમાનપત્રના એકાદ ફકરામાં એ બનાવ વાંચી મનને કંઇ જ થતું નથી, પણ નજરે જોયેલું આ દૃશ્ય જીવનમાં ન ભુલાય.

અમે તરત પાછા મંદિરમાં આવ્યા ત્યાં ઉત્સાહી શ્રીમાનો અને ખાણોના વહીવટી ખાતાના યુવાનો ગરબીઓ જમાવી રહ્યા હતા. એ સંસ્થાનવાસીઓને ધંધાનો સારો અનુભવ અને તાકાત મળી ગયાં હતાં એટલે કોઇએ ખાલી ડિગ્રીઓ પાછળ મહેનત લીધી નહોતી અને તેથી જ આવા તહેવારોનો ઉત્સવ ભાવપૂર્વક ઊજવી રહ્યા હતા. ત્યાં બેઠેલા લખપતિ ખાણમાલિકોની સાદાઈ અને વિવેકમાં જૂનવટનું ગાંભીર્ય હતું. ગરબી બરોબર જામતી નહોતી એ જોઇ અમારા સાથી ભાઇ વ્રજલાલથી ન રહેવાયું, એટલે ઊભા થઇને દાંડિયા ઉઠાવ્યા ને સૌને પડકારો દીધો, તાલ ઠરાવ્યો અને એક બે ગરબાઓ લેવડાવી; પણ અમારે તો થોડી

રાતમાં ઝાઝા વેશ કરવાના હતા, એટલે રોકાવું પાલવે એમ નહોતું; બીજા દિવસની આશા આપી વ્રજલાલને છૂટા પાડ્યા અને આરામ ખાતર મુકામ ભેગા થઈ ગયા.

## વિદ્યાર્થીઓમાં

ઝરિયામાં એક જ દિવસ રોકાવાનું ધારેલું, પણ ત્રણ દિવસ થઈ ગયા. હિંદુસ્તાનમાં ભૂસ્તરનું જ્ઞાન મેળવવાની જરા યે તમન્ના દેખાતી નથી; નહિ તો હજારો વિદ્યાર્થીઓ ઝરિયાંની ખાણો જેવો કુદરતી અજાયબીનો પ્રદેશ જોયા વિના ન રહ્યા હોત, શાળાઓ અને કૉલેજોએ તેના વિષે ખૂબ પ્રચારકાર્ય કર્યું હોત, ખાણોના પ્રદેશોનાં ચિત્રો અને ખાણોની રચનાનાં નાનાં દશ્ય મૉડેલો મ્યૂઝિયમોમાં જોવા મળત અને શ્રીમંતો જે આજે માત્ર પોતાના દ્રવ્યલાભથી જ સંતોષ માની બેઠા છે, તેઓ ભવિષ્યના સાહસિકો અને નિષ્ણાતો તૈયાર કરવાને પણ એ કાર્યમાં સહકાર આપત. હિંદુસ્તાનના ઉદરમાંથી નીકળતા આ ઉદ્યોગવૈભવ પર યુરોપિયનોએ પહેલી તરાપ મારી ને જ્ઞાનના બળે જ તેનો મોટો હિસ્સો હાથ કર્યો છે ને હિંદી જનો પોતાની જ ભૂમિમાં અજ્ઞાનના કારણે દારિદ્રય ભોગવે છે. વિજ્ઞાન અને યંત્રની શક્તિઓનો પરિચય તથા તેના વ્યાવહારિક પાઠો આપણા શિક્ષણમાં કે જીવનમાં ઉતારવાનો સાચો પ્રયત્ન કદી જ થયો નથી અને ગોખણિયા શાળાઓ દેશ પર ખર્ચનો જ બોજો વધારી રહી છે.

## કોલસાની ખાણોના પ્રદેશમાં

રાણીગંજ અને ઝરિયાની ખાણો સાવ અકસ્માતે જ હાથ ચડી હતી. ઈસ્ટ ઈન્ડિયા રેલવે નાખવાની સડક ખોદાતી હતી ત્યારે ત્યાંની ટેકરીઓ કાપતાં કોલસાના થરો નજરે પડયા. તરત યુરોપિયન એન્જિનીઅરોએ ઇંગ્લંડની ખાણોના નિષ્ણાતો બોલાવી તપાસ કરાવી અને હિંદીઓને તેની જાણ પણ થાય તે પહેલાં સારામાં સારી ખાણોવાળાં ક્ષેત્રોના સરકાર પાસે તાબડતોબ પટા કરાવી લીધા. બિહાર અને બંગાળના લોકોએ તો મજૂરી જ કરી. તે પછી, ભણતરનો અક્ષરે ન જાણનારા પણ ગણતર

પાકું સમજેલા કચ્છના સાહસિક કૉન્ટ્રેક્ટરોએ જ્યારે એ ધંધામાં હાથ નાખ્યો ત્યારથી યુરોપિયનોને તે કણી જેવા લાગ્યા હશે; પણ આજે તેમનું સંગઠન થઈ રહ્યું છે. શ્રી ગોવર્ધનદાસ ભટ્ટ જેવા એક શિક્ષક ગૃહસ્થે વર્ષો પહેલાં તેમાં જોડાઈ પોતાના કુટુંબનો ઉત્કર્ષ કર્યો; એટલું જ નહિ, પણ ભાઈશ્રી નાનાસાહેબ જેવા તરુણોને* ત્યાં ખેંચી જઈ ધંધામાં પોતાના નિષ્ણાતો તૈયાર કર્યા. એક વખત યુરોપિયનો સિવાય ખાણનું મૅનેજમેન્ટ કોઈ કરી શકે નહિ એવું ગણાતું અને શ્રી પંડ્યા(નાનાસાહેબ)ને શિબપુરની માઈનિંગ એન્જિનીઅરિંગ કૉલેજમાં દાખલ થવાની પણ મુશ્કેલી પડેલી. આજે તો ઘણી માઈનિંગ કૉલેજો થઈ ગઈ છે અને એ બધીના સર્વશ્રેષ્ઠ અધિકારી એ જ શ્રી નાનાસાહેબના ભત્રીજા ડૉ. અનંત પંડ્યા છે, જેમનો પરિચય આપણે કરી ગયા. સમય અને સાનુકૂળતા હોય તો ભારતીય તરુણો જગતની કોઈ પણ જવાબદારી સંભાળવા શક્તિવાન છે એ પુરવાર થતું જ જાય છે. આજે શ્રી નાનાસાહેબ પાંચ ખાણોનું મૅનેજમેન્ટ સંભાળે છે. એટલું જ નહિ, પણ ખાણમાલિકોના મંડળમાં પણ તેમણે સારી પ્રતિષ્ઠા અને નૈતિક અસર મેળવી છે. ખાણમાલિકો સંસ્કાર અને કેળવણીમાં પ્રગતિ સાધવા ખૂબ જ ઇંતેજાર જણાય છે. શાળાનું સુંદર મકાન, સારા શિક્ષકો, સારું પુસ્તકાલય વગેરે સંગ્રહ કરતા જાય છે. મારા પરિચયાર્થે શાળામાં અને પછી બીજે એક અગાશીમાં શહેર સમસ્તના આગેવાન વેપારીઓ, વકીલો, ડૉકટરો અને અધિકારીઓના સમાગમના બે પ્રસંગો યોજાયા, તેમાં મારા પ્રવાસનો આશય, કળાનું જીવનમાં સ્થાન તથા તેની અસર વગેરે વિષયો પર મેં ભાંગીતૂટી હિંદીમાં જ વાર્તાલાપ ચલાવ્યો હતો; પણ એ ભાવિક શ્રોતામંડળે જે ઉત્સાહ અને સહૃદયતાથી તે વધાવી લીધો, તેની ખબર તો, તેનો લાંબો રિપોર્ટ બિહારના 'સર્ચલાઇટ' પત્રમાં આવ્યો ત્યારે મને પડી.

ઝરિયા મ્યુનિસિપાલિટીના સભ્યો તેમજ કેટલાક સંભાવિત ગૃહસ્થો સાથે બીજો એક મેળાપ–પ્રસંગ પણ યોજાયો હતો. મેં દરેક તકે ગુજરાતી

ગૃહોમાં તળપદી સંસ્કૃતિનાં સ્વરૂપો અને સાહિત્ય વસાવવા વિનંતી કરી હતી, જેથી બાળકો વતનના સૂરો ભૂલી ન જાય. ગુજરાતના વિદ્વાનો અને પ્રવાસીઓને મારી ભલામણ છે કે કલકત્તા જતાં આવતાં ઝરિયાનો સંપર્ક જરૂર મેળવે.

### પટણા

પટણા બિહાર પ્રાંતનું પાટનગર હોવાથી ઝરિયાના વકીલો અને વેપારીઓની સગવડ માટે રાતની ગાડીમાં ઇન્ટર ક્લાસનો એક ડબ્બો ખાસ જોડવામાં આવે છે તેમાં અમે બિછાનાં લગાવ્યાં. પછી રાત્રે ક્યાંક્યાં ગાડી બદલાઈ તેની ખબર પડી નહિ. સવારે દસ વાગ્યે પટણા જંકશન પહોંચી ગયા. પટણામાં પરિચિત વ્યક્તિ તરીકે મારા લીંબડીવાળા મિત્ર ભાઈ વિજયશંકર જાનીના પુત્ર ગુણવંત જાનીએ ફોટોસ્ટુડિયો નાખેલો છે તેને ખબર આપેલા એટલે તે ભાઈ સ્ટેશને હાજર રહેલા. આજીવિકા અને ધંધા માટે આવેલા આ પિતાપુત્રે બિહારમાં ઠીક લોકપ્રિયતા મેળવી છે. સ્વાનુભવ અને સ્વાશ્રયના પાઠો કોઈ ને કોઈ માર્ગ કરવાની આવડત આપી રહે છે તે એમના દાખલામાં મેં સ્પષ્ટ જોયું. ગુજરાતના સંસ્કારી તરુણો અને ગૃહસ્થો પરપ્રાંતોમાં સહેજ સારી છાપ અને આદર મેળવી શકે છે, કારણ કે ચીવટ, ધંધાની શાખ ને મુલાયમ પ્રકૃતિમાં ગુજરાત બીજા પ્રાંતો કરતાં કંઈક વિશેષતા ધરાવે છે. ભાઈ ગુણવંતે પટણાનાં સરકારી થાણાં, કોર્ટ ને કૉલેજવાળા લત્તામાં Shadow નામનો સ્ટુડિયો જમાવ્યો છે. બાજુમાં આવેલી કો-ઑપરેટિવ બૅંકના મૅનેજર તરીકે શ્રી વીનુભાઇ ઠાકોર સત્તર અઢાર વર્ષથી બિહાર પ્રાંતના નિવાસી બની ગયા છે તેમની મુલાકાત કરી; પણ પટણામાં શું જોવું ને કોને મળવું તે તરત નક્કી થઈ શક્યું નહોતું. શ્રી રાજેન્દ્રબાબુના જ્યેષ્ઠ પુત્ર ઉપર ચિટ્ઠી હતી તેમને બીજા દિવસે સવારે મળ્યા ત્યારે તેઓ બહારગામ જવાની તૈયારીમાં હતા; પણ પોતે સાબરમતી આશ્રમમાં આવી રહી ગએલા ત્યારથી મારા નામથી પરિચિત બન્યા હતા, એટલે તેમણે પટણાના એક બીજા જાગીરદાર રાય મથુરાપ્રસાદજી પર ચિટ્ઠી આપી તથા પટણા આર્ટ સ્કૂલના

પ્રિન્સિપલ ઉપર ભલામણ આપી. આ ઉપરાંત એક ચિઠ્ઠી હતી રાય બહાદુર રાધાકૃષ્ણ જલાન ઉપર. ક્યાં કોની પાસે જવું અને શું જોવું તે નક્કી ન હતું, પણ પટણાનું વિખ્યાત મ્યૂઝિયમ તો પહેલું જોઇ લેવું એ નક્કી કર્યું.

### પટણા મ્યૂઝિયમ

પટણા નદીકાંઠે પાઘડીપને બાર માઇલ લાંબુ પથરાએલું છે! મોટર-બસનું સાધન હોવા છતાં બીજે છેડે પહોંચવા અમારે એક કલાકનો હિસાબ ગણવો પડતો. સાધારણ અંતર કાપવા માટે તો સાઈકલ–રિક્ષાઓ અને ટાંગાઓ બહુ સસ્તા પડે છે.

પટણાનું મ્યૂઝિયમ બહુ સારી રીતે રચાએલું તથા ગોઠવાએલું છે અને આપણા પ્રાચીન અવશેષોના ઉત્તમોત્તમ નમૂના ત્યાં ક્રમસર જોવા મળે છે. નાલંદાના બધા જ સારા નમૂના ત્યાં લાવીને રાખવામાં આવ્યા છે. તે ઉપરાંત શ્રી રાહુલ સાંકૃત્યાયન હમણાં જ તિબેટમાંથી લામાઓના પોષાક, ચિતારાઓના રંગો, કેટલાંક ચિત્રપટો વગેરે લાવ્યા છે, તે પણ જોવા મળ્યાં. હજુ પણ કસબકામ, રંગકામ વગેરે માટે આ દેશ કેટલી સરસ તળપદી ચીજો ઉપજાવી શકે છે તે જોઈ આશ્ચર્ય થયું અને હિંદુસ્તાન જેવા વિશાળ અને સજાગ દેશમાં જાણીબૂઝીને આ ધંધાઓ પર દુર્લક્ષ કરવામાં આવ્યું છે તે સ્પષ્ટ થયું. વસ્ત્રો, ચિત્રો અને મકાનો રંગવા માટેના રંગોની વપરાશનો મોટો વેપાર દેશમાં ચાલતો હોવા છતાં તેની બનાવટોની કોઈ શકયતા પર આપણે ત્યાં સરકાર, વેપારીઓ કે કેળવણી ખાતાંઓ આંગળી પણ હલાવતાં નથી. પટણા મ્યૂઝિયમમાં બુદ્ધ સમયની જે મૂર્તિઓ જોઈ તેના સુંદર ફોટોગ્રાફો કે પ્લાસ્ટરની પ્રતિકૃતિઓ આજના કલાભ્યાસમાં રજૂ કરવામાં આવે તો યુરોપના વિદ્યાગુરુઓને હાથ ઘસવા પડે; પણ એ તો મ્યૂઝિયમનાં કબાટો ભરવાની જ સામગ્રી ગણાઇ છે. દેશની યુનિવર્સિટીઓ ને શાળાઓમાં એના સંસ્કારપાઠો ઝીલવા કોઈ નવરૂં દેખાતું નથી. બિહાર, યુ. પી. (અવધના સંયુક્ત પ્રાંતો) અને સી. પી. (મધ્યપ્રાંતો)માં ચારચાર યુનિવર્સિટીઓ નજીકનજીક છે; બધા પ્રાંતોની સામાન્ય ભાષા હિંદી છે;

પટણા, અલ્લાહાબાદ, લખનૌ અને બનારસમાં વિદ્યાપીઠોનાં કેન્દ્રો છે; પ્રાચીન કળાના ભંડારો ભરેલા છે; ઉત્તમ ઇતિહાસકારો અને પ્રાચ્યવિદ્યાવિશારદો પણ એ પ્રાંતોમાં ઓછા નથી; છતાં આ તરફના તરુણોમાં કલાપરીક્ષણ અને કલાભિરુચિની ગંધ માત્ર પણ જણાતી નથી, કોઇ સાહસિક પુરુષ સારાં પ્રકાશનો માટે પણ પ્રયાસ કરતા નથી અને લોકોમાં પ્રચલિત ભદ્દાં ચિત્રો તથા કદરૂપાં ધાર્મિક ચાડાં અને ચિત્રશૂન્ય નિશાળો, લાયબ્રેરીઓ ને કૉલેજો કળાબુદ્ધિની વિફળતાની સાક્ષી પૂરે છે.

## પટણા આર્ટ સ્કૂલ

તેના પ્રિન્સિપલ રાધેમોહનબાબુ મૂળ તો પટણાની હાઇકોર્ટના વકીલ હતા, પણ પટણામાં કળાભિરુચિનો અભાવ જોઈ તેમણે આ આર્ટ સ્કૂલ પોતાના જાતપ્રયાસથી સ્થાપી, ઘણી લાગવગ ચલાવી એક મોટું જૂનું સરકારી મકાન હાથ કર્યું છે. પોતે વારંવાર લેખો લખી, ભાષણો કરી તેનું પ્રચારકાર્ય કર્યું છે; પણ શાળામાં કોઈ આદર્શો હજુ સ્થિર થયા નથી. કલકત્તા, મુંબાઈ, લખનૌ, બનારસ, લાહોર વગેરે સ્થળે શું કાર્ય થઈ રહ્યું છે તેનો સંસ્પર્શ પણ નથી; પરંતુ તેમનો ઉત્સાહ અદમ્ય હતો. તેમણે બહુ પ્રેમથી મારું સ્વાગત કર્યું એક મોટી હાઇસ્કૂલ થઈ શકે એવડું મોટું મકાન તેમના કબજામાં આવ્યું છે, એટલે ખંડેખંડ વિદ્યાર્થીઓના નમૂના ભરી કાઢ્યા છે. મેં થોડીક પ્રાથમિક સુધારણાની સૂચનાઓ કરી. બિહારમાં છેલ્લી મહાસભા થઈ તે વખતે શ્રી રાજેનબાબુની સૂચનાથી બિહાર પ્રાંતના પ્રાચીન ઇતિહાસનાં કેટલાંક ચિત્રો મુંબાઇના કલાકાર ભાઈ ગોકુળદાસ કાપડિયા તથા બિહારના તરુણ કલાકાર શ્રી ઉપેન્દ્ર મહારથીએ કરે તે એ શાળાને સોંપાએલાં છે. એ ચિત્રો ખરેખર પ્રશંસનીય કૃતિઓ છે. ભાઈ કાપડિયાએ સિરાજુદ્દૌલાની તસ્વીર અને તેનું બંદૂકનું કારખાનું તેમજ બુદ્ધ સમયનાં એકબે ચિત્રોમાં બહુ સારી સંયોજનાશક્તિ બતાવી છે. ચિત્રો અતિશય આછી રેખાઓમાં હોવાથી તેનાં પ્રકાશનોમાં તે બહુ સારાં ઊઠયાં નથી. શ્રી મહારથીએ 'મિથિલામાં સીતાસ્વયંવર' ચિત્ર સારું

બનાવ્યું હતું. એ ચિત્રો કોઈ જનોપયોગી મહાલયમાં ખરેખરા માનવ માપે ચીતરવાં ઘટે છે.

## ખુદાબક્ષ લાયબ્રેરી

પટણાની નામચીન ખુદાબક્ષ લાયબ્રેરી જોવાનો મનસૂબો હું ઘણાં વર્ષથી સેવી રહ્યો હતો. આર્ટ સ્કૂલની બાજુમાં જ તે આવેલી છે. ઘણા અભ્યાસીઓએ આ ગ્રંથાલયનું નામ ઇતિહાસ-પુસ્તકોની ગ્રંથસૂચિમાં વાંચ્યું હશે, પણ તેની સમૃદ્ધિનો ખ્યાલ તો જોનારને જ આવે. ઈસ્ટ ઇન્ડિયા કંપનીના સમયમાં સરદાર ખુદાબક્ષ પટણાના એક જાગીરદાર હતા ને મુઘલ સમયના ગ્રંથો એકઠા કરી રહ્યા હતા. ઈસ્ટ ઇન્ડિયા કંપનીમાં એક બીજા અમલદારે પણ એવો સંગ્રહ કરવા માંડચો હતો. એને ખબર પડી કે સરદાર ખુદાબક્ષ પાસે બાદશાહ જહાંગીરના કેટલાક સચિત્ર ગ્રંથો આવ્યા છે, એટલે તે જોવાને બહાને તેણે તે મંગાવ્યા અને પછી ઘણો વખત દાબી રાખ્યા. અંતે સરદાર ખુદાબક્ષ તરફથી ઉઘરાણી થઈ ત્યારે જણાવ્યું કે, 'આવી ચીજો હાથમાં આવેલી કોઈ પાછી જવા દેતું હશે?' એ ઑફિસરની સત્તા આગળ કંઈ ઊપજે એવું નહોતું એટલે સરદારે મૌન રાખ્યું, પણ પોતાનો એક જાસુસ ખૂબીથી તેમની નોકરીમાં દાખલ કરી દીધો. તેણે સાહેબનું મન એટલું તો વશ કરી લીધું કે સાહેબને ઇંગ્લંડ જવાનું થયું ત્યારે સામાનની બધી વ્યવસ્થા સાહેબે તેને જ સોંપી. અમુક સામાન હરરાજ કરી દેવો અને અમુક સામાન વહાણમાં ચડાવવો એમ ઠર્યું હતું. પેલાં પુસ્તકો, અલબત્ત, વહાણમાં જ ચડવાનાં હતાં, પણ પેલા જાસુસે સિફતથી એ પુસ્તકો હરરાજીના સામાનમાં ભેળવી દીધાં અને તરકીબથી સરદાર ખુદાબક્ષને ઘેર પહોંચતાં કરી દીધાં. સાહેબને તો ઇંગ્લંડ ગયા બાદ 'ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રુએ' જેવું થયું હશે; પણ આ પુસ્તકોનું આમ અપહરણ થતું બચાવીને તથા તેનું જતન અને સંરક્ષણ કરીને મહુમ સરદાર ખુદાબક્ષે હિંદની કળા અને સંસ્કૃતિની અમૂલી સેવા કરી નામ અમર કર્યું છે.

આર્ટ સ્કૂલના પ્રિન્સિપલ રાધેબાબુની સહાયથી જ મારે આ લાયબ્રેરી જોવાની ચિઠ્ઠી હતી. આ અણમોલ ગ્રંથભંડાર એક ટ્રસ્ટીમંડળ સંભાળે છે. તેમાં સરકારી અફસર પણ હોય છે. સાહિત્ય અને તવારીખના ગ્રંથો ઉપરાંત જહાંગીરના સમયની મુઘલ ચિત્રકળાનાં અહીંનાં મોટાં પુસ્તકો તો લોખંડની તીજોરીમાં જ રાખવામાં આવે છે અને વગદાર માણસો કે પ્રવાસીઓ માટે જ તે ખોલવામાં આવે છે. ગ્રંથપાળને હજુર, જનાબ વગેરે વાતોથી રાધેબાબુએ રીઝવી બે કબાટ ખોલાવી અને મુઘલ કલમની સર્વોચ્ચ કલાકૃતિઓ પાનેપાને ઝળકી ઊઠેલી જોવા મળી. બે કલાકમાં અમે માત્ર ત્રણ ગ્રંથો જ જોયા. ખરું પૂછો તો એમાંનું કોઈ પણ એક જ ચિત્ર જોવાને બે કલાકની જરૂર હતી. હિંદી ચિત્રકળા વિષે કંઈ પણ સાચું ભાન નહિ પ્રસારવાથી જ આપણા સુશિક્ષિતોનો મોટો ભાગ તે પ્રતિ બેદરકાર છે. જેઓ આ ચિત્રો જોઈ શક્યા હોય તેઓ પારીસ, જર્મની કે ઇટાલીની કળાની પ્રશંસા કરતાં જરૂર કાટલાં બદલે. મુઘલ કળાના ચિતારાઓમાં જનતાના સામાન્ય જીવનનું સૂક્ષ્મ જ્ઞાન, પદાર્થો અને દૃશ્યોની ઝીણવટ, વનસ્પતિઓનું સચોટ સાચું નિરૂપણ, વિવિધ રંગભેદો અને ક્રિયા, તેમજ ગતિની તાદૃશતા અવર્ણનીય છે. એમના ચિત્રનિર્માણના કાનૂનો તથા રંગ અને રેખાની સ્વચ્છતા પ્રત્યેક કૃતિમાં સંપૂર્ણતાએ પહોંચ્યાં લાગે છે. ગ્રંથોમાંના અક્ષરાલેખન અને વેલબુટ્ટીઓની ભરણી તથા હાંસિયાની કળા તો આજના સુશોભનકારોને પાઠ આપે એવા છે. યુરોપ અમેરિકા પોતાની શિષ્ટ કૃતિઓને જે ચીવટ અને ચોકસાઈથી પ્રસિદ્ધિમાં મૂકી રહ્યાં છે એવું આ કૃતિઓ માટે થઇ શકે તો દુનિયાના કળાવિશારદો ઉપરાંત હિંદની જનતાને પણ નવીન રસપ્રવાહનો લાભ થાય.

**રાયબહાદુર રાધાકૃષ્ણ જલાન**

એમનું નામ અને પરિચયપત્ર મને ભાઈ નવીન ગાંધીએ શાંતિનિકેતનમાંથી આપેલાં. એ પહેલાં મને એમના વિષે કંઈ જ માહિતી નહોતી. હિંદુસ્તાનમાં કળાપ્રેમીઓ ક્યાંક્યાં વસે છે, તેમના સંગ્રહોમાં કેવાકેવી



રાયબહાદુર શ્રી રાધાકૃષ્ણ જલાન (સ્કેચ : ર.મ.રા.)

વિશિષ્ટ સમૃદ્ધિઓ છે, એ જણાવનારું સાહિત્ય કોઈ પણ માસિક કે પત્રિકામાં યથોચિત રૂપમાં આવતું નથી. કલકત્તાના 'રૂપમ' પત્રે એ કામ થોડે અંશે કર્યું; પણ તેનું પ્રકાશન ખર્ચાળ ને સાધારણ સ્થિતિને ન પોસાય એવું હોવાથી હિંદી કળા યૂરોપિયન પ્રકાશનોની છાયામાં ભુલાઈ જ ગઈ છે.

રાયબહાદુર રાધાકૃષ્ણ જલાન એક મોટા સમૃદ્ધિવાન જાગીરદાર અને વેપારી છે. 'તેમની પાસે કળાકારીગરીની અમૂલ વસ્તુઓનો સંગ્રહ છે. દેશ-પરદેશના નામચીન કલાવિશારદો, મોટા પ્રવાસીઓ, ગવર્નરો અને વાઈ-સરૉયો તેમની મુલાકાત લઈ જાય છે; પણ અમને હજુ તે જોવાની તક

મળી નથી' એટલી જ સામાન્ય માહિતી તમે પટણાના વકીલો કે બૅંકરો પાસેથી મેળવી શકો. મને પણ કંઈક આશંકાઓ હતી અને તેમાં યે હું એક સામાન્ય પ્રવાસી તરીકે તેમને ત્યાં જઈશ ત્યારે મારા માટે કેટલી તક ઊઘડશે તે વિષે હું સાશંક હતો; પરંતુ પ્રત્યક્ષ અનુભવ મારી કલ્પનાની પર નીવડયો.

'શૅડો' (Shadow) સ્ટુડિયોથી લગભગ દસ માઈલ મોટરબસમાં ગયા પછી ગંગાને કાંઠે આવતો એમણે બંધાવેલો સુંદર મહાલય એમની કલાભિરુચિનો એક નમૂનો છે. વિશાળ પટવાળી ગંગા નદીને કાંઠે રહેતા પટણાવાસીઓને હવાની લહેર અને અનેક ગામોના માલ તથા ઉતારુઓ લઈ જતી નાનીમોટી હોડીઓનાં દશ્યો કુદરતી બક્ષિસ છે. ઋતુઋતુના આકાશના રંગો અને ગંગાનાં પાણીમાં પડતી છાયાઓ તથા અમૃતઝરતી ચાંદનીની મોહનીભરી લીલા એમને સહજ છે. પ્રાચીન પાટલીપુત્રના વૈભવો અને ઉત્સવોની વાતો એ પ્રદેશ જોયા પછી જરા યે ખોટી ન લાગે; પણ આજે તો હિંદનું શોષણ બધા પ્રાંતો પર સરખી અસર કરી રહ્યું છે. પટણાની બજાર વીંધીને અમે નીકળી ગયા, પણ કયાં યે માણસોનાં મોં પર હોશ જોયા નહિ. દુકાનોમાં માખીઓ બણબણતી, મજૂરો અને રિક્ષાવાળાઓ ઘરકોની રાહ જોતા જ ઊભેલા, મોટરબસો ઉતારુ ભરાય તે માટે પા કલાકની મુસાફરી સારુ પણ કલાક રાહ જોતી. માત્ર કોઈક જ ઠેકાણે ઑફિસરો કે જાગીરદારોનાં ઘરોમાં આરામ ને સુખશાન્તિમય સગવડો જણાતી. મુંબાઈ, કલકત્તા કે દિલ્હી જેવાં શહેરો બાદ કરો તો હિંદમાં બધે આવું જ છે.

જલાનબાબુનો હવા મહેલ એકદમ નવી જ ભાત પાડે છે. તેનું સ્થાપત્ય જો કે હિંદી નથી, પણ નદીતટની શોભામાં ભળી જાય એવી ઇટાલિયન ધાટી પર કોઈ અંગ્રેજ નિષ્ણાતે તેનું વિધાન કરેલું છે. અમે આગળ તેના દરવાજામાં પેઠા કે તરત અમારી પાછળથી એક મોટી મોટર આવીને આગળ જઈ પોર્ચમાં પહોંચી. તેમાંથી એક પંચાવન કે સાઠ વર્ષના કોટપાટલૂન અને યુ. પી. ઢબની ગોળ ટોપીમાં સજ્જ ગૃહસ્થ ઊતરીને ઘરમાં દાખલ થયા.

એ જ રાયબહાદુર જહાનબાબુ હશે એમ તરત કલ્પી શકાયું. અમે પણ વાંસોવાંસ પ્રવેશદ્વાર આગળ પહોંચ્યા અને જેવું મારું કાર્ડ મોકલ્યું તેવા જ તેઓ કપડાં ઉતારતા ઉતારતા બહાર આવ્યા અને 'પધારિયે મહારાજ' કહી ભાવ ને સત્કારથી અમને અંદર લઈને બાજુના ગોળ ખંડમાં ગાદી-તકિયાની જમીન-બેઠક ઉપર બેસાડી પોતે કપડાં બદલવા અંદર ગયા. એ તકિયાઓની ચારે પાસ જૂની કાંસાની મૂર્તિઓ, કલા વિષે તેમના ચાલુ વાચનનાં પુસ્તકો, ટેલિફોન વગેરે પડ્યું હતું તે પરથી લાગ્યું કે તેમનો કળાનો રસ ઉપલકિયો નહિ, પણ વિશાળ વાચન અને અનુભવ તથા પ્રવાસોના આધારે જામેલો હતો. પોતે લખોપતિ હોવા છતાં કલાકારો અને વિદ્વાનોનો સત્કાર કરતાં જે વિનય અને નમ્રતા દાખવે છે તે આદર્શ અને દૃષ્ટાંતરૂપ છે.

## કળાનું આશ્રયસ્થાન

થોડીવારે તેઓ ધોતિયું અને પહેરણ પહેરી આવ્યા અને નોકર પાસેથી કુંચીઓ મંગાવી દ્વારપ્રવેશની વચલી ગૅલેરીમાંના કબાટોમાં બહુ જતનથી ગોઠવેલી પોતાની અણમોલ કલાકૃતિઓ જાતે જ બતાવવા લાગ્યા. થોડી વાર તેમણે અમારી પરીક્ષા પણ કરી કે આગંતુકો બતાવેલી વસ્તુઓમાં કેટલો રસ લઈ શકે એવા છે. એમની કલાભિરુચિએ માત્ર હિંદની જ નહિ, પણ ચીન, જાપાન, ઈટલી, ફ્રાન્સ, હૉલૅન્ડ વગેરે દેશોની પણ અપ્રતિમ અને અમૂલ ચીજોનો આદર કર્યો છે. દુનિયાના કોઈકોઈ ખૂણેથી હાથીદાંત, અકીક, જેઇડ, હીરા, પન્ના, પૉર્સીલેન, લાખ આદિની બનાવટો, ચિત્રકૃતિઓ અને સામગ્રીઓ સ્પર્ધા કરાવે એવા ગુણોવાળી એમણે મેળવી છે અને તે દરેકની બારીકી તેમણે પૂરી પિછાની છે. હિંદનું હાથીદાંતકામ બતાવી તે સાથે જર્મનીની પણ અજબ દાંતકૃતિ બતાવી ત્યારે લાગ્યું કે કુશળ આંગળીઓ બધે ઠેકાણે સર્જનોની હરીફાઈ કરી શકે છે. લાલ માણેકમાં કરેલી દેવીમૂર્તિ, ચીનાઈ જેઈડના આકારો, એ પથ્થરમાં કુદરતે ઉતારેલા રંગના રેલાનો માનવકળાએ કરેલો સાર્થ ઉપયોગ વગેરે મને નવા જ પ્રકારો જોવાના મળ્યા. ફ્રાન્સના રાજા સોળમા લૂઈની ઇતિહાસપ્રસિદ્ધ રાણી મેરી આન્તા-

નેત જે જબરી કલારસિકા હતી તેના મહેલની પાંચ ખુરશીઓ તેમને ત્યાં જોવાની મળી ત્યારે કથાલેખકોનાં વર્ણન પાછાં પડતાં લાગ્યાં. જાપાનમાં મેં સાત્સુમા સમયનાં વાસણોની પ્રશંસા સાંભળી હતી. તેનું એક પણ પાત્ર બજારમાં ઉપલબ્ધ નથી, એટલે એ કેવાં હશે તે જાણવાનું મન રહી ગએલું. જલાનબાબુએ એક કબાટ ખોલી સાત્સુમા સમયનો એક મોટો કૂજો બતાવ્યો ત્યારે મેં રોમાંચ અનુભવ્યો. તેની ઉપર હાથ ફેરવ્યો. તેની મોહક ઠંડી ચ-ળકી ઉપર નજર ઠરાવી અને અસંખ્ય ચીનાઈ પ્યાલારકાબી કરતાં તેની કિમત કેમ વધી છે તે અનુભવ્યું.

ઘરનો એકેએક ખંડ અનેરી વસ્તુઓથી ઠાંસીને ગોઠવેલો હતો. બે કલાક થવા આવ્યા છતાં ઘણું જલદી પતાવતાં યે તેમનાં ચિત્રો અને ગ્રંથોનો ખંડ તો બાકી જ રહ્યા. તેમની વાતોમાં રસ, પ્રેમ અને આદર હતાં; સાથે



જલાનબાબુએ કબાટ ખોલીને જાપાનના સાત્સુમા સમયનો અમૂલ કૂજો કાઢીને મને બતાવ્યો.

વાર્ધક્યનું વાત્સલ્ય પણ વરસતું હતું. બહાર બીજા પરોણા આવી પહોંચ્યા હતા, છતાં અમને વિદાય આપવાની જરા યે ચેષ્ટા તેમણે ન કરી. જલ અને ઉપાહાર મંગાવ્યાં અને ગંગાને કિનારે ઝૂલતી અગાશીમાંથી પૂર્ણિમાનો ચંદ્ર રૂપું રેલાવી રહ્યો હતો ત્યાં એમના એ આતિથ્યે અમને આભાર અને આશ્ચર્યની સીમા ભુલાવી દીધી. વાતવાતમાં તેમણે મારી પાસેનાં ચિત્રો જોવા ઇચ્છા બતાવી અને તે નિમિત્તે બીજા દિવસ માટે અમને સર્વને જમવા નોતર્યાં. અલ્પ પરિચયે એ આમંત્રણ સ્વીકારવું કે નહિ તેનો ક્ષોભ હું અનુભવી રહ્યો હતો ત્યાં એમણે કહ્યું કે 'આપ જરૂર પધારિયે; આપકા જૂઠા (એઠ) મેરા ઘરકો પાવન કરેગા.' વિનયવાક્યની હદ થઈ ગઈ અને અમારાથી એ આમંત્રણનો અસ્વીકાર ન થયો.

## વિશેષ પરિચય

બીજે દિવસે સાંજે અમે સમયસર ગયા ત્યારે એમણે કેટલાક ગ્રંથો કાઢી રાખ્યા હતા. ઉપરાંત મુઘલ સમયનાં વસ્ત્રો, છીંટો, રૂમાલો આદિ જોયાં ત્યારે અમારી ખાત્રી થઈ કે એ સમયનાં ચિત્રોમાં કે ચિત્રોનાં પાત્રો પર ચિતારાઓએ ક્યાં યે ખોટું સોનું કે કસબ દેખાડયાં નથી. બેગમોના તંબૂની કનાતનો એક જ ટુકડો જોયો તો તે આખો સોનેરી ભરત પર ગુલાબના બુટ્ટાથી ભરેલો હતો. એવા તંબૂની એક આખી છત તેમના એક ખંડમાં છતની જગ્યાએ જડાવેલી હતી અને સાથે જ ભીંત પર એક ચિત્ર હતું તેમાં એ જ રંગ અને ભાતવાળી છત બતાવેલી હતી. આમ એમણે છૂટક મળેલા પદાર્થો અને કૃતિઓને તેમના મૂળ પ્રસંગો કે સ્થાન સમેત સમજવા ખૂબ પ્રયત્ન કર્યો હતો, જે અઢળક ધનસાધન વગર અશક્ય જ બને. એક ખંડમાં શ્રી અવનીબાબુએ પોતાના પૂર્વ કાળમાં અંગ્રેજી ઢબે કરેલું એક ઑઈલ પેઇન્ટિંગ પણ જોયું.

તેમણે મારી પાસેના ગુજરાતના ચિત્રપટો (એ ળિયા) જોયા એટલે પોતાના સંગ્રહમાંથી નેપાળનો એક સુંદર ચિત્રપટ બતાવ્યો, જેમાં કોઈ રાજકુમારનો જીવનવૃત્તાંત આલેખેલો હતો.

જમવાના ખંડમાં એમણે બધી બાજઠો આરસની કરાવેલી હતી. ત્યાં કેટલાંક શસ્ત્રો પણ જોયાં. એક દ્વાર ઉપર હૉલૅન્ડમાં બહુ વિરલ ગણાતાં ચીની ચોરસાં બહુ ઉચિતરીતે જડાએલાં હતાં. પોતે સાથે બેસી પોતાના અનેક અનુભવો કહ્યા, જેમાં પોતે યુરોપ આખો ઘૂમી આવ્યાની વાત કરી; પણ ત્યાં હૉટેલમાંથી પાણીનો છાંટો યે લીધો નથી એ હકીકત કહી. આવા સદા-ગ્રહચુસ્ત પણ મહા શ્રીમંત કલાભક્તનો પરિચય અને મેળાપ મને જીવનની ધન્ય પળ લાગી. રાતના દસ વાગ્યે વિદાય લેતાંલેતાં તેમના ભાવનો છેલ્લો શબ્દ એ હતો કે, 'મહારાજ, પુનઃ પટણામેં આનેકા હો તો મેરે હી મકાન પર ઠહરના પડેગા.'

## નાલંદાનું પ્રાચીન વિદ્યાપીઠ

પટણાની પ્રાચીન ઇતિહાસગાથા તો અપૂર્વ અને અથાગ છે. તે સમજવાને અથવા તેની કંઈક ઝાંખી કરવાને ઇતિહાસગ્રંથો અને સંગ્રહાએલા અદ્દ્ભુત અવશેષોનો અભ્યાસ થવો જોઈએ; પરંતુ પટણાની તદ્દન નજીક જ બખ્ત્યારપુર નામના બીજા એક સ્ટેશનથી બદલાતી નાની ગાડીમાં નાલંદા સ્ટેશને પહોંચાય છે અને તે પછીનું સ્ટેશન રાજગૃહીનું છે, જ્યાંનાં વનોમાં બુદ્ધ ભગવાને નિવાસ કર્યો હતો અને ઉપદેશ આપ્યો હતો. પ્રાચીનતા–પ્રેમી પ્રવાસીઓ આ બે સ્થાનોની પ્રાચીનતા અને પવિત્રતાનાં વર્ણનો કરતાં થાકતા નથી. એમની વાણી પર કોઈ કલ્પનાનો આરોપ મૂકી શંકા કરે તો તેનું નિવારણ કરવા માટે પણ પ્રત્યેક સંસ્કારી હિંદીએ આ તરફના પ્રવાસમાં તેનું દર્શન કરવા નિશ્ચય કરવો જોઇએ. રાજગૃહી અને નાલંદા બંને એક જ દિવસે જોવાનો પ્રયત્ન ઘણા કરે છે; પણ અવલોકન અને ચિંતન માટે તો એ દોડધામ નકામી જ બની જાય. મારે વખતના અભાવે રાજગૃહીની મુલાકાત જતી કરવી પડી. ત્યાંની વનશ્રી અને પહાડી સૌંદર્ય વચ્ચે આવેલાં પુરાણા ઇતિહાસથી ભરચક અનેક પ્રાચીન ધામોનાં ખંડેરોવાળાં ચિત્રો જોયેલાં એટલે તે જતું કરતાં બહુ વસમું લાગ્યું; પણ શિલ્પ ને સંસ્કારસામગ્રી જોવાનું

નાલંદામાં વધારે હતું.

હાથમાં અક્કેકી થેલી ને ઉપાહારનો ડબ્બો લઈ, સવારમાં ૭ વાગ્યે પટણાથી નીકળી, આઠ વાગ્યે બખ્ત્યારપુરમાં ગાડી બદલી, દસ વાગ્યે અમે નાલંદા સ્ટેશને ઊતર્યા. અહીં ક્યાં યે સારા ઉપાહારગૃહની ગોઠવણ નથી. વળી અહીંથી પ્રાચીન સ્થાન તો ત્રણ માઈલ દૂર છે ને ત્યાં જવાની સડક હજી હવે બાંધવા માંડી છે, એટલે મોટરબસ કે રિક્ષા જઈ શકે એમ નહોતું. અમે પગપાળા જ ઝુકાવ્યું અને સપાટાબંધ ત્યાં પહોંચી ગયા. ગરમી જણાતી હતી એટલે પહેલાં પૂરું ક્ષેત્રદર્શન કરી પછી આરામ લેવાનું ઠરાવ્યું. દૂરથી નાની ટેકરી જેવા દેખાતા ઢગલાઓ પાસે જતાં પંદર કે વીસ ફૂટ ઊંડા ખોદાણમાં મળી આવેલા મોટા માર્ગો, કમાનો અને નિવાસગૃહોના વિશાળ પાયા ભૂતકાળની એ મહાન નગરીનું સ્વપ્ન ખડું કરે છે; પણ એ નગરી અનોખી જ હતી. એમાં નહોતો ધીકતો વેપારવણજ કે નહોતી વ્યાપારી વણઝારોની ગરદી. એ તો સાક્ષાત્ સરસ્વતીનું મહાધામ હતું. એ સમયની દુનિયાને ખૂણેખૂણેથી આવેલા દસેક હજાર પંડિતો પ્રતિવર્ષ ત્યાં વિદ્યાર્થી બનીને ભણી રહેતા. દરેક વિદ્યાનું ઉત્તમોત્તમ પદ ત્યાં મેળવે ત્યારે જ જીવનની સિદ્ધિ મનાતી. મહારાજાઓ અને શ્રીમંતોએ એ વિદ્યાર્થીઓ તથા વિદ્યાધામના નિર્વાહ માટે ગામોનાં ગામ દાન કરી દીધાં હતાં. જગતનાં આત્મોત્કર્ષમાં સહાય થાય એવી પ્રત્યેક વિદ્યા ત્યાં શીખવાતી. ચીન, કમ્બોજ, જાવા, સુમાત્રા ને મલાયાના આચાર્યો ત્યાં દીક્ષા લેવા આવી જતા. આજે બનારસમાં હિંદુ યુનિવર્સિટી ૫૦૦૦ વિદ્યાર્થીઓનો વિદ્યાભ્યાસ સંભાળતાં કેવી કઠણ નાણાંભીડ ભોગવે છે તેનો વિચાર કરીએ તો અગિયારમા સૈકા સુધી જાહોજલાલીના શિખરે પહોંચેલી એ નાલંદાની વિદ્યાપીઠના સંસ્કારનું ઋણ ભારત પર કેટલું હશે તેનો કંઈક ખ્યાલ આવશે. એનો ઇતિહાસ અને એનાં અવશેષ ચિત્રો પણ આપણા અનેક પ્રણામને પાત્ર બને છે. એનો વિસ્તૃત પરિચય આપનારું વિપુલ સાહિત્ય સુપ્રાપ્ય છે એટલે તેનો વિસ્તાર અહિં અસ્થાને છે.

અમે વિશાળ નિવાસગૃહો જોયાં. વ્યવસ્થિત માર્ગો જોયા, મકાનોની પીઠ પરનું વિવિધતામય ભાસ્કર્ય જોયું, સ્તૂપો અને બુદ્ધમૂર્તિઓ જોઈ. અહીંના એકેએક ભાગ ઉપર સરકારી આર્કીઑલૉજી (પુરાતત્ત્વ) ખાતાની બારીક નજર છે અને બતાવનાર ભોમિયાની મદદથી ક્રમસર જોઈ શકાય છે. અહીંના ખોદકામમાંથી મળેલા પદાર્થો અને મૂર્તિઓ સુરક્ષિત રીતે નજીકના મ્યૂઝિયમમાં રાખવામાં આવ્યાં છે અને ત્યાં એક અધિકારી પણ રહે છે. કેટલીક સરસ કૃતિઓ તો પટણા મ્યૂઝિયમમાં છે. એકાદ કલાકમાં અમે ક્ષેત્રનિરીક્ષણ પૂરું કરી મ્યૂઝિયમ તરફ ગયા. આંબાની ઘટાઓ વચ્ચે મીઠા પાણીનો કૂવો અને થોડા બંગલા મુસાફરને થોડી વાર આરામ અને તાજગી આપે છે. કૂવાનું પાણી તો એટલું મધુર હતું કે મારા આખા પ્રવાસમાં તેનો સ્વાદ યાદ રહી ગયો. નાલંદાના સ્થાપકોએ સંપૂર્ણ વિચાર-પૂર્વકની યોજના કરીને જ રચના કરી હશે. આસપાસની ખેતી પણ બહુ સરસ અને ફળદાયી જણાઈ.

વૃક્ષચ્છાયા નીચે બેઠક જમાવી અમે ઉપાહારનો ડબ્બો ખાલી કર્યો,—કૂવાનું પાણી બધું જ હજમ કરી આપશે એવી ખાત્રી સાથે—અને પછી મ્યૂઝિયમ જોવા ઊપડ્યા. મ્યૂઝિયમ એક નાના મકાનમાં જ છે. ત્યાંના ક્યુરેટર શ્રી સેનને મારું કાર્ડ પહોંચતાં પોતાના નિવાસગૃહમાંથી ખાસ મળવા આવ્યા. તે ઘણાં વર્ષો સુધી મુંબાઇની ધારાપુરી(એલીફન્ટા)ની ગુફાના ક્યુરેટર તરીકે અધિકાર ભોગવી ગયા હતા, એટલે મારા નામને તેમણે સત્કાર્યું અને સામાન્ય માણસની નજર બહાર સહેજે જાય એવી મૂર્તિઓ, છાપો ને ધાતુપ્રતિમાઓ બતાવી. આપણા સુવર્ણકારો, શિલ્પકારો અને ચિત્રકારોનાં પાઠ્ય સાધનો તરીકે આ વસ્તુઓ મળે તો તેઓ જરૂર અજબ પ્રતિભાનું દર્શન અને પ્રસાદ પામે.

રાત ત્યાં રહેવાય એવી કોઈ સોઈ નહોતી અને સાંજે પાછી વળતી ટ્રેન અમારે પકડવાની જ હતી, એટલે બાળકને મીઠાઇનો ભર્યો થાળ મૂકી ઊઠી જવું પડે એવી લાગણી સાથે અમે ત્યાંથી ચાલી નીકળ્યા અને

સાંજે તો પાછા પટણામાં હાજર થઈ શકયા.

### પુરાણપ્રસિદ્ધ કાશી

પ્રવાસમાં ધાર્યા કરતાં વધુ રોકાણ થવા લાગ્યું અને બનારસ પહોંચવાની તારીખોમાં મોટો ફેર પડી ગયો. હિંદુ યુનિવર્સિટી બંધ થઈ ગઈ હશે, મિત્રો બહારગામ ચાલ્યા ગયા હશે, એ બધા ભય સામે અમારી મોટી આશા અને આશ્વાસન કાશીનું 'ભારત કલા ભવન' જોવાનાં હતાં. યુનિવર્સિટી તો બંધ થઈ જ ગઈ હતી, પરંતુ તેની આયુર્વેદિક કૉલેજના પ્રિન્સિપલ, આપણા જાણીતા ગુજરાતી શ્રી બાલકૃષ્ણ અમરજી પાઠકે મારી રાહ જોઈ જોઈ અંતે નછુટકે અગત્યની કામગીરીએ બનારસ છોડેલું; છતાં પોતાને ઘેર અમારા આતિથ્યની પૂરી સૂચનાઓ અને વ્યવસ્થા મૂકતા ગયા હતા. માત્ર અમને એમના સૌજન્યપૂર્ણ સમાગમનો લાભ ન મળ્યો. મહામના પંડિત માલવીયજીનું દર્શન પણ ન થઈ શકયું. બાકી રહેલા પ્રાધ્યાપકોમાં પંડિત શ્રી સુખલાલજીની ટૂંકી મુલાકાતનો ક્ષણિક લાભ પામી અમે અમારું મથક કાશીમાં જ શ્રી રેવાબાઈ ધર્મશાળામાં ફેરવી નાખ્યું અને પહેલી જ તકે 'ભારત કલા ભવન'ના સંસ્થાપક, હિંદી સાહિત્યના અભિજાત ઉપાસક અને સર્જક રાય શ્રી કૃષ્ણદાસજીની શોધ કરી. રાત્રે તેમને ખબર મળતાં જ માણસ સાથે કહાવ્યું કે સવારમાં તેઓ પોતે જ અમારા મુકામે આવશે.

### રાય શ્રી કૃષ્ણદાસજી

એમનું નામ આજે હિંદી સંસ્કાર-મંડળોમાં અગ્ર શ્રેણીમાં છે. કાશીના એક પુરાણા ખાનદાનના તે વંશજ છે. તેમનું વિશાળ મકાન બરોબર ઘાટ ઉપર બંધાવેલું છે. કેટલીયે ગલીકૂંચીઓ વીંધી ત્યાં પહોંચતાં પ્રથમ તો અકળામણ જ થાય; પણ એમના ઘરના ઝરૂખા અને અગાશીમાંથી ગંગાજીના ઘાટનું ઉપર જે દર્શન થાય છે તે તિથિએ તિથિએ નવીનતાઓની અમૂલ્ય લહાણી કરે છે. પોતે આજે ૫૦ વર્ષ ઉપરની વયે પહોંચ્યા હશે. બચપણથી જ કવિઓ, વિદ્વાનો અને કલાકારોના સહવાસમાં ઊછર્યા છે. સંસ્કૃત, અંગ્રેજી અને હિંદી



કાશીના સાહિત્યકલા-રસિક સજ્જન અને યુક્તપ્રાંતોના
અગ્રગણ્ય કલામર્મજ્ઞ રાય શ્રી કૃષ્ણદાસજી (સ્કેચ: ર. ગ. રા.)

સાહિત્યના મર્મજ્ઞ છે. એમના ચારિત્ર્ય અને વિદ્વત્તાની સુવાસ ચારે તરફ એકસરખી પમરી રહી છે. એમનું ગદ્ય એક અનોખી પ્રતિભા ધરાવે છે. એમનું મિત્રમંડળ વિશાળ છે. ઈ. ૧૯૧૮માં હું કલકત્તાના પ્રવાસે પ્રથમ

નીકળેલો ત્યારે તેઓ 'હેસ્ટિંગ્સ હાઉસ' નામના બનારસ કૅન્ટોન્મેન્ટના એક મકાનમાં રહેતા હતા અને કલારસિક પુરુષ તરીકે એ સમયે પણ મિત્રોમાં એમની ખ્યાતિ હતી. સ્વ. મોતીભાઈ અમીન પણ એ પ્રવાસમાં હતા. તેમના સ્નેહી આસિ. કલેકટર શ્રી છોટુભાઈ દેસાઈએ અમને તેમની મુલાકાત કરાવી હતી. તે વખતે તેમના ઘરમાં પુરાણી ચિત્રકળાનું મહાભારત જોયું હતું. એ મુલાકાત પછીના આ બધા સમય દરમિયાન તેમણે એ શૉખનો એવો તો ઉત્તમ પરિપાક કર્યો છે કે તેઓ આજે યુ. પી.(યુક્ત પ્રાંતો)ના એકલા અને અગ્રગણ્ય કલામર્મજ્ઞ ગણાય છે. એમના જીવનસમગ્રતના પ્રયાસથી 'નાગરી પ્રચારિણી સભા' ના આશ્રયે કાશીમાં જ તેઓ એક સરસ ચિત્રાલય અને શિલ્પસંગ્રહ જમાવી શકયા છે. આજે પણ પોતાનો બધો સમય અને શક્તિ તેઓ માત્ર એ સંસ્થાના જ સંવર્ધનમાં ખર્ચી રહ્યા છે. અમારા ખબર મળતાં જ, પોતે એક નવા સંશોધન માટે પટણા જવાનું ધારેલું તે તેમણે બેત્રણ દિવસ આઘું ઠેલ્યું.

સવારે નવ વાગ્યે તો એમની મૃદુ હાસ્યમય સૌમ્ય મુદ્રાનું, ધર્મશાળાની ઓરડીના બારણામાં જ દર્શન થયું. વર્ષોનું અંતર વીત્યા છતાં ચિરસંબંધીની જેમ તેઓ ભેટીને મળ્યા. પોતાનું મકાન છોડી અહીં કેમ રહ્યા તે બાબત નરમ ઠપકો આપ્યો, મારા પ્રવાસનો આશય ટૂંકામાં સમજી લીધો અને સમયની કિંમત પિછાનવાવાળા તેમણે પહેલી સૂચના એ કરી કે અમારે ગરમી વધે તે પહેલાં સારનાથનું ચક્કર લગાવી આવવું; અને પોતે ભારત કલા ભવનમાં જ અમારી રાહ જોતા આખો દિવસ રોકાશે એમ નક્કી કયુ.

સારનાથ જવાને અમે છકડો કરી લીધો. કાશીમાં ભાડાની ગાડીના 'છકડો' અને 'ટાંગો' એવા બે પ્રકાર છે. ટાંગો મોટી પહોળી નીચી ડૉગકાર્ટ જેવો હોય છે. તેમાં ઘોડા તરફ પીઠ રાખી, પાછળ પગ રાખી બેસવાની સગવડ હોય છે. છકડો તો નાનકડી દેરી જેવો. બેસનારા એકબીજાની પીઠ અડાડી અંદર બેસે, હાથ વડે ખૂણાની દાંડીઓ પકડી રાખે અને પગ બહાર

લટકાવી દેવાના ! એ છકડા પાસેપાસેથી પસાર થાય ત્યારે પગનું જોખમ ખરું જ; પણ કાશીની ગલીઓમાં તો એ જ વાહન રસ્તો કરી શકે, કાશીની પ્રજા પણ એ જ પસંદ કરે. ટાંગો તો સાહેબ લોકોની સગવડ માટે નિર્માયો છે. તેનું ભાડું પણ વધારે. છકડાવાળા તો કેમ કરી નિર્વાહ કરી શકતા હશે તેનો યે વિચાર થાય. અમને સારનાથની દસથી બાર માઈલની મુસાફરી સારુ ત્રણ જણ માટે માત્ર સવા રૂપિયામાં છકડો મળ્યો, તેમાં વળતી વખત ભારત માતાનું મંદિર પણ જોવાનો ઠરાવ હતો. છકડા-માં બેસવું ફાવે તો લહેર તો આવે છે જ; જાણે આપણે જ રસ્તા પર દોડતા જતા હોઈએ એમ છૂટથી આસપાસનું જીવન નીરખવાનું મળે. સારનાથ પહોંચતાં સુધીનો અમારો રસ્તો નગરના લોકજીવનના થરો જોતાંજોતાં સહેજમાં પસાર થઈ ગયો.

### સારનાથ

આ એ જ સ્થાન, જ્યાં ભગવાન બુદ્ધે પ્રથમ ધર્મપ્રવચન કર્યું હતું તેના સ્મરણમાં અહીં *મૂલ ગન્ધકૂટિ વિહાર* નામનો મઠ બંધાયો હતો, એક અતિ ઉચ્ચ કોટિનો કલામય સ્તૂપ હતો, વિહારો હતા; એક વિશાળ વન હતું, તેમાં હરણોનો પાર નહોતો. તે પરથી ત્યાંની બૌદ્ધ મૂર્તિને લોકો 'સારંગનાથ' કહેતા, જેનું રૂપાંતર આજે 'સારનાથ' થયું છે.

આ સ્થાનના ખોદકામમાંથી અતિ ઉત્કૃષ્ટ પ્રકારનું શિલ્પ અને પ્રતિ-માઓ મળી આવ્યાં છે, તેનું સંગ્રહસ્થાન બાજુમાં જ છે. તેને લગતી પુસ્તિકા પણ ત્યાં મળે છે. એટલે પ્રવાસીને ઘણી સરળતા થાય છે. આ સંગ્રહ જોવાનો નિયત સમય છે. જુદાજુદા દિવસે જુદોજુદો સમય છે, તેથી તેનું જ્ઞાન પામ્યા વિના કોઈ જાય તો ઘણો ખોટીપો થાય અથવા ફેરો અફળ જાય. અમે પહોંચ્યા ત્યારે એક જ કલાક ખુલ્લું રહેવાને બાકી હતો, એટલે તેનો પૂરતો લાભ લીધા પછી જ અમે ત્યાં થએલા ખોદકામનો વિસ્તાર જોયો. તેમાં એક મોટા સ્તૂપનું ખંડિયેર પહેલું ધ્યાન ખેંચે છે. એક વખત તેની ઉપરથી તે નીચે સુધી પુષ્પો, હરણ અને હાથીઓના વેલ-કંદોરા ભર્યા



સારનાથનો પ્રાચીન બૌદ્ધ સ્તૂપ (ફોટો · પંચાણભાઈ વારા, જામનગર) : સારનાથના ખોદકામમાંથી મળી આવેલી ભગવાન બુદ્ધની અપ્રતિમ શિલ્પમૂર્તિ—જે એના સૌન્દર્ય તેમજ પ્રસન્ન અને સાત્ત્વિક ભાવ માટે વિખ્યાત છે.

હશે. આજે તો બહુ જ થોડા ભાગમાં તેની નિશાનીઓ છે, જે ઉત્તમ કલાવિધાનની પ્રતીતિ આપે છે. બાજુમાં વિહારો, રસ્તાઓ અને ઘરોના પાયા સ્પષ્ટ દેખાય છે. આ સ્થાનમાંથી મળેલા જે નમૂના સંગ્રહસ્થાનમાં છે તે પરથી અતિ ઉત્કૃષ્ટ કોટિની સંસ્કૃતિનું તે ધામ હશે એમાં શંકા રહેતી નથી. ભારતીય શિલ્પ માત્ર બજારુ હેતુઓ પર પાંગર્યું નહોતું. જીવનને ઘાટ આપનારાં અનેક તત્ત્વોની પ્રેરણાથી ભારતની કળા પણ ભારતના વેદાંત કે કાવ્યસાહિત્ય જેવી જ ઉચ્ચ કક્ષાએ પહોંચી હતી. નૃત્ય, શિલ્પ, ચિત્ર અને સાહિત્યમાં એ કળાઓના પ્રણેતાઓએ યોગ, તપ અને અભ્યાસથી જે સંસિદ્ધિ પ્રાપ્ત કરી હતી તેનો આદર સરખો કરવાની બુદ્ધિ પણ આપણામાં પ્રકટી નથી એ શોચનીય છે. હિંદમાં બૌદ્ધ ધર્મના હ્રાસ પછી તેની ઉપજાવેલી સંસ્કૃતિનું મૂલ્ય આ દેશને નહોતું તેથી અનેકગણું ચીન, જાવા, સીલોન, તિબેટ આદિ દેશોમાં સચવાયું હતું; અને ત્યાંના ઉપાસકો તથા પંડિતોએ આ ભૂમિને તીર્થ સમજી ફરીવાર આજે તેના સંશોધન અને સમુદ્ધારના જે પ્રયત્નો કર્યા છે એટલે દરજ્જે હિંદી સરકાર પણ કરી શકી નથી.

### સારનાથ નામ કેવી રીતે પડયું

બુદ્ધ ભગવાન પૂર્વાવતારમાં હરણોના એક ટોળાના રાજા જન્મ્યા હતા. કાશીના રાજાને શિકારનો શોખ હતો તેથી તે અનેક હરણોનો નાશ કરવા લાગ્યો. તે જોઈ હરણ બોધિસત્ત્વે રોજ એક હરણ તેના ભોજન માટે મોકલવાનું કહી શિકાર બંધ કરાવ્યો. કાશીરાજે પણ તે વાત કબૂલ રાખી. એ રીતે રોજ એક હરણ અપાતું. એકવાર એક હરણીનો વારો આવ્યો. તેણે પોતાના મુખી હરણ બોધિસત્ત્વને જણાવ્યું કે તેની સાથે તેના ગર્ભમાં રહેલા હરણની પણ હત્યા થાય એ અન્યાય ગણાશે. હરણરાજને દયા ઊપજી એટલે તેના બદલે પોતે વારો ભરી દેવાનો નિશ્ચય કર્યો અને કાશીરાજ પાસે જઈ બધી વાત સમજાવી પોતાની ડોક ધરી. કાશીરાજ એ સાંભળી મહા પશ્ચાત્તાપ કરવા લાગ્યા અને કહ્યું: 'ખરેખર મનુષ્યરૂપે હું મૃગ છું અને મૃગરૂપે તું દેવ છે.' તે પછી તેણે હરણનો ઘાત સદંતર બંધ

કર્યો. ત્યારથી એ વનનું નામ સારંગનાથ પડ્યું; પણ તેને ખરેખરી પ્રસિદ્ધિ તો ભગવાન બુદ્ધે ત્યાં રહી ધર્મચક્ર ગતિમાન કર્યું (ધર્મોપદેશ કર્યો) ત્યારથી થઈ છે. એ સમયના ખાસ અવશેષો કંઈ મળ્યા નથી.

એ સ્થાનની પ્રતિષ્ટા અર્થે સમ્રાટ અશોકે એક ઊંચો પીળા આરસનો સ્તંભ ઊભો કર્યો હતો. તેના આજે મળી આવેલા ખંડો શિલ્પનો એક આશ્ચર્ય પ્રકાર છે. તેનો મથાળાનો ભાગ અહીંના સંગ્રહસ્થાનમાં છે. એવો કઠણ પથ્થર ઘડીને તેના પર જે એક પ્રકારનો ઓપ લાવવામાં આવ્યો છે તેની ક્રિયાની માહિતી હજુ સુધી કોઈ આપી શક્યું નથી. એવા આઠેક સ્તંભો બુદ્ધના અવશેષોવાળા સ્તૂપોની જોડે અશોક મહારાજે બંધાવ્યા હતા તેના પરનું સાંપ્રદાયિક શિલ્પકામ કોઈ વિદ્વાન બુદ્ધ આચાર્યની નજર તળે થયું હશે, કારણ કે તે પર દર્શાવેલાં ચિહ્નો ગ્રંથોના આધાર પ્રમાણે જ છે. ગુપ્ત રાજ્યકાળમાં બ્રાહ્મણધર્મ અને કળાઓનો સુવર્ણયુગ હતો, છતાં બૌદ્ધોને કોઈ પ્રકારની હરકત નહોતી થતી.



સારનાથની પ્રતિષ્ઠા અર્થે અશોકે ઊભા કરેલા પીળા આરસના ઊંચા સિંહસ્થંભનો મથાળાનો આ ભાગ એ કળાના શિલ્પકૌશલ્યનો ઉમદા નમૂનો ગણાય છે.

૧૧મા સૈકા સુધી સારનાથનું ધામ જીવતુંજાગતું હતું. ૧૨મા

સૈકામાં પરદેશી યવનોનાં આક્રમણોએ તેનો ધ્વંસ કરી નાખ્યો. ૧૮૩૬માં હિંદના આર્કીઑલૉજી ખાતાના વડા જનરલ કનિંગહામે તેનું ઉત્ખનન (ખોદકામ) કરી તે પર પ્રકાશ પાડ્યો તે પહેલાં ત્યાંના કેટલા યે પથ્થરો ને ચાલીસેક મૂર્તિઓ વારણા નદીનો પુલ બાંધવામાં નદીમાં ખડકાઈ ગયાં હતાં. કનિંગહામ પછી લગભગ સો વર્ષ સુધી સારનાથનું નામ કોઈએ લીધું નહિ. ૧૯૦૬–૭ માં સરકારી ખાતાના વિદ્વાનોએ તેના લેખો, શિલ્પ ને સમારકામ ઉપર ધ્યાન આપ્યું.

## મૂલ ગન્ધકૂટિ વિહાર

જે ભક્તિ અને ઉપાસનાએ સારનાથનો સંસ્કારદેહ ઘડ્યો હતો તે તો હવે કોણ જાણે પાછાં ક્યારે જન્મશે; પણ સીલોનના બૌદ્ધ સાધુ શ્રી અનાગરિક ધર્મપાલે એ સ્થાનની પુનઃપ્રતિષ્ઠા માટે સંકલ્પ કરીને અમેરિકા આદિ દેશોમાં ભ્રમણ કરી, દ્રવ્ય એકઠું કરી, અસલ સ્થાનનો નિર્ણય કરી, ત્યાં એક ચૈત્ય મંદિર અને વિહાર બાંધ્યાં છે. એ મંદિર બંધાયું ત્યારે મોટો ઉત્સવ થયો હતો અને નવા ચૈત્યમાં બુદ્ધ ભગવાનના ખરા અવશેષો, જે સરકારી ખાતાને ગાંધારના સ્તૂપોમાંથી મળેલા, તે એક સુવર્ણ-મંજૂષામાં મૂકી, હાથી ઉપર પધરાવી, સરકારી અમલદાર શ્રી દયારામ સહાનીએ ત્યાં અર્પ્યા હતા.



૧૯૧૩માં શ્રી અનાગરિક ધર્મપાલના પ્રયત્નથી સારનાથ વિહારનો જીર્ણોદ્ધાર કરીને જેની પુનઃ પ્રતિષ્ઠા કરવામાં આવી તે 'મૂલ ગન્ધકૂટિ વિહાર'.

પણ એ સ્થાનની વિશેષતા તો એ ચૈત્યમંદિરની અંદરની વિશાળ ભીંત પર આલેખેલાં બુદ્ધ-જીવનનાં ચિત્રો છે. અજન્તાની શૈલીનો આધાર લઈ જાપાની કલાકાર નોસુએ પૂર્ણકાય માનવપાત્રો દોરીને બુદ્ધકથા પુનઃ ત્યાં સજીવ કરી છે. એ કલાકારે ધર્મપ્રીતિથી જ એ કામ કર્યું છે, એટલે એ ચિત્રો દ્વારા જે વાતાવરણનો અનુભવ થાય છે તે પાવનકારી નિર્મળ આનંદ આપી શકે છે અને કળાને પ્રેરનારા આદર્શો ઉચ્ચ હોય તો કેવું પરિણામ આવે તેનો સુંદર નમૂનો પૂરો પાડે છે. આ ચિત્રકામ જોવાને હું ઘણાં વર્ષોથી ઇંતેજાર હતો, એટલે અમારી કંઈક કસોટી કરવાને દૈવઘટના એવી બની કે બીજું જોવાના તાનમાં વિહાર ખુલ્લો હોવાનો સમય ધ્યાનમાં રહ્યો નહિ અને રખવાળ કૂંચીઓ લઈ કયાંક જતો રહેલો. સુભાગ્યે ભાઈ વ્રજલાલે શાંતિનિકેતનમાં આવી ગએલા એક તિબેટી બૌદ્ધ સાધુને નિવાસગૃહમાંથી શોધી કાઢચા અને એકાદ કલાકની હડફડ કર્યા બાદ કૂંચીવાળા નોકરનો પત્તો મેળવ્યો. અહીંના વિહારના એ સાધુઓનો પરિચય પણ બહુ આહ્લાદક અને સુવાસમય બને છે. કેવા તેજસ્વી, નમ્ર અને તરુણ સાધુઓ સ્મિતભર્યા વદને એ વિહારની સેવામાં અને બૌદ્ધ સાહિત્યના પ્રચારના કાર્યમાં અવિરત પડચાપાથર્યા રહ્યા છે એ જોઇએ ત્યારે આપણાં છીછરાં સેવામંડળો અને સહાયકદળોના માનસ પર અનુકંપા ઊપજે. આજે પણ જે એ ધર્મને આવા સેવાભાવી અને ત્યાગી માનવો મળી રહે છે, તો પછી ખુદ ભગવાન તથાગતના પાવક પરિચય અને સમાગમથી સર્વાર્પણ કરનારા દૈવી જીવોની વાત શી કરવી? અનેક વિચારોથી ઘેરાતા અમે તે સ્થાન છોડ્યું ત્યારે જ ખ્યાલ આવ્યો કે સવારથી અત્યાર સુધી પેટમાં જરા યે ટેકો મળ્યો નથી.

## ભારત માતા મંદિર

મુકામ પર પહોંચવાની ઉતાવળ છતાં યે કાશીનું આ બહુ પ્રસિદ્ધિ પામેલું સ્થાન બતાવવા રસ્તો ફેરવી ગાડીવાળાએ ચક્કર વધાર્યું. આ સ્થાનનું

મહત્ત્વ એ છે કે તેના શ્રીમાન દાતાએ એક વિશાળ મહાલય બંધાવી, તેના મધ્યમાં ચોકઠું પાડી તેમાં ભારતભૂમિનો એક સપ્રમાણ આરસનો નકશો, ચડઊતર સપાટીઓ સાચવી તૈયાર કરાવ્યો છે, તેમજ આસપાસ જોવાની સગવડ માટે લોચરાં રાખ્યાં છે. તેમાં ઊતરી જોઈએ ત્યારે હિમાલયની ગિરિમાળાનું એકેએક શિખર સમુદ્રસપાટીથી સાચા પ્રમાણોમાં દેખાય છે. ચારે તરફની ભીંતો પર જુદાજુદા યુગોના ઐતિહાસિક નકશાઓ છે. આમ, ભારત વિષે જ્ઞાન આપવાની સુંદર યોજના કરી શ્રીમંતોએ દ્રવ્યનો સદુપયોગ કરી બતાવ્યો છે; પરંતુ આ નકશાઓ આપણા વિશાળ નિરક્ષર આમ વર્ગના મનમાં કેવી રીતે પ્રકાશ પાડી શકે તેની મને ભિમાસણ થઈ. નકશા જોવાનું કાર્ય શાળાઓ પણ હજુ રસમય કરી શકતી નથી, તો માનવ પાત્રો કે નૈસર્ગિક દૃશ્યો વિના, માત્ર માપણીપ્રધાન (ડાયાગ્રામેટિકલ) પ્રદર્શન કેટલો પ્રભાવ પાડી શકે? ત્યાં એક મુલાકાતવહી (વિઝિટબુક)-મુલાક.તે આવનારની નોંધનો ચોપડો રહે છે તેમાં બધા મુલાકાતીઓ પોતાનો અભિપ્રાય લખી આપે છે, એટલે મેં પણ એમાં ઉપરનો મારો મત દર્શાવ્યો.

### નાગરભાઈ

છકડાવાળાએ પણ અમારી સાથે ચારેક કલાકમાં નાતો બાંધી દીધો હતો. ગરીબી અને લાચારી ગાતો છતાં તેને પ્રસન્નતાપૂર્વક ઠરાવ્યું જ દામ લેવા તૈયાર થએલો જોઈ, જરા વધુ આપતાં તેની લાગણી સ્મિતમય બનેલી નિહાળી. ધર્મશાળામાં આવી, રૂમ ઉઘાડી જરા બેઠા ત્યાં એક નાના કદના પણ હાસ્ય અને આનંદની રેખાભર્યા મુખવાળા તરુણ ગૃહસ્થે પ્રવેશ કર્યો અને હિંદીની છાંટવાળી ગુજરાતી વાણીમાં બોલ્યાઃ 'રવિભાઈ, હું તો કયારનો પ્રતીક્ષા કરી રહ્યો છું. બે વાર આવી ગયો'. આટલી પરિચિતરીતે મને બોલાવનાર આ કોણ હશે એનો હું વિચાર કરતો હતો ત્યાં તેણે જ ખુલાસો કર્યોઃ 'તમે મને ઓળખતા નથી. જાદવભાઈ (કલાકાર છગનલાલ જાદવ) મને સારીરીતે પિછાને છે. લખનૌ આર્ટ સ્કૂલમાં અમે સાથે હતા. તમે અહીં આવીને મને ખબર પણ ન આપો તેનું મને દુઃખ થાય છે. મને તો

હમણાં કલાભવનમાં રાય કૃષ્ણદાસજીએ કહ્યું ત્યારે ખબર પડી. છગનભાઇએ તમારી બહુ વાતો કરી છે. ચાલો હવે, રાયસાહેબ ખાસ તમારા માટે રોકાઈ રહ્યા છે.' હવે મને ખબર પડી કે આ તો નાગરભાઈ, મારા વિદ્યાર્થીમિત્ર છગનલાલ જાદવના સહાધ્યાયી. તેઓ કાશીમાં વર્ષોથી વસેલા ગુજરાતી વૈષ્ણવ નાગરવાણિયા ગૃહસ્થ છે. તેમના સંબંધો ગુજરાતમાં ચાલુ છે. આખું કુટુંબ વેપારથી સુખી છે અને ભાઇને કલાનો પૂરો નાદ છે, એટલે સંગીત ચિત્ર આદિની ઉપાસના કરી હાલ કાશીમાં જ એક ફોટો આર્ટ સ્ટુડિયો જમાવ્યો છે. બીજા કલાકાર મિત્રોને પણ તે આશ્રય અને સહકાર આપે છે.

એમણે મારી સાથે આમ પૂર્વસંબંધ બતાવ્યો ત્યારે પહેલી વાત તો અમારા પેટની સગવડ કેમ કરવી તે જ એમને પૂછી. એ વેળા લૉજ તો બંધ હોય અને હલવાઈઓની પૂરીઓ પણ ઠંડી થઈ ગઈ હોય: એટલે તેમનો સ્ટુડિયો પાસે જ હતો ત્યાં લઈ જઈ તેમણે અલ્પાહારની ગોઠવણ કરી અને પછી અમને રાયશ્રી કૃષ્ણદાસજી પાસે લઈ ચાલ્યા.

## ભારત કલાભવન

કાશીના ટાઉન હૉલની બાજુમાં જ 'નાગરી પ્રચારિણી સભા'નું મકાન આવેલું છે. તેની ઉપરના ભાગમાં રાયશ્રી કૃષ્ણદાસજીએ પોતાનું જીવનકાર્ય સમાવી દીધું હોય એમ લાગે છે. એક મોટા ખંડમાં તેમણે ભેગાં કરેલાં પ્રાચીન હિંદી ચિત્રો તથા પુસ્તકો ભીંતો ઉપર તેમજ કાચનાં ટેબલોમાં બહુ સુવ્યવસ્થિત અને સુરુચિપૂર્વક ગોઠવી દીધાં છે. વધારામાં તેમણે આધુનિક જીવંત કલાકારોની પણ એક ચિત્રાવલિ જમાવી છે. મને આશ્ચર્ય થાય એમ, તેમણે તેના પ્રારંભમાં જ મેં 'દ્વિવેદી અભિનંદન ગ્રંથ' માટે આપેલું 'પ્રકૃતિ અને પુરુષ'નું મૂળ ચિત્ર, સરસ રીતે ફ્રેમ કરેલું મને બતાવ્યું. આ ચિત્રમાળામાં તેમને બધા કલાકારોનાં સર્વોત્તમ ચિત્રો નથી મળી શકયાં, પણ જે કંઇ છે તે ઘણો રસપ્રદ સંગ્રહ છે. કૃષ્ણદાસજીએ પોતે પણ શ્રી રામપ્રસાદજી કરીને એક જૂની રૂઢિના જાણકાર કલાકારને પાસે રાખી હિંદી ચિત્રકળાનું સક્રિય

જ્ઞાન મેળવ્યું છે, તેમજ એ વૃદ્ધ કલાકારને હજુ સુધી આશ્રય અને સહાય આપી રહ્યા છે.

રાય શ્રી કૃષ્ણદાસજી પાસેનો પ્રાચીન ચિત્રોનો અણમોલ સંગ્રહ ઇતિહાસના અંકોડા પૂરવામાં પણ બહુ ઉપયોગી છે. ચિત્રો અને ચિત્રોના પરિધાન-સમય વિષે તેઓ બહુ ઊંડું જ્ઞાન ધરાવે છે. ચિત્રના રંગો, સાધનો અને તે પર લખેલી લિપિઓ વિષે પણ તેમનું જ્ઞાન પ્રમાણભૂત ગણાય એવું છે. ચિત્રકામ સાથે જ તેમણે કાશીની આસપાસથી બહુ ઉત્તમ પુરાણું



રાય શ્રી કૃષ્ણદાસજી તથા શ્રી વિજયકૃષ્ણજી

શિલ્પ એકઠું કરી તે સંગ્રહ પણ વિશાળ કરી દીધો છે. સારનાથમાં બૌદ્ધ સંપ્રદાયનું જેટલું શિલ્પ છે તેટલા જ પ્રમાણમાં બ્રાહ્મણ સંપ્રદાયનું શિલ્પ કાશીની આસપાસથી મળી આવ્યું છે. આથી સમજાય છે કે પ્રાચીન કાળમાં આ બે ધર્મસંસ્કૃતિઓ વિરોધ વિના પણ એકસાથે હયાતી ભોગવતી હશે; કારણ કે શિલ્પના પ્રકારો જોતાં ઘણા એક જ સમયના કારીગરોના હાથે ઉત્પન્ન થએલાં જણાય છે. શિલ્પની આટલી બધી પ્રગતિ અને ઉત્કર્ષ એ પ્રાંતોમાં થયાં તેનું કારણ પણ સમજાય છે ગંગાના કાદવમાંથી હજારો જણને પોતાની આંગળીઓનું કૌશલ કેળવવાની તક મળતી. એકાદ માટીનો લચકો લઇ તેમાં ચહેરા, મૂર્તિઓ કે આકૃતિઓ કરવાનું જાણે સર્વસાધારણ

હોય તેમ એવી કૃતિઓના પકવેલા અસંખ્ય નમૂના સ્ટેશન પાસે નવી લાઈન ખોદતાં ટોપલા ભરીને નીકળી આવ્યા છે. તે બધા કૃષ્ણદાસજીએ મહેનત અને ખર્ચ કરી આ સંગ્રહ માટે મેળવી લીધા છે. માટીના એ ટુકડાઓમાં પૂર્વકાળના ચહેરા, અંગમરોડ, અલંકારો ને મુદ્રાઓની તદ્રુપ પ્રતિમાઓ આપણને મળે છે. કેટલા યે કેશકલાપો એમાં એવા છે કે આજની ફૅશન પણ પાછળ પડેલી લાગે. રાયશ્રી કૃષ્ણદાસજીને એ બધા સંગ્રહ માટે નાગરી પ્રચારિણી સભાનું મકાન હવે નાનું પડવા માંડયું છે અને ઘણી ચીજો બહાર મૂકવી પડી છે; છતાં રોજનો બધો સમય આપી તેમણે ખૂબ વ્યવસ્થાપૂર્વકની રચના તેમજ તવારીખી નોંધો તૈયાર કરી છે અને તે બધાની દેખરેખ પોતાના સંબંધી શ્રી વિજયકૃષ્ણજીને સોંપી છે.

રાયશ્રી કૃષ્ણદાસજી સંગ્રહ કરીને જ બેસી રહ્યા નથી. આ બધા અનુભવો અને સંગ્રહ દ્વારા તેમણે પ્રાપ્ત કરેલી સૌંદર્યબુદ્ધિનું જ્ઞાન પ્રચારવા તેમણે અતિ શ્રમપૂર્વક કલા ઉપર એવાં બે પ્રકાશનો કર્યાં છે કે જે દ્વારા કોઈપણ નૂતન અભ્યાસીને ભારતી ય કળાનો પ્રાથમિક પરિચય મળે અને વિશેષ આનંદ તથા અભ્યાસનો તે અધિકારી બની શકે. એ પુસ્તકો હિંદી જાણતા પ્રત્યેક જણને વસાવી લેવા મારી સર્વ શુભેચ્છાપૂર્વક ભલામણ કરું છું: भारतीय चित्रकला–राय कृष्णदास; भारतीय मूर्तिकला–राय कृष्णदास; प्रकाशक : नागरी प्रचारिणी सभा, काशी, सुलभ संस्करण रु. १, विशिष्ट संस्करण रु. ३। (प्रत्येकनो)

## ગોવર્ધનધારી

ભારત કલાભવન સ્થાપવામાં રાય કૃષ્ણદાસજીને નાગરી પ્રચારિણી સભાએ પોતાનું બધું પીઠબળ આપ્યું છે. હિંદી ચિત્રકળાનો તેનો સંગ્રહ ગોઠવાઈ ગયો એવામાં એક બીજો પ્રસંગ બન્યો. જૂના કાશી પાસે રેલવે લાઈન માટે કેટલાક ટેકરા ખોદવામાં આવતાં તેમાંથી મકાનોના પાયા અને ઢગલાબંધ પકવેલાં માટીનાં રમકડાં નીકળી આવ્યાં; તે સાથે બ્રાહ્મણ સંપ્રદાયનું કેટલુંક શિલ્પ મળી આવ્યું. આ ખબર રાય સાહેબને પડતાં જ

તેમણે મજૂરોને જેટલી ચીજો તેઓ બચાવી લાવે તેનો બદલો આપવા માંડ્યો, એટલે એક મોટો શિલ્પસંગ્રહ તેમને મળી ગયો. આથી સરકારી રાતત્ત્વખાતા સાથે એમને થોડો સંઘર્ષ પણ થયો, કારણ કે મજૂરોએ માત્ર શિલ્પ અને પદાર્થો હાથ કરવામાં એ સ્થાનના ખરા અવશેષ રૂપ પાયાઓ



ગોવર્ધનધારી : અસલ શિલ્પ તથા તેનાં ખૂટતાં અંગ પૂરીને બાંધેલા મૂળના અં  નો સ્કેચ.

અને ભીંતડાંઓ પણ ખોદી નાખ્યાં! પ્રાચીન સ્થાન ખોદવામાં પણ ચોક્કસ જ્ઞાન અને પદ્ધતિની જરૂર છે અને તે ન હોય તો નુકસાન થાય છે.

સારનાથમાં જેવો બૌદ્ધ સમયનો શિલ્પસંગ્રહ થયો છે તેવો જ સમકાલીન બ્રાહ્મણ શિલ્પનો સંગ્રહ ભારત કલાભવન પાસે આવ્યો છે. એ જોતાં જાણે એમ જ લાગે છે કે એક જ સમયે એ બે સંપ્રદાયો પોતપોતાની શિલ્પસમૃદ્ધિની સ્પર્ધા કરતા હશે અથવા પ્રતિમાકારોનાં જૂથ એકનાં એક હશે. પ્રાચીન કાશીના આ અવશેષોમાં બહુ ઉપયોગી અને ધ્યાન ખેંચતી મૂર્તિ શ્રી ગોવર્ધનધારીની છે. આ સ્વરૂપ બહુ જ વિરલ છે, તે સાથે તેનું કલાકૌશલ પણ બહુ છાપ પાડે એવું છે. ખરેખરા માનવમાપની આ મૂર્તિનાં અંગભંગ લાવણ્ય ને તરુણાઈનું ઓજસ તેને પ્રતિભાવાન શિલ્પશ્રેણીમાં મુકાવે એવાં છે. તેની મુખાકૃતિ છેદી નાખવામાં આવી હોવા છતાં ભમરો, નાકનું પ્રમાણ અને હોઠ પરનું સ્મિત સમજી શકાય એવાં છે. પાછળ મેં તેના ખૂટતા હાથો પૂરી અસલ મૂર્તિ કેવી હશે તેનો અંદાજ જોડે બાંધી બતાવ્યો છે.

### કલાકાર રામપ્રસાદ

રાય કૃષ્ણદાસજીને બચપણમાં કલાનો શૉખ લગાડનાર કલાકાર રામપ્રસાદને તેઓ હજુ પોતાના સમાગમમાં સાચવી રહ્યા છે. બીજે દિવસે સવારે હું તેમના ગંગાઘાટ પરના મકાને ગયો ત્યારે તેમણે બહુ ઈંતેજારીથી એમને ત્યાં બોલાવી હાજર રાખ્યા હતા. આ પુરાણા કારીગરનું આજની બજારમાં જરા યે સ્થાન નહોતું, પણ તે એક જ એવો આનુવંશિક કારીગર છે જે જૂની માટીના રંગો, પીંછીઓ અને ચિત્રકામ નભાવી રહ્યો છે. તેનાં ઠરેલ આંગળાં એક બાલની રેખાથી કહો તેવી ઝીણી આકૃતિ દોરી શકે છે; હાથીદાંત પર સુંદર તસવીરો કરી શકે છે! તેનાં એકબે ચિત્રો ભારત કલાભવનમાં જોયાં હતાં. ઘેર પણ કૃષ્ણદાસજીએ તેનું દફતર સાચવી રાખ્યું હતું તે બતાવ્યું. આ કલાકારે હમેશાં માનસિક પ્રતિમાઓ કરેલી; તે સાથે તસવીરકામ પણ સારું કરેલું. આજે વૃદ્ધાવસ્થાએ આંખ અને હાથની શક્તિ શિથિલ કરી નાખી છે, પણ રાય કૃષ્ણદાસજીની ઉદારતાએ તેને જીવન-

વિગ્રહમાં ઠીક ટેકો આપ્યો છે. આ કલાકારનો ઉલ્લેખ શ્રી નાનાલાલ મહેતાએ તેમના **Studies in Indian Painting** માં કરેલો છે. મેં તેની રેખાછબિ ઉતારી એ પુરાણા કલાકારને પ્રણામ કર્યાં ત્યારે તેની આંખો ભાવભીની બની ગઈ. બધો કૃપાપ્રસાદ કૃષ્ણદાસજીનો છે એ વાત તેણે પુનઃ કહી. પોતાના તરુણ પુત્રનો પણ પરિચય કરાવ્યો અને કોઇ વાર મારી પાસે નવી કળા શીખવા આવે તો રાખવા ભલામણ કરી.



કલાકાર રામપ્રસાદ

### હમ્ઝાનામું

અમીર હમ્ઝાની પરાક્રમગાથા એ કંઈક વિક્રમકથાઓ જેવી એક સાહસ દંતકથા છે. તેમાં અનેક કિસ્સાઓ છે. પંદર વરસ સુધી ચિત્રકારોને પાસે રાખી અકબર બાદશાહે તેનાં મોટાં લગભગ ૨૦×૩૦ ઇંચનાં ૧૪૦૦ ચિત્રો કરાવેલાં, જેમાંથી આજે હિંદુસ્તાનમાં માત્ર એએક છે અને તે પૈકી એક રાય કૃષ્ણદાસજીએ પ્રાપ્ત કર્યું છે. બાકીનાં યુરોપમાં છે, પણ એક સાહસિક જર્મને જુદાજુદા સંગ્રહોમાંથી ૧૦૦ જેટલાં પ્રાપ્ત કરી તેની રંગીન પ્લેટો સાથે મોટું પુસ્તક પ્રકટ કર્યું છે. એ પુસ્તક પણ અહીં જોવા મળ્યું. એ ચિત્રોમાં રાક્ષસો, પરીઓ, અનેક નગરો, દેખાવો, માનવીઓ તથા જીવનવ્યવહારોનું એ સમયની કલ્પના પ્રમાણેનું જંગી દફતર છે. એ એકલા પુસ્તકની જ કિંમત રૂ. બે હજાર ગણાય છે! હિંદના એ ગૌરવ-ભર્યા વારસાની હકીકત જાળવવા પણ કેટલાં પુસ્તકાલયો કે સંગ્રાહકોએ પ્રયત્ન કર્યો હશે?

### પૂરન ભૈયા

નાગરભાઈનું પિછાન થયા પછી તો કાશીની અમારી સગવડોની જવાબદારી તેમણે જ ઉઠાવી લીધી. રૈવાબાઈ ધર્મશાળાની બાજુમાં જ તેમનો મૉડર્ન આર્ટ સ્ટુડિયો હતો, એટલે ગમે ત્યારે ત્યાં મળી શકાતું. વરસાદ ન હોત તો તેમની ઘરની હોડીમાં ગંગાનો આખો કિનારો ઘૂમત; પણ મારા સાથીઓને તેનો તેમણે પૂરો લહાવ આપ્યો. આ ગુજરાતી ખાન-દાન ઘર વેપારરોજગારથી સુખી છે ને નાગરભાઈને કલાની ઉપાસના માટે પૂરી તક અને સગવડ છે. કલાકારોનું આદર અને સ્વાગત કરવા તેઓ હમેશાં તત્પર રહે છે અને પોતાના સહધર્મીઓને પોતાના સ્ટુડિયોમાં બને તેટલી સહાય અને હૂંફ આપે છે. ત્યાં જ એક બીજા મસ્ત કલાકાર પૂરન ભૈયા મળી ગયા. જીવનમાં પ્રયોગો ઉપર ઝુકાવનારા તરુણો કેવા હોય તેનો એ અચ્છો નમૂનો હતો. લાગણીના પૂર ઉપર જિંદગીનું નાવ છોડી સમય-સમયની લહરીઓ કે ઝંઝાવાતને આધીન થનારા મરજીવા જેવા પૂરન



પૂરન ભૈયા



નાગરભાઈ

ભૈયાનાં જીવન અને અનુભવો કથાયોગ્ય હતાં. તેનાં ચિત્રોમાં પણ અગમ્યવાદ અને કલ્પનાનાં પૂર દેખાતાં હતાં. પોતે સરસ લેખક પણ છે. આ ચમત્કારિક વ્યક્તિ નાગરભાઈની પ્રેમભરી છાયામાં નિશ્ચિંત અને સુસ્થિર બની કલાસર્જનો કરે તો જ તેનું જીવન સાર્થક થાય.

## લખનૌ તરફ

લખનૌના ભૂતપૂર્વ કમિશ્નર મારા મિત્ર સ્વ. શિવલાલભાઈનાં પુત્રી શ્રી કુસુમબેન પાલે મને તારથી જણાવ્યું હતું કે લખનૌની ચિત્રશાળા રજાઓના કારણે બંધ થાય તે પહેલાં ત્યાં પહોંચવું, એટલે ઝટપટ તૈયારી કરી બનારસથી લખનૌ જતી સાંજે છ વાગે ઊપડની એક ટ્રેન પસંદ કરી. નાગરભાઈ અને પુરન ભૈયાએ સ્ટેશન સુધી બધી ગોઠવણ પાર ઉતારી આપી, પણ જે ટ્રેન છ વાગે આવનાર હતી તે રાત્રે બાર વાગે આવી. ત્યાં સુધી એ મંડળીએ પણ અમારી સાથે સહન કર્યું. ભાઈ વ્રજલાલ પણ અહીંથી કલકત્તા પાછા જવા છૂટા પડ્યા. વાદળાં ઘેરાવા માંડ્યાં હતાં. તબિયત સાચવી લેવાનો પણ પ્રશ્ન હતો; પણ એ ટ્રેનની વાત તો અજબ

નીકળી. લખનૌ સવારે છ વાગે પહોંચાડવાને બદલે તેણે અમને ચારબાગ સ્ટેશને દસ વાગે ઉતાર્યા.

### લખનૌ

પાર્સલ ટ્રેન મનસ્વીપણે લખનૌના ચારબાગ સ્ટેશનમાં આવી પહોંચી ત્યારે સ્ટેશને અમને લેવા કોઈપણ હાજર હોય તેવો સંભવ નહોતો. શ્રી કૃષ્ણવલ્લભ દ્વિવેદીજીને એક કાર્ડ લખ્યું હતું, પણ તેમાં અમે ટ્રેનનો સમય લખી શકયા નહોતા. તેઓ સ્ટેશનની પાસે જ રહે છે એવી માહિતી બનારસથી મેળવી લીધી હતી. લખનૌનું ચારબાગ સ્ટેશન આખા હિંદુસ્તાનમાં તેની સુંદર ઇમારતને લીધે પ્રખ્યાત છે. મુંબાઇના સેન્ટ્રલ સ્ટેશન જેટલું જ વિશાળ એ સ્ટેશન મુસાફરની આંખ ઠારે છે. મજૂરો પાસે સામાન ઉપડાવી અમે નિશાની પ્રમાણે અવધ પ્રિન્ટિંગ પ્રેસ પાસે પહોંચ્યા, ત્યાં દરવાજાના ઓટલા ઉપર જ એ પ્રેસના સુજ્ઞ મૅનેજર ઊભા હતા. દ્વિવેદીજીનું નામ પડતાં જ કહેઃ 'ચાલો, હું તમારી સાથે આવું છું.' પ્રેસની સામેની ગલીમાં મકાનોના નવા બ્લૉક પાડેલા છે, ત્યાં લખનૌના મધ્યમ વર્ગના પરદેશી સરકારી નોકરો અને સંસ્કારી વર્ગનાં કુટુંબો વસેલાં છે. એક નાની ગલીને છેડે જઈ અમે અટકયા અને અમારા પથદર્શકે અવાજ દીધો એટલે કૃષ્ણવલ્લભજીએ પોતે જ દ્વાર ઉઘાડયું.

### કૃષ્ણવલ્લભ દ્વિવેદી

'વિશ્વભારતી' નામનો હિંદી જ્ઞાનકોષ એમની દેખરેખ અને સંપાદન નીચે ચાલુ પ્રકાશન રૂપે અવધ પ્રિન્ટિંગ પ્રેસ તરફથી નિયમિતપણે બહાર પડે છે. આ કામથી યુ. પી.(યુક્ત પ્રાંતો)માં તો તેમનું નામ જાણીતું છે; પરંતુ મારી સાથેનો તેમનો સંબંધ તો મુંબાઈમાં જાણીતા (હાલ સીનેમાખ્યાત) હિંદી કવિ પ્રદીપજી(રામચંદ્ર દ્વિવેદી)ને લઇને છે. એઓ કવિના મોટા ભાઈ થાય. માળવાના રહીશ છતાં અભ્યાસ માટે અલ્લાહાબાદ યુનિવર્સિટી કૉલેજમાં ભણવા આવેલા. ત્યારથી યુ. પી.ના વિદ્વાનો, પ્રોફેસરો વગેરેના ગાઢ સંસર્ગમાં આવ્યા અને શિક્ષણના ક્ષેત્રમાં ત્યાં જ ખૂંચી



લખનૌના અમારા યજમાન, હિંદી સાહિત્ય તથા સંસ્કાર-મંડળોમાં લબ્ધપ્રતિષ્ઠ, હિંદી જ્ઞાનકોષ 'વિશ્વભારતી'ના સંપાદક, અને સીનેમાખ્યાત કવિ 'પ્રદીપજી'ના મોટાભાઇ શ્રી કૃષ્ણવલ્લભ દ્વિવેદી

ગયા. એમના જ છાયાછત્ર નીચે કવિપ્રદીપનું શિક્ષણ વિકસ્યું અને હિંદી સાહિત્યના ઊંચા સંસ્કાર એને મળ્યા એમ કહીએ તો ખોટું નથી. અલ્લાહાબાદ અને લખની વિદ્યાપીઠોના પ્રૌઢ વિદ્વાનોનો ગાઢ સંસર્ગ સાધી કૃષ્ણવલ્લભજી પોતાના સાહિત્યપ્રેમને અખંડ સરસ્વતી-ઉપાસનાથી જાગ્રત રાખી શક્યા છે; એટલું જ નહિ, પરંતુ 'વિશ્વભારતી' જ્ઞાનકોષ દ્વારા તેને વધુ વ્યાપક ક્ષેત્રમાં વહેવડાવ્યો છે. એઓ ધારત તો ધંધો કરીને કે મિત્ર-પ્રોફેસરોની સહાયથી જીવનમાં એક સરસ અને સુખપૂર્ણ સ્થાન મેળવી શક્યા હોત; પણ સ્વતંત્રતા અને સિદ્ધાંતોનો ભોગ આપવો પડે એવું કશું નહિ કરવાનું દૃઢ વ્રત લઈ પોતાનાં કાર્યક્ષેત્રમાં એકાન્ત ધૂન પર એ મસ્ત રહ્યા છે. પોતાના નાનકડા બ્લૉકના દ્વાર ઉપર, બે મજૂરો પર બિસ્તરાસામાન લઈ આવી ઊભેલા અતિથિઓને જોઈને તે જરા વાર તો અચંબો પામ્યા; પણ નામ દીધું કે તુરત ઉમંગમાં આવી ભેટી પડચા. પહેલાં ખબર આપેલી તે વાયદાથી દસબાર દિવસ અમે મોડા પડચા, એટલે તે તો આશા છોડી બેઠા હતા અને બનારસનું પત્તું પહોંચ્યું નહોતું. અમે તો જાણે ઘરની હૂંફમાં આવી પહોંચ્યા હોઈએ એમ જ લાગ્યું. મારે શું કરવું, કેમ કરવું, ક્યાં જવું, કોને મળવું, તેની ચર્ચા હું કરતો હતો ત્યાં તેમણે કહ્યું, 'અબ યે સબ ઝંઝટ આપ છોડ દીજીયે; મેરેકો હી આપકા પંડા સમજ લો.' અમને ચા, સ્નાન વગેરેમાં રોકી તેઓ એક કલાકનો ગાળો બહાર કાઢી આવ્યા. એટલા વખતમાં એમણે શહેરના મિત્રોને ચિઠ્ઠીઓ લખી નાખી, ટેલિફોન કરી દીધા અને જે ગૃહસ્થોને હું મળવાનો હતો

તેમને મળવાનો સમય નક્કી કરી નાખ્યો. લખનૌમાં કળા, વિજ્ઞાન, પુરાતત્ત્વ વગેરે વિષયોના નિષ્ણાત જગપ્રસિદ્ધ પુરુષો વસેલા છે. વનસ્પતિશાસ્ત્રના નિષ્ણાત પ્રો. શહાની, પુરાતત્ત્વના અગ્નિહોત્રી જેવા શ્રી વાસુદેવશરણ અગ્રવાલ અને યુનિવર્સિટીની અનેક શાખાઓના જાણીતા વિદ્વાનોની નામાવલી તેઓ બોલી ગયા. જમવાનું તૈયાર થાય એટલામાં અમે લખનૌનું મ્યુઝિયમ જોવાનું અને સરકારી આર્ટ સ્કૂલની મુલાકાત પતાવી દેવાનું ઠરાવ્યું. કલાકના હિસાબે એક ટાંગો ઉપાડયો. લખનૌની વસ્તી થોડી છે, પણ વસાહતનો વિસ્તાર બહુ મોટો છે. ત્યાંના રસ્તાઓની સફાઈ અને મકાનોની શોભા આખા હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે.

## લખનૌ મ્યૂઝિયમ

લખનૌ મ્યૂઝિયમમાં સંઘરાએલું પ્રાચીન શિલ્પ મથુરાથી બીજે નંબરે આવે એવું છે. જૂનાં નવાબી મકાનોનો ઉપયોગ મ્યૂઝિયમ માટે બંધબેસતો થયો છે. આજે તો મ્યુઝિયમનો સંગ્રહ એટલો વધ્યો છે કે તેની બે શાખાઓ કરવી પડી છે. તેના પ્રધાન અધિકારી શ્રી વાસુદેવશરણ અગ્રવાલજી પ્રથમ મથુરા મ્યુઝિયમના ક્યુરેટર હતા અને મથુરાનું હાલનું પ્રખ્યાત મ્યૂઝિયમ તેમના જ હાથે ગોઠવાયું છે. શિલ્પ ઉપરાંત પુરાણા સિક્કાઓનું જ્ઞાન ધરાવતા વિરલ પુરુષોમાંના તેઓ એક છે; પરંતુ એમનાં જ્ઞાન અને શક્તિને વધારે દીપાવનાર તો તેમનું પરમ સાત્ત્વિક શીલ છે. એ શાંત, સ્થિર નેત્રવાળી દૂબળી-પાતળી મૂર્તિને ક્યાંક એકલા મળો તો ખબરે ન પડે કે તેઓ અધિકારી હશે; પણ જ્યારે તેમનો વાર્તાપ્રવાહ શરૂ થાય ત્યારે થોડી જ વારમાં શૃંખલાબદ્ધ વિવિધ માહિતીઓના કથારસથી તમને મંત્રમુગ્ધ કરી દે. અપ્રત્યક્ષ રૂપે અમે એકબીજાને પિછાનતા હતા. મથુરાનિવાસી મારા સ્નેહી શ્રી રાધેશ્યામજી દ્વિવેદીએ મને તેમની બધી વાતો કરેલી. તેમણે મારા અજંતાના પુસ્તક ઉપર ખૂબ આશીર્વાદ વરસાવેલા. આજે તેમને મળવાની ધન્ય ક્ષણ પ્રાપ્ત થતાં હું પ્રવાસની સાર્થકતા અનુભવતો હતો. મ્યૂઝિયમમાં જતાં આવતાં ટોળાંને વીંધી અમે તેમના ખંડનું બારણું ઉઘાડી દાખલ થયા તે વખતે

તેઓ નવા આવેલા સિક્કાઓ તપાસવામાં મશગૂલ હતા; પણ કૃષ્ણવલ્લભજીએ પાસે જઈ ધીરેથી કંઇક કહ્યું, એટલે તુરત કામ પડતું મૂકી ભાવાવેશમાં આગળ વધી દેશી રીતે મળ્યા. એવા પંડિતજન અતિથિ માટે વિવેકવાક્યો કહે તે તેમને માટે સ્વાભાવિક ગણાય; પણ તેની યોગ્યતા મારામાં સિદ્ધ કરવાની મને શંકા હતી. થોડી પળો પૂર્વસ્મરણોમાં ને મારા પ્રવાસની હકીકતમાં ગાળી તેમણે મને શિલ્પવિભાગ જોવાનું કહ્યું; અને તેમના હાથ નીચે ત્યાં રહેલા અધિકારી શ્રી ઉપાધ્યાય વિષે પ્રશંસાપૂર્વક કહ્યું કે એ શિલ્પવિભાગ એમની સોબતમાં જોશો ત્યારે જ મજા પડશે. ફરી રાત્રે તેમના ઘર પર મળવાનું ઠરાવી છૂટા પડયા અને નજીક બીજા મકાનમાં શિલ્પસંગ્રહ હતો ત્યાં ગયા. લખનૌનો આ સંગ્રહ સંભાળનાર શ્રી ઉપાધ્યાય તાજા જ આ ખાતામાં જોડાએલા છે. પોતે એમ. એ. થએલા છે અને આ વિષયમાં ઓતપ્રોત બનેલા એક ઉચ્ચ શ્રેણીના સાહિત્યકાર પણ છે. તેમણે પ્રાચીન, સુપ્રસિદ્ધ મૂર્તિઓના કલાવિધાનની યોગ્ય કદર અને દર્શન આપતી કેટલીક કથાઓ લખી છે, જે ત્રણેક ભાગમાં પ્રકટ થએલી છે. મ્યૂઝિયમમાં આજે કોઈ ખૂણે પડેલી એ કલાકૃતિઓ જે સમયમાં નિર્માણ પામી તે વખતે તેના સર્જક કલાકારને તે કેવો સંતોષપ્રદ હર્ષ આપતી હશે, લોકોને તે જોતાં કેવો આનંદ થતો હશે, એ કલાકારના આશ્રયકારો તેને કેમ વધાવતાં હશે, તેનાં તત્કાલીન કાલ્પનિક કથાનકો, તે સમયનું વાતાવરણ ખડું કરતા મનોહર ટૂંક પ્રસંગો રચીને તેમણે તેમાં આપ્યા છે. એવા સુસંપન્ન અને સુયોગ્ય પુરુષના સંગમાં લખનૌની શિલ્પપ્રતિમાઓ જોતાં વખતનો શુમાર ભુલાઈ જવા લાગ્યો. આ મૂર્તિઓનું સ્થાન દેશની કળાશાળાઓમાં હોવું ઘટે. તેના યોગ્ય ફોટોગ્રાફો કે પ્રતિકૃતિઓ દ્વારા તેનું નવપ્રતિષ્ઠાપન કરવું જોઇએ, એવાએવા વિચારો હું કરતો હતો ત્યાં યજમાને યાદ આપ્યું કે હજી તો સરકારી કળાશાળા જોવી બાકી છે અને પાકશાળામાં મોડું ન થવું જોઇએ!

**લખનૌની આર્ટ સ્કૂલ**

લખનૌની જાણીતી 'સ્કૂલ ઓવ આર્ટ્સ ઍન્ડ ક્રાફ્ટ્સ'ની સ્થાપનામાં

ગુજરાતના એત્રણ વિદ્વાનોનો અગ્ર ભાગ છે. સ્વ. વિનાયક નંદશંકર મહેતા, સ્વ. શિવલાલ પાનાચંદ શાહ અને શ્રી નાનાલાલ ચમનલાલ મહેતા જેવા ગુજરાતી સિવિલિયનોના પ્રયાસથી આ કળાશાળા અસ્તિત્વમાં આવી છે અને પ્રથમથી જ તેનું નિયમન હિંદી અધિકારીને હાથ હોવાથી તેના પહેલા પ્રિન્સિપલ શ્રી અસીતકુમાર હલધર નિમાયા છે. શ્રી અવનીન્દ્રનાથ ટાગોરે હિંદી કલાનું જે અભ્યુત્થાન કર્યું તેની પ્રબળ સાક્ષીરૂપ એ શાળા બની રહી છે અને ત્યાંથી ઘણા સુપ્રસિદ્ધ કલાકારો બહાર પડ્યા છે. એ શાળાના અધ્યાપકો પણ નિષ્ણાત અને પ્રસિદ્ધ કલાકારો છે. એક જ શાળામાં વિશેષ વ્યક્તિત્વવાળા ઘણા માણસો જો ક્યાં યે હોય તો તે લખનૌ આર્ટ સ્કૂલમાં છે. એ શાળાના હેડમાસ્તર શ્રી વીરેશ્વર સેન પ્રખર કલાવિદ અને નિર્માતા છે. શ્રી એલ. એમ. સેન ચિત્રવિભાગમાં પાશ્ચિમાત્ય તાલીમ પામેલા નિષ્ણાત છે. એ જ પ્રમાણે શિલ્પવિભાગમાં પણ યુરોપની કલાપીઠમાં પાર ઊતરેલા વિશારદો છે. પેઢીઓથી ત્યાં જઈ વસેલા ગુજરાતી નાગર કુટુંબના શ્રી હરિહરલાલ મેઢ પણ એ શાળામાં લાક્ષ (લાખ)–ચિત્રકળાના વિશેષ જ્ઞાતા તરીકે અધ્યાપક છે. લખનૌ કળાશાળામાં પહોંચતાં પહેલાં મેં કંઈક ખ્યાલો કરેલા. ત્યાંના પ્રિન્સિપલ અસીતકુમાર હલધર, શ્રી વીરેશ્વર સેન વગેરેને મારા વિષે પત્રથી માહિતી હતી; મને તેમની દૂરની માહિતી હતી. કલાક્ષેત્રમાં અને કળાના અધ્યાપનમાં જીવનભરનો અનુભવ પામેલા એ પુરુષોને મળતાં ઘણા ખુલાસા અને નિર્ણયો મળશે એવી આશા મેં બાંધી હતી; પરંતુ શાળાના દરવાજા પાસે પહોંચતાં જ ખબર મળ્યા કે શ્રી હલધરને અચાનક સ્ટેશન પર જવું પડ્યું છે. શ્રી વીરેશ્વર સેન, જેને વિદ્યાર્થીઓ ગુરુજી કહે છે, તેઓને આગલે દિવસે એક તાર મળેલો એટલે તે અલ્લાહાબાદ ગએલા; પણ મારા જૂના મિત્ર શ્રી હરિહરલાલ મેઢ હસતે વદને અમારું સ્વાગત કરવા આગળ આવ્યા ને બડા સાહેબોનો ચાર્જ પોતે સંભાળી લેશે એવી ખાત્રી આપી.

શ્રી મેઢ એક સંસ્કારી તરુણ કલાકાર છે. શ્રી કૃષ્ણવલ્લભજી જેવા

સાહિત્યપ્રેમી સાથે તેમને ઘાડો સંબંધ હતો તેથી મને આનંદ થયો. તેમને આ શાળા તરફથી ખાસ શિષ્યવૃત્તિ આપીને સરકારે બ્રહ્મદેશમાંથી લાક્ષરસનાં ચિત્રો કરવાનું શીખવા મોકલેલા અને તે કળા હાલ તેઓ ત્યાં શીખવે પણ છે. એમની સાથે ચિત્રશાળાના વર્ગો નિરાંતે જોવાને મળ્યા. લખનૌ કળાશાળાનું મકાન અને બીજો વિસ્તાર બહુ મોટાં છે. કલકત્તા કે મુંબાઇ તેની આગળ ઓછાં લાગે; પરંતુ તેના પ્રમાણમાં વિદ્યાર્થીઓનો સમુદાય નહોતો. ચિત્ર અને શિલ્પમાં સારા અધ્યાપકો છે. લખનૌનું ડિઝાઇનિંગ વખણાય છે. ધંધાર્થી ચિત્રકામ (કમર્શિયલ આર્ટ) ત્યાં સક્રિય શીખવાનાં વિપુલ સાધનો છે. લીથોગ્રાફી સંપૂર્ણપણે શીખવાનો સરંજામ અને અધ્યાપકો ત્યાં છે; એટલે પોસ્ટરો, ચિત્રો ને રંગીન કામ છાપવાની સક્રિય અને પ્રત્યક્ષ તાલીમ ત્યાં મળે છે. આ જરૂરની વિદ્યા હિંદની બીજી કોઈ આર્ટ સ્કૂલમાં શીખવાતી મેં જોઇ નથી. લીથોગ્રાફીની સાથે લાઇન તથા હાફટોન બ્લૉકસ, રંગીન બ્લૉકસ અને તેનું છાપકામ પણ ત્યાં શીખવાય છે. તે બંને માટે સરસમાં સરસ સામાન સામગ્રી અને ગોઠવણ ત્યાં જોવામાં આવી.

લખનૌ આર્ટસ્કૂલની બીજી વિશેષતા પકવેલી માટીની મૂર્તિઓ ને પાત્રો કરવાની કળા છે. તળ લખનૌની એ તો જૂની કળા છે, પણ શાળામાં સંસ્કાર પામી આજના કળાકારોની કાવ્યમય મૂર્તિઓ સસ્તામાં ત્યાં તૈયાર થવા લાગી છે. એ શુદ્ધ હિંદી કળા છે. તેમાં વિશેષતા અને પ્રચૂરતા લાવવા આચાર્ય શ્રી હલધરે હમણાં શ્રી મહાપાત્ર જેવા પુરાણી શૈલીના ઉસ્તાદ કલાકારને અપનાવી લીધા છે. એ શ્રી મહાપાત્રની હકીકતો 'કુમાર' માસિકના વાચકો જાણે છે. એમને ત્યાં મળવાની મને ચોક્કસ આશા હતી, પરંતુ તે પણ તે દિવસે બીમાર હોવાથી ન આવી શકવાના ખબર મળ્યા. બીજી તરફ અમારો વખત તોળીતોળીને વાપરવાનો હતો એટલે એ મુલાકાત પણ નિરૂપાયે ન થઈ શકી.

લખનૌ કળાશાળાને લગતી વર્કશૉપ હાલ યુદ્ધ ઉપયોગી સામગ્રી બનાવવામાં રોકાએલી છે. શાળાના પ્રવેશદ્વાર પાસે એક મોટા પાટિયા પર

આજસુધીમાં એ શાળામાંથી ઉત્તમ પદક (distinction) પામેલા વિદ્યાર્થીઓની નામાવલિ આપેલી છે. એ નામોએ શાળાને ઘણી નામના અપાવેલી છે. તે પૈકીના શ્રી પી. રૉય. શ્રી જિજ્જા વગેરે લખનૌમાં જ વસ્યા છે; પણ હું માત્ર શ્રી પી. રૉયને જ મળી શકયો. એમને પણ મારા આવ્યાના સમાચાર મળ્યા હતા અને અમે બહાર નીકળ્યા તે પહેલાં મળી ગયા હતા, એટલે પાછા વળતાં એમને એમના મુકામે–લખનૌની પ્રસિદ્ધ એમ્પાયર હૉટેલમાં–જઈ મળ્યા. આ એકલપંથી કલાકારની કૃતિઓ એટલી તો લોકપ્રિય બની છે કે એમની પાસે ભાગ્યે જ ત્રણ કે ચારથી વધુ ચિત્રો સંગ્રહમાં હોય છે.

બીજા મળવા જેવા કલાકારો શહેરમાં નહોતા. મને સૌથી વધુ ખેદ તો એ થયો કે ગુજરાતના કલાકોવિદ શ્રી નાનાલાલ ચમનલાલ મહેતા (I.C.S.) પણ ન મળી શકયા. તેઓ અલ્મોડા શ્રી ઉદયશંકરના નવરાત્રના ઉત્સવમાં ગએલા હતા. એમની ગેરહાજરીની ઊણપ ખરેખર મને સાલી. બીજી બધી રીતે શ્રી કૃષ્ણવલ્લભજીએ ત્યાંના સંસ્કારી મંડળમાં જે પ્રચારકામ કર્યું તેનો હું સરસ લાભ પામ્યો.

લગભગ એ વાગ્યા સુધી શ્રીમતી દ્વિવેદીજીને રાહ જોવડાવી અમે એ નાનકડી પાકશાળાનો પ્રસાદ પામ્યા. એ નાના નમણા મકાનમાં આ ભાવભર્યા દંપતીના આગ્રહે અમને ઘર જેવું સ્વાસ્થ્ય મળ્યું. જમીને રાતની ઊંઘની ખોટ પૂરી કરી, ત્યાં સાંજ પડી. હવે એક અગત્યની મુલાકાત પાર પાડવાની હતી. અમદાવાદના કલાપ્રેમી શેઠ ગિરિજાપ્રસાદ ચીનુભાઈનાં નાનાં બેન સૌ. સૌદામિનીબેન લખનૌના આગેવાન ગૃહસ્થ ડૉ. વ્યાસના સુપુત્ર શ્રી ડૉ. નિરંજન વ્યાસનાં સૌભાગ્યભાગી છે. સર ચીનુભાઈના કુટુંબ સાથે મારો અંગત નાતો હોવાથી ત્યાં મારે પહેલું જવું જોઈતું હતું; પણ લખનૌનાં લાંબાં અંતરો જોતાં અમારો મુકામ યોગ્ય સ્થળે થયો લાગ્યો. ડૉ. શ્રી નિરંજન વ્યાસને મળતાં તેમણે બીજે દિવસે પોતાને ત્યાં કેટલાક કલાકારો

સાથે મળવાનો ઇરાદો જણાવ્યો; પણ સમય અને તબિયતના કારણે તેમને હું સંમતિ આપી શક્યો નહિ.

ત્યાંથી રજા લઈ આપણા બીજા ગુજરાતી સિવિલિયન સ્વ. શિવલાલભાઇનાં સુપુત્રી શ્રીમતી કુસુમબેન પાલને અમે મળવા ગયા. એ બહેનમાં તેમના પિતાનું સૌજન્ય અને વિદ્યાનો વારસો ઊતરેલાં જોયાં. તેમણે સ્વ. શિવલાલભાઈના સ્મરણમાં એક વિદ્વત્તાને કલાપૂર્ણ સ્મારકગ્રંથ બહાર પાડયો છે, જેમાં હિંદી, બંગાળી ને ગુજરાતી વિદ્વાનો તેમજ કલાકારોએ સરસ ફાળો આપ્યો છે. એમનું મકાન પણ કયાંનું કયાં દૂરના પરામાં હતું. એમને મળી લઈ થાકતાથાકતા રાત્રે મુકામ ભેગા થયા અને બીજા દિવસે નીકળીજવાનો સંકલ્પ કર્યો.

## બીજે દિવસે

પણ શ્રી દ્વિવેદીજીના મનમાં તો કંઈ ઓર જ તૈયારીઓ થઇ રહી હતી. બીજે દિવસે સવારમાં નાહીધોઈ સાયકલ લેતાક ને કહે કે 'હું બે કલાકમાં આવું છું. કેટલાક ખાસ મિત્રો સાથે આપનો મેલાપ ગોઠવવો છે; નહિ તો તેઓ મને અપરાધી ઠરાવશે.' એ ગયા તે ગયા. લગભગ એક વાગ્યે થાક્યાપાક્યા આવ્યા, પણ મોં પર ખૂબ ઉલ્લાસ હતો. 'સાંજે બહુ સરસ મેળાવડો કાન્યકુબ્જ કૉલેજમાં થશે. તેના પ્રિન્સિપલ મારા મિત્ર છે. બીજા કવિઓ અને કલાકારો ત્યાં મળશે અને થોડા કૉલેજના વિદ્યાર્થીઓ હશે.' મારે તો જલ્દી નીકળી જવું હતું, પણ તેમણે બંધન નાંખ્યું. પ્રવાસમાં અમે અલ્લાહાબાદ છોડી દીધું હતું, પણ જયેથી ત્યાંનું મ્યુઝિયમ જોવાનો એકસરખો આગ્રહ થયો, એટલે નક્કી કર્યું કે મોડા થયા છીએ તો એ તીર્થ પણ કરી લેવું; પણ અલ્લાહાબાદમાં કોઇ પિછાન નહોતી. કલકત્તાથી 'વિશાલ ભારત'વાળા શ્રી રામ શર્માએ એક મિત્રનું સરનામું આપેલું; પરંતુ કાનપુરમાં ઘણા ગુજરાતીઓનું સંસ્થાન છે અને મારા નિકટના સ્નેહીઓ પણ ત્યાં સારી સ્થિતિમાં ધંધા ચલાવે છે તેથી,

તેમજ ઝરિયાથી પણ આગ્રહ થએલો કે મારે તે બધાને મળ્યા વિના જવું યોગ્ય નથી તેથી, ઝરિયામાં ખાણોના ધંધામાં અગ્ર ભાગ લેનાર સ્નેહી મુ. ગોરધનદાસભાઈના સુપુત્ર મુકુટલાલને કાનપુર તાર કરી દીધો. આમ, ત્રીજા દિવસે સવારે તો કાનપુર માટે નીકળી જવાનું નિશ્ચિત જ થઈ ગયું હતું.

## કાન્યકુબ્જ કૉલેજમાં

આગલા દિવસના થાકની અસરને લઈને આખો દિવસ કયાં ય પણ જઈ શકાયું નહિ મનની અને શરીરની શક્તિઓ વિશ્રાન્તિ માગી રહી હતી, એટલે સાંજ પૂરતો મોરચો સંભાળવા અમે મુકામ બહાર પગ જ મૂક્યો નહિ. સાંજે છ વાગ્યે દ્વિવેદીજીએ ઉપાડયા કાન્યકુબ્જ કૉલેજ તરફ. લખનૌની એ સુપ્રસિદ્ધ કૉલેજ છે. અમે પહોંચ્યા ત્યારે કેટલાક વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો ત્યાં રાહ જોતા હતા. અહીં શી રીતે અમારો વિચાર-વિનિમય થશે તેનો કોઈ જ અંદાજ નહોતો; પણ પ્રસંગને કંઈક રૂપ આપવા મેં મારી પાસેનાં ચિત્રો અને ચિત્રપટો બે મોટાં લાયબ્રેરી-ટેબલો ભેગાં કરી તે પર પાથરી દીધાં અને તે વિષે અવિધિસર વાતો અને ખુલાસા આપવા માંડયા, એટલામાં તો કવિમંડળ, પ્રોફેસરમંડળ અને શ્રી વાસુદેવશરણ અગ્રવાલજી આવી પહોંચ્યા. તેમણે પણ એમાં ખૂબ રસ લીધો. થોડી વારે પ્રિન્સિપલ મહાશયે દરખાસ્ત મૂકી કે આપણે કંઈક વિધિસર વાર્તાલાપ અને પરિચય કરીએ. એમ કહી સભાનું અધ્યક્ષસ્થાન લેવા શ્રી અગ્રવાલજીને વિનંતિ કરી. મારી પિછાન આપવાને દ્વિવેદીજીએ કંઈકંઈ પૂર્વતૈયારી કરી હતી,–'વિશાલ ભારત'ના અંકમાંથી ને 'કલાકલાપ'-માંથી; પણ પ્રમુખશ્રીએ પોતાના અરધા કલાકના પ્રારંભિક વ્યાખ્યાનમાં મારા વિષે એટલી બધી માહિતી અને કલાની ભૂમિકા આપી દીધી કે તેમને બોલવાનું રહ્યું જ નહિ; પણ મારા માટે પછી વિમાસણ થઈ કે એટલા વિદ્વત્તાપ્રચૂર ભાષણ પછી મારે કઈ રીતે સભાનું રસરંજન કરવું. વળી સભા આખળ હિંદીમાં બોલવાનું હતું. પ્રવાસના આગળના અનુભવો

યાદ કરી મારા વક્તવ્યમાં સરળતા અને નિખાલસતા જાળવી જે કંઇ અનુભવસિદ્ધ હતું તે જ મેં કહ્યું. પોણા કલાક પછી કૉલેજના પ્રિન્સિપલ આભારદર્શન માટે ઊભા થયા ત્યારે જ સમજી શકયો કે ઇશ્વરે મને કસોટીમાંથી પાર ઉતાર્યો હતો. એમણે તો બીજે દિવસે કૉલેજની મોટી સભા ઠરાવી મને રોકી પાડવાનો અનુરોધ કર્યો, પણ તે મારા માટે તદ્દન અશક્ય હતું. રાત્રે મુકામ પર આવ્યા ત્યારે દ્વિવેદીજીએ જણાવ્યું કે એ લોકોએ એમના પર બહુ દબાણ કર્યું છે કે મારે અહીં વધારે માણસોને મળવું; પણ તેમણે જ મારી તબિયતમાં ફેર પડેલો જોયો હતો, એટલે ટેકો ન આપ્યો.

સલૂણા દ્વિવેદી દંપતીથી રજા લેતાં કુટુંબ વિખૂટું પડતું હોય એવી લાગણી થઈ. કોઇ સાધનસંપન્ન યજમાન કરતાં યે વધુ સેવા અને સ્વાસ્થ્ય તેમને ત્યાં અમને મળ્યાં હતાં. સવારે કાનપુર જતી ટ્રેનમાં અમે દસાઇને અડી ગયા ત્યાં સુધી દ્વિવેદીજીનાં શ્રમ ને કાળજીનો પાર નહોતો. બે કલાકની જ મુસાફરી હતી. દસ વાગ્યે તો કાનપુરના વિસ્તારવંતા જંકશનમાં મુસાફરોની ભરપૂર ગિરદીમાં અમે ઊતર્યાં.

## કાનપુર

ઝરિયા જેવું જ ગુજરાતનું બીજું મોટું સંસ્થાન કાનપુર ગણી શકાય. અમારા સ્નેહીસંબંધી અને સાહસિક ઉદ્યમનિર્માતા શ્રી ગોવર્દ્ધનદાસ ભટ્ટ તથા તેમના સુપુત્રો અને હળવદવાળા હિંમતભાઇ એમ ચારપાંચ જણાએ ટ્રેનના ડબાઓ પર છૂટીછૂટી નજર રાખી હતી. સ્વદેશી મહેમાનોને હાથ કરતાં તેમને વાર લાગી જ નહિ. દાદર પાસે વૃદ્ધ ગોવર્ધનદાસકાકા ઊભા હતા. અમને જોઈ તેમનું મન બહુ પ્રસન્ન અને ઊર્મિલ બનેલું લાગ્યું.

ઘેર પહોંચ્યા પછી સમજાયું કે અહીંના બંધુઓના પ્રેમપાશથી સહજમાં છૂટા થવાય એવું નથી કાનપુરમાં એ સૌને મળવા સિવાય કંઇ પ્રયોજન નહોતું, એટલે ત્યાં મુકામ રાખી એક દિવસ અલ્લાહાબાદ માત્ર હાથેઘલી

લઇ જઇ આવવું અને અહીં જ સૌની સાથે વધુ વખતનો લાભ લેવો એમ ઠરાવ્યું. અલ્લાહાબાદના અજ્ઞાત મિત્રોને પણ ઓછામાં ઓછી તકલીફ થશે એ વિચાર પણ યોગ્ય લાગ્યો. કાનપુરમાં કળાવિષયક સંશોધન કે પરિચયો કરવાના હતા નહિ; પણ કાનપુરનો વ્યાપારઉદ્યોગ–વિસ્તાર જોવા જેવો લાગ્યો. ગુજરાતી બંધુઓએ ત્યાં સારી પ્રગતિ કરી છે અને હવે ઉદ્યોગો સ્થાપવાના મનસૂબા પણ કરી રહ્યા છે. મિલ-સ્ટોર્સ સપ્લાઇંગનું બજાર તો તેમના જ હાથમાં છે, એટલે શ્રી ગોવર્ધનદાસ ભટ્ટના સુપુત્ર મુકુટલાલે 'પીપલ આયર્ન ઇન્ડસ્ટ્રીઝ' સ્થાપવાની પ્રવૃત્તિ હાથ કરી છે. ધંધાની સાથે ગુજરાતી બંધુઓએ વેપારી તરીકે સારી શાખ પાડી છે. તેમનો શુદ્ધ વ્યવહાર, ચીવટ અને નિયમિતતા વખણાય છે. કાનપુર ઉદ્યોગનું કેન્દ્ર હોવાથી ત્યાં એક સારી ટેકનૉલૉજિકલ સ્કૂલ છે. તેના ગુજરાતી પ્રિન્સિપલ શ્રી શ્રૉફ લોકપ્રિય વ્યક્તિ છે. તેમના જ સ્ટાફમાં શ્રી હરિલાલ મૂગાણી સાયન્સના પ્રોફેસર છે. બીજા સુપ્રસિદ્ધ ગુજરાતી ડૉ. લાભશંકર ભટ્ટ હું ગયો તે પહેલાં થોડા જ વખતે દિલ્હીમાં સરકારી ઍમ્યુનિશન ખાતામાં ઊંચા હોદ્દા પર બદલી થવાથી ગએલા. ડૉ. ભટ્ટે કાનપુરમાં ગુજરાતી સમાજની સેવા બહુ કરી છે અને તેથી સૌ તેમને યાદ કરે છે. તેમના પ્રયાસથી કાનપુરની ગુજરાતી શાળાનું ત્રણ મજલાનું સુંદર મકાન બંધાયું છે અને કાનપુરની તે એક નમૂનેદાર શાળા ગણાય છે. આ મકાનમાં ગુજરાતી મંડળે મારા જવાના પ્રસંગને એક મેળવડા રૂપે વધાવ્યો. વિદ્યાર્થીઓ, તરુણો ને ગૃહસ્થોની મોટી હાજરી ત્યાં થઇ હતી. ગુજરાતી સમાજના પ્રાણસંચાલક શ્રીયુત ચંદારાણાએ તે પ્રસંગે સુંદર પ્રવચન કર્યું હતું અને મંડળે મારા પ્રવાસની હકીકત બહુ રસપૂર્વક સાંભળી હતી. કાનપુરનું ગુજરાતી યુવક મંડળ બહુ આશાસ્પદ યુવકોનું બનેલું છે. તે બધાની શુભ પ્રવૃત્તિ અને વિચારો પ્રકટ કરતું એક હસ્તલિખિત માસિકપત્ર જોઇ મને બહુ આનંદ થયો. કાનપુરમાં વળી મારા એક પુરાણા મિત્ર લક્ષ્મીદાસભાઇ ઠાકર મળી આવ્યા. તે ગ્રૅજ્યુએટ થએલા છે, છતાં ધંધામાં સાહસિક હોઇ કાનપુરમાં

'ઠાકર બોર્ડિંગ હાઉસ' ઉઘાડ્યું છે. તેમનો આશય એ છે કે વેપાર રોજગાર માટે આવતા ભાઇઓને ઘર જેવી ખાનપાનની સગવડ મળે તો પરદેશમાં તેમનાં શરીર સારાં રહે અને પ્રગતિ સાધી શકે. વાત તો ખરી છે કે ગુજરાતી રસોડાની લિજ્જત ઇતર પ્રાંતોની બજારુ ગોઠવણમાં લગભગ સ્વપ્નવત્ છે. શ્રી ઠાકરના ભોજનાલયમાં ઘરની જેમ જ દાણા ઝાટકી સાફસૂફ કરી સંઘરવામાં આવે છે અને શાકપાન પણ ગૃહસ્થની રસવૃત્તિ અનુસાર તાજાં મેળવે છે. એમનો સંકલ્પ છે કે એવી આંતરિક સ્વચ્છતા અને પ્રામાણિકતા ન જળવાય ત્યારે એ ધંધો બંધ કરવો. કાનપુરનાં ઉદ્યોગકેન્દ્રો અને સંસ્થાઓ જોવાને તો બહુ દિવસો જોઇએ, એટલે મેં મિત્રમેળાપથી સંતોષ માની અલ્લાહાબાદ જવાનું વચગાળે સાધી લીધું.

### અલ્લાહાબાદ

શ્રી રામ શર્માએ અલ્લાહાબાદ લીડર પ્રેસમાં શ્રી વાચસ્પતિ પાઠકજીનું સરનામું આપેલું ત્યાં મેં આગલા દિવસે કાર્ડથી ખબર આપેલા. એક અજ્ઞાત મિત્રને મોડી રાત્રે તકલીફ રૂપ ન થવાના વિચારે રાત્રે દસ વાગ્યે ટ્રેનમાંથી ઊતરી અમે વેઇટિંગ રૂમમાં સવાર પાડી દેવા ધારેલું; પણ એ અજાણી દુનિયામાં યે મને આંગળીથી શોધી આપનાર એક ભોમિયો લઇ પાઠકજીએ આવી નમસ્કાર કર્યા! જે ભાઇએ મને ઓળખાવ્યો તેમને તો હું ન ઓળખી શક્યો. તે સાબરમતી આશ્રમમાં કોઇની જોડે આવ્યા હશે અને મને જોયો હશે. તે પાઠકજીને ત્યાં ઊતરેલા અને બીજી ટ્રેનમાં જવાના હતા, તેથી અમારી પિછાન કરાવી ચાલતા થઇ ગયા. અમે તો સ્ટેશનમાં રહેવાનો ઇરાદો જાહેર કર્યો, પણ પાઠકજી તો કાંઇ જુદી જ માયા હતા. શ્રી રામ શર્માની ચિઠ્ઠી મળે પછી કંઈ કહેવાનું હોય જ નહિ. 'આપ પ્રથમ મેરે મકાનપે ચલીએ. બહુત દૂર નહિ હૈ.' રાતના દસ વાગ્યે આંધળાને દોરનાર લાકડી મળે એવી તેમની હાજરી અમને પ્રિય થઇ પડી. લીડર પ્રેસના કૉમ્પાઉન્ડમાં ઘોડાગાડી પહોંચી ત્યાં સુધીના રસ્તામાં કંઈ જ સૂઝ નહોતી પડતી. લીડર પ્રેસના આલિશાન મકાનની બારીઓ ઝગમગતી હતી અને સવારની પ્રતનો ધમધમાટ કરતાં


અલ્લાહાબાદમાં 'લીડર' પત્રની હિંદી આવૃત્તિના 'પુસ્તક પરિચય'કાર, અને લીડર પ્રેસતરફથી પ્રકટથતાં પુસ્તકોના વ્યવસ્થાપક શ્રી વાચસ્પતિ પાઠકજી અમારા યજમાન હતા. સાહિત્ય અને કલાના રસિક આ વિદ્વાનનું મિત્રમંડળ બહુ બહોળું અને દેશની જુદીજુદી પ્રવૃત્તિઓ સાથે સંકળાએલું હતું.

મશીનો ગાજતાં હતાં. પાછળના ભાગમાં સ્ટાફને રહેવાના ખંડ હતા. તેમાંના એકનું બારણું પંડિતજીએ ખખડાવ્યું. આગળનો નાનો ખંડ એક મોટી પાટથી રોકાઇ ગયો હતો. તે પર ચોપડીઓના ઢગલા પડ્યા હતા અને ભીંત પર હિંદી કલાકારોનાં નાનાંમોટાં ચિત્રો ચોડેલાં હતાં. તેમાં મેં આકાશે કમળડૂંખો લઇ જતા હંસોવાળું મારું 'મેઘદૂત'નું ચિત્ર જોયું. ચીંધીને કહે: 'આપકા અપ્રત્યક્ષ પરિચય તો પૂર્વસે હી હો ગયા હય. આજ આપકે સ્વયં પધારનેસે મેં ઔર ધન્ય હુવા.' એ પાટ, બેઠક, બિછાનું અને મેળાપની જગ્યા હતી. હું ત્યાં ગોઠવાયો. પંડિતજીએ દરેક કલાકારનું હસ્તકૃત અસલ ચિત્ર પ્રાપ્ત કર્યું હતું. આ તેમનો ખાસ નાદ હતો.

મેં પત્રમાં સ્પષ્ટ લખ્યું હતું કે રાત્રે અમે કશું ભોજન લઇશું નહિ, છતાં તેમણે પોતે કંઇ ખાધું નહોતું અને અલ્પાહારની તૈયારી રાખી હતી. એમણે અને ચિ. નરેન્દ્રે જોઇતો જવાબ કરી લીધો. બિછાનાં તૈયાર હતાં, પણ આવા વિદ્વાન યજમાનનો પરિચય કરવાની ઇચ્છાએ ઊંઘ ન આવી, એટલે વાર્તાલાપે ચડ્યા. એવામાં 'લીડર'નારાત્રિના મૅનેજર આવી ચડ્યા, તેમનો પાછો પરિચય આપ્યો. તેનું પરિણામ એ આવ્યું કે સવારની પ્રતમાં મારા આવ્યાના સમાચાર અને મળવાનો સમય બીજાંમાં ગોઠવાઇ ગયાં! શ્રી પાઠકજી 'લીડર' પત્રની

હિંદી આવૃત્તિના 'પુસ્તકપરિચય'કાર અને પ્રેસ તરફથી પ્રગટ થતાં પુસ્તકોના વ્યવસ્થાપક હતા. યુ. પી.ના વિદ્વાનો થોડી અને સાદી સામગ્રી પર ઘર ચલાવી શકે છે; પણ અભ્યાસનાં પુસ્તકો અને સંગ્રહ પર બહુ પ્રેમ રાખે છે. શ્રી વાચસ્પતિજીનું મિત્રમંડળ બહુ બહોળું અને દેશની જુદીજુદી પ્રવૃત્તિઓ સાથે સંકળાએલું હતું. કળા ઉપર તેમણે કેટલી યે વાતો ધગશપૂર્વક કરી. તેમણે મારો બીજા દિવસનો પ્રોગ્રામ ગોઠવી કાઢયો. સવારમાં પ્રયાગ-સંગમ જઈ આવવું બપોરે મિલાપનો સમય રાખવો, સાંજે મ્યૂઝિયમ જોવું. અલ્લાહાબાદ મ્યૂઝિયમમાં મહાપ રોરીકે કેટલાંક ચિત્રો લોન તરીકે આપેલાં હતાં તે હું જાણતો હતો. મ્યૂઝિયમમાં તેની ગોઠવણ, સજાવટ અને પ્રચાર કરનારા કલાપ્રિય સજ્જન શ્રી રામચંદ્ર ટંડનને મારે મળવું છે એ વાત મેં પાઠકજીને લખેલી, એટલે સવારમાં પ્રાતઃ વિધિથી પરવારી બેઠા કે તુરત એક કાશ્મીરી તરુણ કાળી ટોપી, લાંબો કાળો અચકન ને પહોળી બાંયના લેંઘામાં પોતાની સાઈકલ બારણા આગળ ખડી કરી અંદર આવ્યા. 'યે ટંડન સાહબ આ ગયે.' પ્રેમપૂર્વક નમસ્તે થયા. તેમના હાથમાં લીડરની સવારની પ્રત હતી, તેમાં અમારો પ્રોગ્રામ છપાએલો બતાવ્યો. તે વાંચી તેઓ તરત ખબર કાઢવા આવ્યા હતા કે તેમને નીરાંતથી મળવા કયો સમય મળશે. મારી ઇચ્છા



અલ્લાહાબાદના મ્યૂઝિયમની ગોઠવણ, સજાવટ અને પ્રચાર કરનાર કલાપ્રિય સજ્જન શ્રી રામચન્દ્રજી ટંડન

પ્રમાણે પાઠકજીએ વિદાય થવાને સાંજની ટ્રેનનો ટાઇમ પણ બહાર પાડી દીધો હતો, એટલે ટંડનજીને ચિંતા થએલી; પણ અમે ટૂંકમાં જણાવ્યું કે અલ્લાહાબાદમાં તેમને જ મળવાનું અને રોરીક ચિત્રાલય તથા મ્યૂઝિયમ જોવાનું જ માત્ર કામ હતું. અલ્લાહાબાદ મ્યૂઝિયમના પ્રસ્તાવક શ્રી વ્યાસજી પ્રવાસમાં હતા, એટલે તેમની ખોટ તો ભોગવવાની જ. ટંડનજીના ગયા પછી એક છકડો ભાડે કરી અમે પ્રયાગતીર્થ તરફ હંકારી ગયા. અલ્લાહાબાદ શહેરનો સરિયામ રસ્તો વીંધીને લગભગ ચાર માઇલ સુધી અમને લોકજીવન નીરખતાં જતાં વખત લાંબો લાગ્યો નહિ, પણ લગભગ સવા કલાકે ત્યાં પહોંચ્યા.

**પ્રયાગ સંગમ**

પ્રયાગ સંગમ આગળ બંને મહાનદીઓના પટ શહેરની સપાટીથી ઘણા નીચા-લગભગ વીસ ફીટ જેટલા-ઊતરી ગએલા છે, પણ યુગોથી નદીનાં પૂરોએ તેનો વિસ્તાર એટલો બધો વધારી દીધો છે કે બે નદી મળે છે તેની વચ્ચેના રેતાળ પ્રદેશમાં બાર વર્ષે ભરાતો કુંભ મેળો તેમાં સમાઇ જાય છે. લગભગ વીસ લાખ માણસોની મેદની ત્યાં જામે છે અને આખા હિંદુસ્તાનના ધર્મ-સંપ્રદાયોનાં ભાવિક નરનારીઓ, વેરાગીઓ, વેપારીઓ અને રખડુઓનો ત્યાં સંપર્ક જામે છે. એનો બંદોબસ્ત રાખવા ખાસ પોલીસ, ખાસ મ્યુનિસિપાલિટી તથા અનેક સેવાસંઘોનો પ્રબંધ થાય છે. આ મેળો જગતનો મહામેળો ગણાય છે, કારણ કે આ મેળાની સંખ્યા જેટલી બીજા કોઇ મેળાની સંખ્યાપરંપરા થતી નથી. આખા આર્યાવર્તની એકતા સાધવા પ્રાચીન મહર્ષિઓ અને સંત મહાત્માઓએ આ સ્થાનનું માહાત્મ્ય કેવી રીતે જમાવી દીધું છે તે વિચારીએ તો આશ્ચર્યકારક પ્રકાર લાગે છે. ગઇ સાલ કુંભમેળો થયો હતો, પણ યુદ્ધના પ્રસંગોએ નવા આવનાર પર અંકુશો મૂકી દીધા હતા. અમે ગયા ત્યારે તો એ પ્રદેશ સાવ ખાલી હતો. માત્ર પંડાઓની કુટિરો અહીંતહીં નામો અને ચિહ્નોવાળા ધજાગરા ફરકાવી રહી હતી. અમે નદીના પટમાં ઊતર્યા કે તરત



અલ્લાહાબાદમાં પ્રયાગ સંગમ આગળ યાત્રાળુઓની હોડીઓ

પંડાઓએ અમારો પીછો પકડેલો, પણ અમે જાત્રાળુ નથી, જ્ઞાનપ્રવાસીઓ જ છીએ એવો ખુલાસો પાઠકજી સ્થાનિક ઢબે આપી દેતા એટલે ચૂપ થઇ જતા. આ પંડાઓ જાત્રાળુઓને પોતાની કુટિરમાં મુકામ આપે, તેમનાં કપડાં જોડા વગેરે સાચવે, વિધિપૂર્વક સ્નાન કરાવે અને શ્રદ્ધા પ્રમાણે દાન ઉઘરાવે છે. અમારે કોઇનું કામ નહોતું, છતાં એક પંડો જિદ કરીને પણ અમે સંગમ આગળ જવા એક હોડી કરી તેમાં ચડી બેઠો. એને આશા હતી કે સ્નાન કરતી વેળા તો તેને તક મળશે. હોડી સંગમમાં યમુનાના પ્રવાહમાં જ ઊભી રહે છે. ગંગાનો પ્રવાહ બહુ વેગવંત હોવાથી કોઇ તે બાજુ નહાવા જતું નથી. સંગમ–ત્રિકોણ આગળ લાકડાનો એક લાંબો ડક્કો બાંધેલો છે, તેને વળગી લોકો સ્નાન કરી લે છે. વળી ત્યાં યમુનાના કાચબાનું પણ બહુ જોર છે. ઘણી વાર તે માણસોને બચકાં ભરી જાય છે. કપડાં ધોવાનું સાધન તો ત્યાં હોય જ શાનું ? ભીને કપડે હોડીમાં ચડી કોરાં બદલી લેવાનાં. અમે ઉપરની ચેતવણી અને સાવચેતીઓ પાળી સ્નાન કરી લીધું અને હોડી પાછી ફેરવી.

પેલા પંડ્યાજીને કંઇ આશ્વાસન ન અપાયું, પણ હોડીવાળાને એક આનો વધારે આપ્યો. પંડાઓનું જોર એટલું બધું હોય છે કે તેઓ હોડી ઠરાવી આપે તો હોડીવાળા પર તેમનો હક ચડે! અમસ્થા બેસવા દેવાની તો કોઈ પંડાને ના જ ન પડાય. આ પંડાઓ મુસાફરોની પ્રામાણિક સેવા કરે અને સંસ્કૃતિના આ દાનપ્રદાનના કાર્યમાં પ્રયાસ કરે તો આખા ભારતવર્ષને ઉપકાર કરી શકે. બરોબર એક વાગ્યે અમે મુકામ પર પહોંચ્યા અને યાત્રાના તપથી ક્ષુધાદેવી પ્રસન્ન થયાં હતાં તેમને પાઠકજીની અન્નકુટિરમાં વધાવી લીધાં. તે પછી થાકે પણ થોડો હક કરી આંખ મીંચાવી દીધી.

**કલાકાર સુખવીરસિંહજી સન્યાલ**

પંદરેક મિનિટ બાદ જાગ્યો તો કોઇ યુવાન સાથે પાઠકજીને વાર્તાલાપમાં ઝૂકેલા સાંભળ્યા. લીડરની સવારની જાહેરાત વાંચી એ ભાઈ આવી પહોંચેલા. લખનૌ આર્ટ સ્કૂલમાં કલાવિભાગમાં ડિપ્લોમા લઇ આવેલા એ યુવાન કલાકાર સુખવીરસિંહ સન્યાલે ભાઇ છગનલાલ જાદવ પાસેથી મારો પરિચય મેળવેલો, એટલે આકર્ષાઈ સંપર્ક સાધવા ધાર્યું હતું. એ ભાઇએ પોતાની કળાશાળા ઉઘાડી છે અને યુનિવર્સિટીના આશ્રયે એક કળાવર્ગ ચલાવે છે. તેમણે આગ્રહ કર્યો કે મારે તેમની શાળા જોવી. સમયની ખેંચ હતી, પણ નિરૂપાયે તેમને વશ થવું પડ્યું. શ્રી પાઠકજીએ બે મિત્રોને બોલાવી, બીજા મુલાકાતીઓને ચાર વાગ્યે મ્યૂઝિયમનો વાયદો આપવો ઠરાવી, અમારાં બિસ્તરા પોટલાં સાથે ટાંગો ઉપાડ્યો. સામાન પ્રથમ વેઇટિંગ રૂમમાં મૂકી દીધો અને પછી આગળ ચાલ્યા અંતર બહુ લાંબું જણાયું, પણ તેથી અલ્લાહાબાદની એક બીજી બાજુ જોવા મળી. માર્ગમાં નહેરૂજીના આનંદભવનનાં દર્શન કર્યાં. સુખવીરસિંહજીની શાળા એક બંગલાના નીચલા તળમાં હતી. પ્રકાશની કે બેઠકની ગોઠવણ બરોબર નહોતી, પણ તેણે તેની સજાવટ બહુ સુંદર કરી હતી. લખનૌ આર્ટ સ્કૂલમાંથી તેણે રંગ અને રેખાની હથોટીમાં સારી પ્રવીણતા મેળવી હતી. ચિત્રના વિષયો મોટે ભાગે રાધાકૃષ્ણ કે પુરાણોના હતા. અદ્યતન જીવનની વિચારસરણિ તેમાં પ્રવેશી નહોતી, તેમ શિક્ષણની

કોઈ સ્થિર પ્રણાલીનો ખ્યાલ હજુ મળ્યો નહોતો; પણ તેનો ઉત્સાહ ઘણો હતો. તે જો દેશના શિક્ષણવિધાયકો તથા ઘડાતી રાષ્ટ્રીય શિક્ષા તરફ નજર રાખી પોતાના પ્રયોગો કરે તો તેને કાર્ય કરવાને મોટું ક્ષેત્ર હાથ લાગ્યું હતું ને તેમાં સફળ થાય એમ હતું. વિદ્યાર્થીઓને તો હું ન જ મળી શકયો, પણ ત્યાં આવવા જવામાં જે વખત ગયો તેના પ્રમાણમાં હું ત્યાં વખત ગાળી શકું એમ નહોતું, એટલે જલદી વિદાય લઇ ચાર વાગ્યે મ્યૂઝિયમમાં ટંડનજી પાસે હાજરી આપવા ઉતાવળ કરી. માર્ગમાં મ્યુનિસિપાલિટી તરફથી દર વર્ષે ઔદ્યોગિક પ્રદર્શન ભરાય છે તેની તૈયારીઓ જોઇ. મ્યુનિસિપાલિટીએ ચોક્કસ જગ્યા નક્કી કરી રાખી છે, ત્યાં દર વર્ષે દુકાનો બાંધી આપે છે અને તેમાં સ્વદેશી માલની જ દુકાનોનું પ્રદર્શન ભરે છે. સાથે તમાશા ગમ્મત અને રંજનનાં સાધનો અને સંસ્થાઓ પણ હોય છે. મોટાં શહેરોએ આ દાખલો લેવા જેવો ખરો.

## અલ્લાહાબાદ મ્યુઝિયમ

અમે જે કૅમ્પાઉન્ડમાં દાખલ થવા ત્યાં મ્યુ. ઝાડુવાળાઓની મોટી મેદનીએ ચોગાન રોકી લીધું હતું. તેનો ખુલાસો પૂછતાં જણાયું કે અલ્લાહાબાદના મ્યૂઝિયમને પોતીકું મકાન નથી, એટલે મ્યુનિસિપાલિટીએ ઑફિસોના મકાનમાં નીચેના ભાગમાં થોડા ઓરડા કાઢી આપ્યા છે. તેમાં એજ્યુકેશનલ ઑફિસર શ્રી વ્યાસજીના પ્રયાસથી તેનો પ્રારંભ થયો છે; અને આજે નોકરોનો પગારનો દિવસ હોવાથી જ નોકરોની ત્યાં ગિરદી દેખાતી હતી.

મકાનના પાછળના ભાગમાં જતાં જ ચારે તરફ ખંડેરોમાંથી આણેલી ખાંપાખાંપી મૂર્તિઓ તથા સ્થંભોના ઢગલા ને ઢગલા દેખાયા. અત્યંત મહત્ત્વની મૂર્તિઓ જ મકાનમાં મૂકવાની જગ્યા મળી હતી. મકાનના દરવાજે ટંડન સાહેબ અમારી પ્રતીક્ષા કરી રહ્યા હતા. હાથ પરની ઘડિયાળ જોઇ તુરત કહે: 'મારે આપનો વખત વિચારવો પડશે. વ્યાસજી પોતે અહીં હોત તો આપને આમ જવા ન દેત. આ મ્યૂઝિયમ જોવાને કમતીમાં કમતી ત્રણ દિવસ તમને રોકી શકે એટલું તેમને દરેક વસ્તુ માટે કહેવાનું હોય છે. બોલો,

ક્યાંથી શરૂ કરીશું? રેરીક ભવન પહેલું જોઇ લઈએ.' ત્યાં એક જ ખંડમાં વીસેક જેટલાં અસલ રેરીક-ચિત્રોનો સમાવેશ સુંદરરીતે કરેલો હતો. મકાનની ગોઠવણ જોઇએ તેવી નહોતી, એટલે પ્રકાશ માટે વીજળીક રોશની ગોઠવેલી હતી. ખંડો નાના હોવાથી રેરીક-ચિત્રોને ઉચિત રચના તો નહોતી થઇ શકી, પણ તેમણે શકય એટલું કરી નાખ્યું હતું. ભીંત પર તેમનાં છપાએલાં ચિત્રોની પ્લેટો મૂકી હતી. ઉપરાંત તેમના પરિચય સાથે ચિત્રો ઉપર વિવેચના કરતું એક કૅટલગ પણ છપાવી નાખ્યું હતું. શ્રી રેરીકનું દૃષ્ટાંત લઇ લખનૌના કલાધ્યક્ષ શ્રી અસીત હલદરે પણ પોતાનો કેટલોક ચિત્રસંગ્રહ ત્યાં આપી દીધો છે. તેને હલધર ભવન નામ આપેલું છે. અહીં મને એ કલાકારનાં કેટલાંક નાનાં સુંદર કાવ્યચિત્રો જોવાનાં મળ્યાં. તેમનાં મોટાં ચિત્રો કરતાં એમાં તેમણે વિશેષ ગીતપ્રતિભા બતાવી છે. તેઓ સારા કવિ પણ છે એ મેં અહીં જાણ્યું.

ત્રીજા કલાકાર શ્રી અનાગરિક ગોવિંદનાં સુંદર ધાર્મિક ભાવનાવાળાં ચિત્રોનો એક ખંડ ત્યાં જોયો. આ કલાકાર જન્મે યુરોપીઅન અને ધર્માંતરથી બૌદ્ધ થએલા છે અને હિંદમાં કાયમ માટે વસ્યા છે. જન્મથી જ આધ્યાત્મિક ભાવનાવાળા હોઇ એ મહાપંડિત, કવિ અને જબરા પ્રવાસી છે. એમની કળામાં ચિંતન, સર્જકતા તથા શાંત આધ્યાત્મિક સૌંદર્યભાવ પ્રવર્તે છે. રંગ અને ચિત્રવિધાનમાં તે પૂર્ણ કુશળતા દાખવે છે. એમણે પોતાનો વિશાળ ચિત્રસંગ્રહ અને પુષ્કળ સ્કેચ-બૂકો અહીં અર્પણ કર્યા છે અને સંગ્રાહકોએ પણ બહુ કાળજીપૂર્વક તેનું પ્રદર્શન ગોઠવ્યું છે. તેમના વિષે અંગ્રેજીમાં શ્રી રામચંદ્ર ટંડને લખેલું પુસ્તક કિતાબિસ્તાને પ્રસિદ્ધ કર્યું છે. અહીંનું કિતાબિસ્તાન આખા હિંદમાં ઉત્તમ અને સુંદર પુસ્તકો પ્રકટ કરનાર સંસ્થા તરીકે જાણીતું છે.

આવા ભેટના સંગ્રહો ઉપરાંત શ્રી જવાહરલાલજીએ પોતાને દેશદેશમાંથી મળેલાં માનપત્રો અને ભેટપદાર્થો પણ અહીં આપી દીધા છે, તેથી તેનો આખો

એક ઓરડો ભરચક બનેલો છે. તેમાં અમદાવાદની જાણીતાળું માનપત્ર પણ ધ્યાન ખેંચતું હતું.

### પ્રાચીન કૌશામ્બીના અવશેષો

અલ્લાહાબાદ મ્યૂઝિયમનું ખાસ આકર્ષણ તો ૨૭૦૦ વર્ષ પૂર્વે જાહોજલાલી ભોગવી ગએલી પ્રાચીન કૌશામ્બી નગરીમાંથી જથ્થાબંધ મળી આવેલી મૃણમૂર્તિઓ છે ને તેનું માન મ્યુનિસિપલ વિદ્યાધિકારી શ્રી વ્યાસજીને ભાગે જાય છે. વિદ્યા અને કળાના એ મહા વિદ્વાન સેવકનાં દર્શન તો મને ન થઇ શક્યાં, પણ તેમના સહધર્મીઓ તેમની વાત કરતાં થાકતા ન હતા આ કામ પાછળ વ્યાસજીએ નથી જોયાં રાત કે દહાડો. નોકરી ઉપરાંતની આવી સંસ્કૃતિસેવા બજાવનારા અધિકારીઓ વિરલ હોય છે. અલ્લાહાબાદથી ચાળીસ માઇલ ઉપર જંગલમાંનાં ખંડેરો ખોદીખોદી તેમણે હજારો માટીમૂર્તિઓ અને શિલ્પમૂર્તિઓ ગાડાંમાં નાખી અહીં ભેગી કરી છે. સરકારી પુરાતત્ત્વના વડા પાસેથી પણ મથુરા, સાંચી, મોંહે-જો-ડેરો વગેરે સ્થળોના અવશેષોમાંથી ભાગ મેળવ્યો છે. જગ્યાનો અભાવ હોવાથી કેટલાંક તો બહાર પતરાંની છત્રીઓ ને છાપરાં કરી ખડકી દીધાં છે. હવે મ્યૂઝિયમની કિંમત બહારની ગણત્રીમાં આવી છે, એટલે મ્યુનિસિપાલિટીએ પણ એક અલાયદું મકાન બાંધવા તજવીજ આદરી છે. હાલ તો એક કારકુન અને થોડા નોકરોથી કામ નભે છે. વાર્ષિક માત્ર રૂા. ૨૦૦૦ જેટલા જૂજ ખર્ચમાં આ મહાન ઉપયોગી જનકાર્ય ચાલે છે. તેનો યશ શ્રી વ્યાસ જેવા સેવાભાવી સજ્જન ને શ્રી રામચંદ્ર ટંડન જેવા તેમના સહધર્મીઓને ઘટે છે. કૌશામ્બીની માટીપ્રતિમાઓમાં કેટલીક બાળકોએ કરેલી લાગે તો કેટલીકમાં ઉસ્તાદી હાથોએ ભાવલાવણ્ય ને મુદ્રાની પરિપૂર્ણતા દાખવેલાં લાગે. આપણને એમ જ લાગે કે ઘેરેઘેર આ કળા હસ્તગત કરવાની રૂઢિ પડી હશે. મૂઠી કે ખોબામાં સમાય એવડી આ પૂતળીઓમાંથી એ કાળનાં હજારો નરનારીઓનાં મોં, વસ્ત્રપરિધાન, કેશગુંફન, ચહેરાની દાઢી, મૂછો કે વાળની ઢબો વગેરે સ્પષ્ટ સમજતાં વાર લાગતી નથી. એ ખંડેરોમાંથી કેટલીક માળાઓ

ને મણકા નીકળ્યાં છે, તેના આધારે મૂર્તિઓના આકાર પ્રમાણે એમણે સ્થાનિક કલાકાર પાસે સંપૂર્ણ મોટાં ચિત્રો કરાવ્યાં છે, તે જોતાં આજની વસ્ત્રરૂપની સજાવટ ઝાંખી પડે છે. આ વસ્તુઓનાં સુંદર ચિત્રો વિના તેનો ખ્યાલ આપવો મુશ્કેલ છે અને એ કાર્ય તો ઘણા કુશળ કલાકારોનો સહકાર માગે છે. મ્યૂઝિયમમાં મુઘલ અને રાજપુત યુગનાં અસલ ચિત્રોનો પણ સારો સંગ્રહ જોયો. શ્રી ટંડનજીએ મને બતાવવા યોગ્ય તસવીરો અને ચીજો આગળથી બહાર કઢાવી મૂકી હતી, એટલે એ ટૂંક વખતમાં પણ કલાવૈભવના સામ્રાજ્યમાં હું ડૂબકી મારી શકયો અને પૅગડેપગનો અહોાદેશ લઈ બહાર નીકળ્યો. બહારના કૉમ્પાઉન્ડમાં પણ કોઈકોઈ ચીજો મારી આંખ ખેંચી પકડતી હતી. હિંદનું કલાશિક્ષણ અને સૌંદર્યભાવના પ્રકટાવવાને આટઆટલો વિપુલ ભંડાર તૈયાર હોવા છતાં તેનો પ્રયોગ કેમ નથી થઈ શકયો તે જ વિમાસણ મને થઈ

મ્યૂઝિયમ સ્ટેશનની નજીકમાં જ છે, એટલે છેલ્લી ઘડી સુધી જોવાય તેટલું જોયું. પા કલાક રહ્યો એટલે ટંડનજીએ ઘડિયાળની સાક્ષી પૂરી અને સ્ટેશન તરફ સૌ ચાલી નીકળ્યા. આ પરિચયસમય દરમ્યાન અમારે વચમાં ઘણી વાતો થઈ. એકજ ભાવનાવાળા સજ્જનો થોડા સમયમાં પણ ચિરસંબંધી બની શકે છે તેનો અનુભવ થયો. ભવિષ્યમાં કલાસમુદ્ધારની કોઈ યોજના થઈ શકે તો તેમાં સંપૂર્ણ સહાય અને સહકારની તેમણે ખાત્રી આપી. ટ્રેન આવતાં પહેલાં તેમણે સ્ટેશન ઉપર પોતાની સાથે ઉપાહાર લેવાનો લ્હાવ અમને આપ્યો. તેમણે ઘણી ઇચ્છા કરી કે વધુ રોકાઈ બીજાઓને મળવા સભા કરવી, પણ હું હવે વધુ રોકાવા તૈયાર નહોતો. ટ્રેન ઊપડી ત્યાં સુધી શ્રી વાચસ્પતિ પાઠકજીની પણ હૃદયોર્મિઓ ઊછળતી જ જોઈ. સુજનતા તથા મિત્રતાનો પમરાટ મારા હૃદયપટ પર છવાઈ ગયો.

### દિલ્હી

અલ્લાહાબાદથી આવ્યા પછી કાનપુરમાં એકાદ દિવસ રોકાઈ અમે સાંજે દિલ્હી જતી ગાડી સાધી. કાનપુરમાં તો નાનું ગુજરાત માણી

લીધું અને સ્ટેશનમાંથી ગાડી ઊપડી ત્યાં સુધી સૌના હૃદયનું ભારે ખેંચાણ અનુભવ્યું. એ જ વખતે અમારા તાર ને પરણીડિયું મળતાં જણાયું કે ભાઇશ્રી યશવંત પંડયા રાબેતા મુજબ દિલ્હી સ્ટેશને અમને લેવા આવવાનો પ્રોગ્રામ કરી ચૂકયા હતા. દિલ્હીનાં મિત્રમંડળો અને ગુજરાતી સમાજના મંત્રીઓને ખબર આપી, તેમણે અમને રાત્રે આઠ વાગ્યે સ્ટેશન પરથી સહીસલામત કૉનૉટ સર્કસમાંની ઑમ્બે લાઇફની ઇમારતમાં આવેલા પોતાના બ્લૉકસ પર ઉતારી લીધા. અમે જાણે ગુજરાતને ઝાંપે આવી પહોંચ્યા.

તેમણે તો તુરત ટેલિફોન પર ગુજરાતી સમાજના મંત્રી જોડે મને ભેટાડી દીધો. વાત એ કે ગુજરાતી સમાજ એક મેળાવડો કરી મારા પ્રવાસનો પરિચય મેળવે; પરંતુ તેની જાહેરાત વગેરે કરતાં બે દિવસ અમારે રોકાવું પડે તેમ હતું. કોઇ પણ પ્રવાસી ધનતેરશે તો ઘરભેગો થઇ જવા ઇંતેજાર હોય જ; એટલે એમની અતિ પ્રેમભરી લાગણીને મારે નકારવી પડી ને બધા જ પ્રોગ્રામો અમે માંડી વાળ્યા.

### દેવદાસ ગાંધી

બૉમ્બે લાઇફ ઍસ્યોરન્સ કંપનીની ઇમારત(જેમાં અમારો ઉતારો હતો)ના એક ભાગમાં દિલ્હીના દેશવિખ્યાત રાષ્ટ્રીય અંગ્રેજી દૈનિક 'હિંદુસ્તાન ટાઇમ્સ'નું આખું પ્રેસ સમાઇ જવા ઉપરાંત કેટલીક ઑફિસો પણ આવેલી છે; અને ઉપરના મજલાઓમાં કેટલાંક કુટુંબોનો વાસ છે. શ્રી યશવંત પંડયા રહે છે તે–અમારા ઉતારાવાળા–માળ પર જ દાદરની સામી બાજુએ શ્રી દેવદાસ ગાંધી (હિંદુસ્તાન ટાઇમ્સના તંત્રી અને મૅનેજિંગ ડિરેકટર) કુટુંબ સાથે રહે છે. મારી દિલ્હીની મુલાકાત દરમિયાન દર વખતે તેમને મળવાની તક હું જવા દેતો ન હતો. આવ્યો તે રાત્રે મળાયું નહિ, એટલે સવારે ઊઠતાંવેંત તેમના બારણા પર ટકોરા કર્યા. લાગલા જ તે અને મહાદેવભાઇ સાથે જ બહાર આવ્યા. દેવદાસભાઇ પર, 'હિંદુસ્તાન ટાઇમ્સ'માં આવેલા એક અહેવાલથી

ન્યાયાધીશનું અપમાન કર્યાનો પેલો સુપ્રસિદ્ધ કેસ અલ્લાહાબાદમાં ચાલવાનો હતો તે માટે તેઓ સ્ટેશને જતા હતા, એટલે તેઓ બંનેની ટૂંકી મુલાકાત જ થઇ. કોણ જાણતું હતું કે મહાદેવભાઇનું મને થએલું એ દર્શન છેલ્લું જ હતું?

થોડીવાર પછી 'કુમાર'ના જૂના મિત્ર, ફોટો આર્ટિસ્ટ શ્રી ભારદ્વાજને તેમના નંબર ઉપર ફોન કરતાં અજાયબી વચ્ચે તેમણે જણાવ્યું કે તેઓ નજીકના મકાનમાં જ હતા; અને થોડી વારમાં તો તે હાજર થઈ ગયા. તેમણે પહેલી રાહત એ આપી કે પ્રવાસમાં ભાઈ નરેને પાડેલી બધી ફિલ્મો તરત તેમણે પોતાના સ્ટુડિયોમાં લઇ જઇ વિધિસર ડેવેલપ કરાવી આપી અને પછી પોતે પરવારતા બની અમારી સાથે નીકળ્યા. શ્રી યશવંત પંડયાએ પોતાની મોટરનું પેટ્રોલ માપી બિરલા મંદિર જોવાનું ઠરાવ્યું.

## બિરલા મંદિર

આ મંદિર વિષે મેં ઘણું સાંભળ્યું હતું. લાખો રૂપિયાનો તે પર ખર્ચ થયો છે અને તેમાં સર્વ હિંદુ દેવતાઓની એકીસાથે પ્રતિષ્ઠા કરવામાં આવી છે. આખો દિવસ લાઉડ સ્પીકરથી ભજનો અને કથાની ધૂન ચારે પાસ જારી રહે છે; પરંતુ એ સ્થળ નજરે જોયા પછી તે વિષેની મારી સર્વ ઇંતેજારી ઠરી ગઇ. માત્ર ધાર્મિકતાને પ્રધાન સ્થાન આપી આ મંદિર કરેલું હોવાથી તેમાં આરસની કોતરણી વગેરે પર પુષ્કળ ખર્ચ થયો હોવા છતાં અનેક સ્થાપત્યસ્વરૂપોને સમરસ કરવાની કળા એમાં નિષ્ફળ બની છે. ભીંતો પર વેદ, પુરાણ, ગીતા વગેરેનાં સુવાકયો મોટાં ચિત્રો સાથે કોતરવામાં આવ્યાં છે; પણ તેમાં યે ઇતિહાસદષ્ટિએ સ્થળ, કાળ પરિધાન વગેરે પર સૂક્ષ્મ વિચાર કર્યો હોય એમ ન લાગ્યું તેમજ ભાવોદ્દીપન કરે એવું માર્મિક કળાકૌશલ જોવાનું પણ મળ્યું નહિ. ત્યાં દ્રવ્ય તો પાણીનાં પુર પેઠે રેલાયું છે, પણ શાસ્ત્રીય મૂલ્યાંકન વિના જ. હવેની પ્રજા જ્યારે કળા, ઇતિહાસ અને સંસ્કૃતિના સાચા પાઠો દ્વારા તૈયાર થશે ત્યારે આ મંદિરનો ખૂણેખૂણો ટીકાપાત્ર



અઢળક ધન ખર્ચીને બાંધવામાં આવેલા દિલ્હીના બિરલામંદિરનો એક ભાગ

થશે. ઉત્તર હિંદમાં વિશાળ અને સુરમ્ય સ્થાપત્યરચનાના અનેકાનેક નમૂનાઓ છતાં આ મંદિરની રચના મંજૂર જ કેમ થવા પામી તે એક આશ્ચર્ય રહેશે. નિરાશાનો સ્વર ઘૂંટતા અમે ત્યાંથી નીકળી ગયા.

### કાર્ટૂનિસ્ટ શંકર

શ્રી પંડ્યા રસ્તામાં પોતાના એક સંબંધીની ખબર કાઢવા ઇસ્પિતાલમાં રોકાયા એટલે અમે પગે ચાલતા જ શહેર જોતાજોતા મુકામ તરફ વળ્યા; પણ ઘેર પહોંચતાં તો અમે તેમને અમારી આગળ આવી



પોતાનાં કટાક્ષચિત્રો વડે ભારતખ્યાત થએલા, દિલ્હીના 'હિંદુસ્તાન ટાઈમ્સ' પત્રના કાર્ટૂનિસ્ટ શ્રી શંકર પિલાઇ

જઈને દાદરા પાસે કોઇની સાથે વાતોમાં રોકાએલા જોયા. ચાળીસ વર્ષની આસપાસના એક ગૃહસ્થ સ્વચ્છ પાટલૂન અને હાફ શર્ટમાં તેમની સાથે ખૂબ લટકાં અને મુખમુદ્રાના ત્વરિત ફેરફારો કરતા વિચિત્ર અદબથી ત્રાકા મારી રહ્યા હતા. અમને જોતાં શ્રી પંડયાએ કહ્યું: 'આ મિ. શંકર, હિંદુસ્તાન ટાઇમ્સના પ્રખ્યાત કાર્ટૂનિસ્ટ. મિ. શંકર, આ મારા મિત્ર રાવળ, ગુજરાતના આર્ટિસ્ટ. એ તમને મળવાને બહુ ઇંતેજાર છે.'

'અહો બહુ ખુશીથી. હું આજ બપોરે મારી ઑફિસમાં નવરો જ છું. આજે શીતળા-ડાક્તરે મારા આખા ઘરને શીતળા ટાંકી કામ બંધ કરાવ્યું છે. જુઓ, સામે જ મારો સ્ટુડિયો છે.'

તેમની વાતો બહુ મજેદાર હતી. મેં ટૂંકામાં વિવિધ આર્ટિસ્ટોનો પ્રવાસમાં પરિચય કર્યાની વાત કહી ત્યારે જરા ઊકળી પડ્યા: 'અરે ભાઇ, આર્ટિસ્ટો છે જ ક્યાં? કોઇને કેડ ઉપર ધોતિયું કેમ પહેરાવવું એ જ આવડતું નથી. ખરેખર, કેડ પરના વળની ઘેડો ચીતરવી કઠણ છે. હું પોતાને આર્ટિસ્ટ માનતો નથી; પણ તેમની ટીકા તો જરૂર કરીશ. કેટલા યે આર્ટિસ્ટોને શરીરનાં પ્રમાણોનું ય ભાન હોતું નથી. હાથનાં આંગળાં ને પગની રચનામાં ઠેકાણું જ નથી. હું તો ભાઇ, દેવદેવતા કરતાં ભૂમિ પર પગ ઠરાવી ચાલતાં ખરાં માનવી જોવાની ઇચ્છા રાખું છું. આગ ને તેમ વળ ખાતાં

ઊભેલાં ચિત્રો જોઇ મને તો કંટાળો આવે છે.' એમ કહેતાં પોતે કેટલીક પોઝના હાસ્યકારક અભિનય કરી બતાવ્યા.

શ્રી શંકર પોતાને 'સુપર ક્રિટિક' ગણાવે છે. માનવી જે કંઇ અવળચંડું કરતાં હોય તેનું તેમને ભાન થાય એવી રીતે તેમના વર્તન પર તે બહુ સચોટ-પણે કટાક્ષચિત્રો દોરી બતાવે છે; તેથી તો આજે તે હિંદુસ્તાનના અગ્રગણ્ય કાર્ટૂનિસ્ટ ગણાઈ ચૂકયા છે. 'હિંદુસ્તાન ટાઇમ્સ' હાથમાં આવતાં જ વાઇસ-રૉયથી માંડીને શાળાના વિદ્યાર્થી સુધીનું પ્રત્યેક જણ પહેલાં 'આજે શંકરનું કાર્ટૂન શું છે' તે જોવા તલપાપડ હોય છે. શ્રી શંકર જિંદગીમાં કારકિર્દી માટે અનેક આડાંઅવળાં ફાંફાં મારીને છેવટે પોતાની લાયકાત મુજબ ઉચિત સ્થાને સિદ્ધ થઈ બેઠા છે. તે એલએલ. બી. થયા છે, આર્ટ સ્કૂલમાં થોડો અભ્યાસ કર્યો છે અને 'બૉમ્બે ક્રૉનિકલ'ના કાર્ટૂનિસ્ટ થઇને બહાર પડ્યા પછી અહીં સુધી ખેંચાઇ આવ્યા છે. તેમને લગભગ પાંચસો રૂપિયા પગાર મળે છે અને 'હિંદુસ્તાન ટાઇમ્સ'માં તેમની ખાસ ઑફિસ છે. આ રસપ્રદ વ્યક્તિ જોડે બેચાર કલાક ગાળવા મારી બહુ ઇચ્છા હતી; પણ બપોરે અમે જુદે જ સ્થળે રોકાઈ પડ્યા અને એ મુરાદ બર ન આવી.

**રાવબહાદુર દીક્ષિત**

બપોરે સરકારી પુરાતત્ત્વખાતાના સર્વોચ્ચ વડા રાવબહાદુર કે. એન. દીક્ષિતની સાથે એક બહુ ઝડપી મુલાકાત થઈ. તેમની સાથે મારા પ્રવાસની મેં ચર્ચા કરી ને માગણી કરી કે યથોચિત સમયે મ્યૂઝિયમોમાં પડેલી આદર્શ શિલ્પપ્રતિમાઓના રુચિકર ફોટોગ્રાફો તેમજ પ્લાસ્ટરની પ્રતિમૂર્તિઓ કર-વાની રજા મળે તો ભારતવર્ષની કળાના અભ્યાસમાં નવો પ્રકાશ અને માર્ગ-દર્શન મળે એમ છે. એમણે એ વાત સ્વીકારી ખરી, પણ તે સાથે ચેતવણી આપી કે ઘણાખરા પરદેશીઓએ તો તેમાંથી પોતાનો સ્વાર્થ સાધ્યો છે અને ખાતાને વગોવ્યું છે. કેટલાકે અસલ ભીંતો કે મૂર્તિઓ પર પોતાની સગવડ ખાતર વાર્નિશ કે પાણી લગાડી વધુ ખરાબી કરી છે. આ બિના ખરેખર શોચનીય છે: પણ એકંદર ધૂળ ખાતા નમૂનાઓ પ્રજામાં સૌંદર્ય અને


હિંદુસ્તાનભરનાં પ્રાચીન શિલ્પ-સ્થાપત્યનાં સંશોધન ને સંરક્ષણનો ભાર વહેતા, એક વખતના સરકારી પુરાતત્ત્વ ખાતાના સર્વોચ્ચ વડા સ્વ. રાવબહાદુર કે. એન. દીક્ષિત

સુશિક્ષા આપવાને ઉપયોગી થાય તો તેમણે સહાય કરવા પૂર્ણ તત્પરતા બતાવી. તેઓ એ વખતે મધ્ય એશિયામાંથી સર ઑરેલ સ્ટીને આણેલાં ફ્રેસ્કોનું પુસ્તક તયાર કરાવવા મહેનત કરતા હતા. તે માટે તેમણે રંગીન ફોટોગ્રાફીનો ઉપયોગ કરેલો તેના નમૂના બતાવ્યા. મને ખાત્રી હતી કે આ નવી કળા અસલિયત ઉપજાવવામાં બહુ મદદ કરશે. આખા હિંદુસ્તાનનાં પ્રાચીન શિલ્પસંશોધન અને રક્ષણનો ભાર વહેતા આ સજ્જને અમારી અચાનક મુલાકાતને પણ અરધો પોણો કલાક નિભાવી તે ખાતર આભાર માની અમે રજા લીધી. (ત્યાર પછી તો રા. બ. દીક્ષિતજીએ ગુજરાતમાં પૅલિયોલિથ માનવના અવશેષો શોધવા મંડળી તૈયાર કરી. તેમાં 'ભૂતકાળની શોધમાં'વાળી લેખમાળાથી 'કુમાર'ને સુપરિચિત શ્રી અમૃતલાલ વ. પંડયાને તેમણે અપનાવી લીધા છે ને હાલ તે એમના જ ખાતામાં પાષાણયુગના જ્ઞાતા તરીકે સેવા આપવા પૂના ગયા છે.)

સાંજે શ્રી યશવંત પંડયા પણ જુદાં રોકાણમાં સપડાયા અને અમે લબડધક્કે ટ્રેન પર જવાની તૈયારી કરી. વરસાદ ટપકવા માંડયો, પણ પેટ્રોલનાં માપ સંભાળતાંસંભાળતાં પણ અમારા યજમાને ખૂબ રાહતથી અમદાવાદની ગાડીમાં અમારા બિસ્તરા ગોઠવી આપ્યા અને દસ વાગ્યે છેલ્લી સલામીનો વિનિમય કરી અમે છૂટા પડયા.

ટ્રેનમાં પડયા એટલે અમદાવાદના પ્લૅટફૉર્મને જ જોવાની વાર છે એમ

લાગ્યું; પણ આખી યે મુસાફરીમાં પ્રભુકૃપાથી એક પણ પ્રસંગે તબિયતે દગો દીધો નહોતો, તેણે પોતાનાં યંત્રો એકદમ ઢીલાં કરી નાખ્યાં અને ઘેર પહોંચતાં મને પાકો દર્દી બનાવી દીધો. પરિણામે મુસાફરીનું છેવટ તો આવ્યું—'બિછાનામાં લાંબો આરામ'.

# કુલુનો પ્રવાસ

પ્રો. નિકોલા રોરીક વિષે 'કુમાર'માં ઘણું લખાઇ ગયું છે. એઓ એકવાર રશિયાની એક મહાન કલાશાળાના આચાર્ય હતા. ત્રણ હજાર વિદ્યાર્થીઓ તેમની પાસે શીખતા. ઝાર તેમના વાર્તાલાપો એકાંતે સાંભળતા. તેમણે મૉસ્કોનાં નાટ્યગૃહોના રૂપાંતરમાં મોટો હિસ્સો આપ્યો છે. સ્વ. મૅક્સિમ ગૉર્કીએ જગતની કલાપરિષદ્ ભરી તેના પ્રમુખપદે પ્રો. રોરીક હતા. ઉપરાંત તેમણે જગતના સાંસ્કૃતિક વિષયોમાં બહુ જબ્બર અન્વેષણો અને વિવેચનો કર્યાં છે. એમણે પોતે આજ સુધીમાં પાંચ હજાર જેટલાં ચિત્રો કર્યાં છે. અમેરિકામાં તેમનો ખૂબ આદર થતાં તેઓ ત્યાંના વતની બન્યા ને ત્યાં જ પોતાના ધ્યેય પ્રમાણે રોરીક મ્યૂઝિયમ અને કૉરોના મંડી નામનું કલા, સંગીત અને સ્થાપત્યનું વિદ્યાભવન સ્થાપ્યું ત્યાર પછી સંસ્કૃતિઓનાં મૂળ શોધતા તે હિંદ આવ્યા અને હિમાલયમાં દસ હજાર માઇલનો પ્રવાસ કર્યો જે Altai Himalayas નામના ગ્રન્થ દ્વારા પ્રસિદ્ધ થયો છે. હિમાલયના અનેક પુરાણપ્રસિદ્ધ પર્વતો, તીર્થો ને મઠોની તેમણે મુલાકાત લીધી છે અને તેનાં લગભગ ૪૦૦ જેટલાં ચિત્રો કર્યાં છે. તેમના આ પ્રવાસ વિષે એવું કહેવાય છે કે જો તે ન થયો હોત તો બીજાં ૧૦૦૦ વર્ષ સુધી હિમાલય વિષે આટલું મર્મસ્પર્શી જ્ઞાન અને દર્શન આપનાર બીજા કોઈ પુરુષની રાહ જોવી પડત. એમની કલા પ્રદર્શન કે વૈભવનો તમાશો નથી, પણ કુદરતમાં પ્રતિબિંબિત થતી દિવ્યતાનું નિરૂપણ છે. પ્રજાઓની સૌંદર્યદૃષ્ટિ ઉઘડે અને ઉન્નત બને એવા હેતુથી એ ચિત્રો તેમણે જગતમાં પચાસ કરતાં વધારે સ્થળે, માત્ર સંરક્ષણની શરતે દીધાં છે. આજે તેઓ પંદર વર્ષથી હિમાલયને પોતાનું વતન બનાવી સીમલાની ઉત્તરે કુલુની ખીણમાં નગર નામના સ્થળે આશ્રમ બનાવી રહ્યા છે.

આવા ઋષિ સમા કલાકારનાં પ્રત્યક્ષ દર્શન કરવાને મેં ઘણા દિવસોથી ધારણા રાખી હતી. એ સફળ થવાનો સુંદર યોગ મને સહજ જ પ્રાપ્ત

થયો અને મેં તે વધાવી લીધો. પ્રસિદ્ધ થીઓસોફિસ્ટ તત્ત્વચિંતક, કવિ અને કલાપ્રચારક ડૉ. જેમ્સ કઝિન્સે આ ઉનાળામાં પ્રો. રોરીક પાસે જવાનો પોતાનો કાર્યક્રમ એક પત્રમાં મને જણાવ્યો, એટલે મેં પહેલી તકે મારો દાબી રાખેલો મનોભાવ તેમની આગળ રજૂ કર્યો. એમણે નગર પહોંચીને





દિલ્હીને માર્ગે: આબુ નજીકના ગામડાં અને પર્વતપ્રદેશનાં બે દૃશ્યો
(સ્કેચ: ર. મ. રા.)

મારી વાત પ્રો રોરીકને કહી સાધારણ રીતે તો એ સ્વકાર્યમાં નિમગ્ન રહે છે અને જેમતેમ મુલાકાતો આપતા નથી. પણ મારા માટે તેમણે ડૉ. કઝિન્સને જે કહ્યું તે તેમણે મને લખી જણાવ્યું: He is not a casual; he is a colleague (એ કાંઇ ફાલતુ નથી, પણ સહધર્મી છે.) આટલા વાક્યે આ પ્રવાસ ખેડવાની મને હામ અને પ્રેરણા આપી અને મને જે કાંઇ જાણવા-જોવાનું મળ્યું તે આપની પાસે રજૂ કરી રહ્યો છું

પાપ્રોલા

૧૯મી જૂનની સવારે દિલ્હી પહોંચ્યા પછી સાંજ સુધીનો વખત ઠીક પસાર થયો. સાંજે કંઇ ખાસ કામ નહોતું એટલે હું અને ભાઇ યશવંત પંડ્યા ત્યાં આવી વસેલા આર્કિટેક્ટ ભાઇ કોઠારીને ઘેર ગયા એણે દિલ્હીનું એક થીએટર બાંધવા લીધું છે. તેનાં સુશોભનોની વાત નીકળતાં કલાકાર શોભાસિંગનું નામ નીકળ્યું. એ નજીકમાં જ છે એમ ત્યાં બેઠેલા મિ. મૂળગાંજ કરીને તેમના મિત્રે જ કહ્યું એટલે અમે તેમને ત્યાં ગયા તેમનો સ્ટુડિયો જોયો તેમને એક કુશળ કારીગર કહી શકાય પીંછીમાં ચમત્કાર લાગે, પણ ભાવ કે ઊર્મિમાં શૂન્ય ઠાકુરસિંહની શૈલીએ યુરોપિયન ચિત્રોની ઓથે કામ કરી જાય.



પઠાણકોટની રેલવેમાંથી એ પ્રદેશનું એક દૃશ્ય

રાત્રે જ અમૃતસર જવાનું ઠરાવ્યું હતું એટલે વહેલા વાળુ કરી શ્રી પંડયાની કારમાં સ્ટેશન ભેગા થઈ ગયા. ફ્રન્ટીઅર મેઇલમાં ગિરદી બહુ હતી, પણ એક ડબ્બામાં મુંબાઇથી આવતો એક મિત્ર હતો તેણે જગ્યા કરી આપી. એટલે મારું બિછાનું થઇ ગયું ને અમૃતસર સુધી ઊંઘમાં જ મુસાફરી પૂરી કરી. પાપ્રોલા–વૈજનાથ–પઠાણકોટની ગાડી આઠ વાગ્યે જ મળતી હતી, એટલે શહેરમાં ન ગયો. પઠાણકોટની ગાડીમાં ગિરદી મુદ્દલ નહોતી. મારા ડબ્બામાં હું એકલો જ હતો. એ બાજુનાં પંજાબી ગામડાં, નહેરો ને સાદા ભોળાં ગામડિયાં જોતાં સાચું હિંદુસ્તાન કેવું હોય તેનો ખ્યાલ મળતો હતો. પઠાણકોટ સુધી કોઇ વાત કરનારે મળ્યું નહિ. પઠાણકોટથી નાની ગાડીમાં બદલ્યું. એના ડબ્બા આપણી અમદાવાદની બસ જેવડા જ, એટલે બિસ્તર પણ પથરાય નહિ. સાંજના સાડા સાત સુધી એમાં બેસી જ રહેવાનું હતું.

રસ્તામાં કોઇ કુલુ જવાની માહિતી આપે નહિ. પ્રો. રોરીક વિષે કોઇ જાણે નહિ. આ ઉપરથી સુપ્રસિદ્ધ શબ્દની વ્યાખ્યા વિચારવી ઘટે. પાપ્રોલા–વૈજનાથથી કુલુનગર ૧૦૦ માઇલ થાય છે. મેં ૧૦ માઇલ વાંચેલા, એટલે સાંજે પાપ્રોલા ઊતરીને હું તો મજૂરને લઇને બસ–સ્ટેન્ડ તરફ જવા ચાલ્યો;



પહાડીભૂમિની નાની પાપ્રોલા રેલ્વે (સ્કેચ: ર. મ. રા.)

પણ વચમાં કોઇએ ભૂલ ભાંગીને કહ્યું કે અત્યારે કોઈ બસ જતી નથી અને રાત અહીં રોકાવું જ પડશે. ક્યાં રોકાવું, તો કહે આ હૉટલમાં. હૉટલ એટલે એક ઝાડ નીચે છાપરું; તેની ઓસરીમાં બે ચૂલા અને અભરાઇ ઉપર



મધજંગલમાં રસ્તાકાંઠે પાપ્રોલાની હોટલ

થાળીઓ; માથે મેડો. આ પંગતની હૉટલમાં રાત રહેવું પડશે એ મને નક્કી દેખાયું. સામાન મૂકાવી દૂધ ગરમ કરાવ્યું, તે પીને બેઠો. એક સીખ મીસ્ત્રી ત્યાં જમતો હતો તેની સાથે વાતો કાઢી. તે પણ ત્યાં સૂનારો હતો. તેણે મને સમજાવ્યું કે કંઈ તકલીફ નહિ પડે. પહેલાં તો મનમાં ઘણી ઘડભાંગ થઇ કે આ જંગલમાં આપણી સલામતી શી? પણ પહાડીઓની નમ્રતા અને સુજનતા અપાર છે. કોઈ ભાગ્યે જ ચોરી કરે છે. રાત્રે ઊંઘ સરસ આવી ગઈ અને સવારમાં બારીમાંથી જોઉં છું તો આખી ખીણમાં સોનેરી કેસરી રંગ ઊભરાતો હતો. પેલો સીખ કહે છે કે આવું તો બારે માસ જોવાનું મળે છે. પણ બિચારા પહાડીઓ! એમનાં પેલાં ચીથરાંની ચીવટમાં આ કુદરતનાં ચિત્રો કે ગીતો ક્યાંથી કરે? આવા પ્રદેશમાં કળાશાળા હોય તો દરેક જણ સહેજે કલાકાર બની જાય. સ્કૉટલંડનાં નિસર્ગદશ્યોની વાતો અને નિબંધો વાંચવા કરતાં અહીં જ પ્રવાસધામો થવાં જોઈએ. બધુ સસ્તું લાગે છે, સુંદર લાગે છે;

સંસ્કાર ને કેળવણી માત્ર નથી. પાપ્રોલા ૩૦૦૦ ફીટ ઊંચું છે, કુલુ ૫૦૦૦ ફીટ કહેવાય છે. હવે દસ વાગ્યે મોટરબસ ચાલશે ત્યારે ઊપડવાનું છે. શું કરવું તે નહિ સૂજવાથી આટલી નોંધ લખી નાખી ને હજામત કરી લીધી. હૉટલવાળો છોકરો ઊઠયો. તેણે પેલા શીખ માટે થોડી રોટલી ને શાક કરી નાખ્યાં. મને ગરમ પાણી કરી આપ્યું અને હવે 'ચ્હાકા ઇન્તેજામ હો રહા હૈ!' અહીં ટોપી પહેરીને જ બધાં કામ કરવાનાં હોય છે. ભાષા શુદ્ધ હિન્દી કોઇ બોલતું કે સમજતું નથી. મુસાફરી 'રોમાન્સ' તો લાગે છે. ડૉ. કઝિન્સ મારી કેવી રાહ જોતા હશે તે તો મળ્યા પછી જણાય. તેમનો આ મુસાફરીનો અનુભવ પણ જાણવા જેવો જ હશે; પરંતુ એક વાત ખરી છે કે હિમાલયને હિંદુસ્તાન પૂજે છે, પણ ઉપાસી જાણતું નથી નૈનીતાલ, મસૂરી વગેરે કરતાં અહીં ઘણું જુદું છે.

## કુલુ

સવારે હું માનતો હતો કે સાંજે તો ડૉ. રોરીક કાં ડૉ. કઝિન્સનું મોં જોઇશ, પણ મારો 'રોમાન્સ'નો શોખ પૂરો થવાનો હશે! સવારે વીશી-વાળો જાગ્યો તે દરમિયાન મેં તપાસ કરી લીધી હતી કે કુલુ જનારી મોટર ક્યારે ઊપડે છે; એટલે પહેલાં ચા કરવાનું કહ્યું. એ એક પ્યાલો પેટમાં નાખી પાપ્રોલા ગામ જોઇ આવ્યો. ગામ તો રસ્તાને બંને કાંઠે ઉપરવાસ હતું. અહીં બધું જ મળે છે, પણ સ્વદેશીનું તો નામ જ નથી. નદીઓ વહી જતી હોય છે, છતાં લોકોએ લૂગડાં ન જ ધોવાં એમ ઠરાવ્યું લાગે છે! કદાચ તેમને પાણી ને પથરા મળે છે એટલો સાબુ સસ્તો નહિ પડતો હોય. મેં નં. ૫૦૧નો સાબુ લીધો અને ધોતિયું–ટુવાલ લઇ પાસે જ નદીમાં ગયો. કપડાં ધોયાં અને નાહ્યો એટલે કંઇક ઉત્સાહ અને જાગૃતિ આવ્યાં કુલુની મોટર તૈયાર થઈ રહી હતી તેમાં સામાન મૂકી જગ્યા રીઝર્વ કરી. પેલા હૉટલવાળાને ત્યાં હું એકલો જ ઘરાક હતો તેણે તો ટેબલ પર થાળી વાટકો મૂકી જમવાનું પીરસ્યું: રોટલી, રીંગણાંનું શાક અને અડદની દાળ. રાત્રે ખાધું નહોતું એટલે કંઈક રુચિ હતી, પણ આ બધું જોઈ તે ઠંડી

થવા લાગી, એટલે પૈસાનું દહીં મંગાવ્યું અને એ રોટલી ખાઇ ઓડકારી લીધું. હૉટલવાળા પાસે આંકડો માગ્યો તો રાત્રે રહેવા ખાવાપીવાનું બધું મળી માંડ ચાર આના જણાવ્યા; પણ તેણે મારી દરકાર બહુ જાળવી હતી એટલે જરા વધારે આપી મોટરમાં બેઠો.

હિમાલયની ખીણમાં આટલો લાંબો પ્રવાસ પહેલો જ વારનો હતો. મસૂરી, નૈનીતાલ કે દાર્જીલિંગમાં ટ્રેન સપાટાબંધ આરામથી લઇ જતી. અહીં તો ખીણનાં ગામોમાં પેઠા એટલે હિમાલયનું પેટ ચીરી જોતા હોઇએ એવું લાગે. હજારો ફીટના ઊભા પહાડો વચ્ચે વહેતી પહાડી નદીને કાંઠે-કાંઠે જ રસ્તો શેષનાગની જેમ વળ્યો જાય છે. મોટરબસ ચલાવનારા ભડના બેટા છે. વળાંકા જ મારતા ચાળીસ માઇલની ઝડપે તગડાવે છે. જરાક હાથ ચૂકે તો થઇ રહ્યું. તેમને ટપાલનો વખત સાચવવાનો, એટલે ક્યાંયે જરા પણ રોકાય નહિ. પહાડો પરનાં ગામડાં વચ્ચે થઇ મોટર મંડી નગર-માં આવી એટલે બદલવી પડી અને બ્રિટિશ મોટરમાં ખડકાયા. બરોબર દસ વાગ્યાથી સાત વાગ્યા સુધી, ઝોકું માર્યા વગર કે વખત કાઢવાના સાધન વગરની મુસાફરી; પણ જે દશ્યો જોવાનાં મળે છે તેમાં પૈસા અને શ્રમ ભુલાઇ જાય છે અને અંતે જેમને માટે ઉતારો તૈયાર હોય છે તેમને તો બધું ય ભુલાઇ જાય. રોરીકનાં ચિત્રોમાંના લૅંડસ્કેપ (નિસર્ગદશ્યો) તો અહીં સેંકડો છે. કોઇ નવરો કલાકાર અહીં પડાવ નાખે તો લૅંડસ્કેપોથી દુનિયાને છક કરે તો નવાઈ નહિ.

સાત વાગ્યે ગાડી કુલુની પોસ્ટ ઑફિસે આવી. હું અને એક બીજો એમ બે પૅસેંજરો બાકી હતા. મેં દાઢીવાળા પોસ્ટમાસ્તરને રોરીકનું સર-નામું પૂછ્યું ત્યારે પહેલવહેલો એ માણસ મળ્યો કે જેણે મને રોરીક વિષે ખરી માહિતી આપી. કુલુથી પણું દૂર દસ માઇલ ઉપર નગર છે ત્યાં મારે જવું પડશે. સાંજ પડી ગઇ છે, અંધારું છે. સવારમાં સાત વાગ્યે મોટર ત્યાં જાય છે, એટલે મોટર–ડ્રાઇવરને પૂછી એક પંજાબી હૉટલ આગળ ઊતરી


કુલુના પોસ્ટમાસ્તરે મને ખરી માહિતી આપી.

પડ્યો. દુકાન જેવું છે. એક બાજુ દાળભાત શાકનાં તપેલાં છે. ચોરણી–પહેરણવાળા પંડિતજી સૌને પીરસે છે. ખૂણામાં મારો સામાન નાખ્યો છે. કાલે તો હું જંગલમાં એકલો હતો, પણ આજે અહીં બજાર વચ્ચે છું.


કુલુની પંજાબી 'વૈષ્ણવ હિંદુ હૉટલ' (સ્કેચ: ર. મ. રા.)

વખત જલદી ખૂટતો નથી. અજાણ્યા સ્થળે રાત્રે રખડવું પણ ક્યાં ? એટલે પંડિતજીને જલદી થાળી તૈયાર કરવા કહ્યું. જરાતરા ડ્યો. આખા દિવસનો મોટરનો થાક આંખ ઘેરી રહ્યો હતો, એટલે પંડિતજીના મેડા પર બિસ્તરો ચડાવી એક ખાટલા પર બિછાવ્યો. અહીં મેડા દરેક ઠેકાણે નીચેની જમીન જેટલા જ વિશાળ, પણ ઊંચા નહિ. પહાડોમાં જે પ્રકારે આરામ અને શાંતિ મળે તેવા તો ખરા જ. ગરીબીને લીધે શણગારેલા કે ભીંત ધોળેલા નહિ, પણ બહારની હવા તોફાન ને ટાઢથી સારું રક્ષણ આપે અને ઘોલકી જેવા લાગે, એટલે ઊંઘને પણ પોષક થાય. એકંદરે મને તો ધાર્યા કરતાં વધુ સગવડ અને આરામ મળતાં લાગ્યાં. આટલી સોઇ હોય તો અહીં રહેવાનું મુશ્કેલ ન લાગે. આખી રાત જાણે છાપરા પર વરસાદની ધારાઓ ચાલુ હોય તેમ પાસેની નદીનો કલરવ ચાલુ જ હતો. કલાપીએ જેલમના અવાજ વિષે ક્યાંક લખ્યું છે કે આ અવાજ માતાનાં હાલરડાં જેવો લાગે છે. મને પણ એવું જ લાગ્યું અને દિવસની અકળામણ ભૂલી ઊંઘી ગયો.

સવારમાં હું તો બિસ્તરો બાંધી તૈયાર થઇ ગયો. અહીં પહાડમાં સવારનું કામ મોડું શરૂ થાય છે, કારણ કે ગામડામાં દૂધ અને શાક આવે ત્યારે જ કામ શરૂ થાય. ઉપરાંત પ્રકાશ પણ મોડો ઊઘડે. ચારે તરફ પહાડોની ગગનચુંબી દીવાલો હોય ત્યાં એમ જ બને. પંડિતજીએ ચા બનાવી. મેં તેની આગળ એક રૂપિયો મૂક્યો. તેણે માત્ર ચાર આના રાખી બધું પાછું આપ્યું. હવે તો ઊલટું એમ લાગ્યું કે આવા ઠેકાણે બેચાર દિવસ રહી જવું. અહીં મ્યુનિસિપાલિટીનું નામ દેખાતું નથી. જેને જ્યાં ફાવે ત્યાં ખૂણેખાંચરે કચરો નાખી દે છે. ચોમાસાનાં પૂર એકવાર બધું સાફ કરી નાંખે છે. થોડીવારે નગર તરફ જતી મોટર આવી. પંડિતજીને બધી સ્વાગતાના કુલ પાંચ આના આપ્યા એટલે સંતુષ્ટ થયા. આ મોટરમાં ગુણોની જેમ માણસો ખડકયા હતા. મેં પણ લપાઇને બેઠક મેળવી. જવાનું હતું માત્ર દસ માઇલ. વચ્ચેનાં ગામડાંના અનેક વેપારીઓ પોતાના માલ લઇ

ઠરયા હતા. એક નવી માહિતી હવે મળી કે નગર પણ મોટરના રસ્તાથી ચાર માઈલ ઊંચાઈ પર છે. ત્યાં ટટ્ટુ અથવા પગનો જ રસ્તો છે એટલે કટરાઈ નામનું ગામ આવ્યું ત્યાં ઊતરી જવું પડ્યું. વળી એક દુકાનદારને પૂછ્યું. એણે બે ચાર મજૂરોનાં ઘર બતાવ્યાં. તેમાંથી એક હિંદી જાણતો મજૂર બહાર આવ્યો. તે અમેરિકન કોઠી તેમ જ તેના સાહેબ(રોરીક)ને જાણતો હતો. આઠઆઠ આના ઠરાવી બે જણને માથે સામાન મૂકી સવારી પાયદળ ચાલી. વચમાં મજૂરો વળી એક ઝૂંપડીમાં ખાવા રોકાયા, પરંતુ મારા મનને રોકનાર વિષયો બહુ જ મળતા રહ્યા. ઝૂંપડામાંથી કોઈ સ્ત્રી નીકળે છે, કોઈ જુવાન જોડું ચાલ્યું જાય છે, પોઠો લઈ જનારાં ખચ્ચરોના ઘંટ વાગતા સાંભળું છું, સામેના પહાડ ઉપર પ્રકાશના પટા ફરતા જાય છે. મજૂરો આવી ગયા અને ગાળી ઊતર્યા ત્યાં બીઆસ નદીને વનરાજીમાં રમતી જોઈ. બેચાર પોલ વૃક્ષ નીચે નાનાંનાનાં ઝરણો વહેતાં જોઈ શકુન્તલા આવાં જ વનોમાં રમી હશે એવું લાગે. આપણા કૉલેજના અધ્યાપકો અને વિદ્યાર્થીઓ પ્રાચીન કવિવરોનાં વર્ણનો અને શબ્દોનો સાચો ભાર સમજવાને અહીં થોડું આવી જતા હોય તો ? કવિના શબ્દો પણ ઓછા પડે એટલી વનશ્રી અહીં ઊછળી રહી છે. યુરોપના ફોટોગ્રાફો ને જર્મનીના બ્લૅક ફૉરેસ્ટનાં ચિત્રો મને તો સામાન્ય લાગ્યાં. હિમાલયની સાચી પૂજા આર્યો જાણતા તેવી આજની હિંદી પ્રજા જાણતી નથી. નહિ તો અહીં શું નથી ? ચેતના, પ્રેરણા, ભૂમિની સમૃદ્ધિ અને પ્રકૃતિ-સૌંદર્યની તાજગી એ બધું એકસાથે છે; તેમજ અભ્યાસ, શોધખોળ અને ચિંતનનું વાતાવરણ સતત જાળવી રાખે એવું હવામાન છે. એક મોટી હિમાલયન યુનિવર્સિટી આ પ્રદેશમાં હોય તો હજારો યુવક-યુવતીઓ સંસ્કૃતિની સમર્થ દીક્ષા પામી દેશમાં તેનો પ્રચાર કરી શકે.

બીઆસ વટાવીને સામે તો પહાડ ચડવાનો હતો, એટલે મારા વિચારો થંભાવી હું ચડવા લાગ્યો. પહેલાં શંકા અને ભય હતાં કે ચડતાંચડતાં શું થશે, પણ પહેલી વારનો થાક થંભાવી ઉપર ચડ્યો એટલે હવાથી જ થાક

આગળી જતો લાગ્યો. મજૂરો સાથે અમેરિકન કોઠી સુધી જવાનું ઠરાવ્યું હતું, પણ માર્ગમાં એક સ્વચ્છ કપડાંવાળો પટાવાળો આવતો દેખાયો. તે કંઈક કુતૂહલથી મારા તરફ જોતો આવતો હતો અને મને પણ લાગ્યું કે આ માણસને મારા આવવા સાથે કંઇક સંબંધ છે. તેણે નજીક આવતાં તુરત પૂછ્યું: 'આપ કહાંસે તશરીફ લા રહે હૈ?'

જવાબમાં 'અહમદાબાદસેં' એટલું સાંભળતાં તેણે કહ્યું:'આપ અમેરિકન સાબકે મહમાન હો! આપકે લીએ નીચે એક આદમી ભેજા ગયા હય વો આપકો નહીં મિલા? આપ તો ડાકકી મોટરમેં બારા બજે આનેવાલે થે ન?'

'હાં, પર મૈં સુબહ કી મોટર મેં ચલા આયા.'

'ફિર આપકે લિએ સામનેકા ડાક બંગલા મેં બંદોબસ્ત કીયા હય. મૈં કુલીકુ બતા દેતા હું. આપ વહાં ઠહરીએ.'

બસ, મારાં થાક અને શંકાઓનો પાર આવી ગયો. મોટા મકાન પર 'નગ્ગર કૅસલ' લખ્યું હતું. કોઇ વાર્તામાં લાગે એવું જ મકાન. તેના ઉપર નેપાળી બાંધકામની અસર હતી. કુલુ સુધી દેખેલાં મકાનો કરતાં નિરાળું જ લાગતું હતું. કૅસલમાં કોઈ દેખાતું નહોતું. કુલી અંદર હાક મારતો ગયો: 'ચોકીદાર સાબ!' બેત્રણ અવાજે એક બુઝર્ગ માણસ બહાર આવ્યો. ચોકીદારે જરા વાર લગાડી મગજ ફેરવ્યું કે અમેરિકન સાહેબ(પ્રો. રોરીક)-નો મહેમાન હું જ હતો. ડાક બંગલાની ગોઠવણ અંગ્રેજી ઢબે હતી. મેં પહેલાં ચાની વરધી આપી એટલામાં મારા માટે રોકેલો જુવાન આવી પહોંચ્યો.

### નગ્ગરનિવાસ

ડાક બંગલામાં મારી તહેનાત અર્થે રોરીક સાહેબે રામનાથ નામે એક હિંદુ જુવાન નીમી દીધો હતો, એટલે વૃદ્ધ ચોકીદારજીને મારે તસ્દી આપવાની રહી નહિ. વળી તેમનું કાનપડું ઉજ્જડ, એટલે સાંભળતા ય ઓછું. તેને તો 'ઇન્તેજામ (સગવડ) અચ્છા હૈ. આપ આરામ કરો' કહી છૂટા રાખ્યા. રામનાથને પુરીશાક બનાવવાનું કહી આરામ કરતો પડયો અને થોડી ઊંઘ પણ ખેંચી લીધી. આ તંદ્રાલોક જ છે એમ મને લાગ્યું, તે ખરું

છે. જીવન અહીં અર્ધસત્ય અર્ધનિદ્રિત લાગે છે. સતત વહેતી નદીનું ગાન, પહાડોના ખોળામાં પડેલાં રમકડાં જેવાં ગામડાં અને તેમાં ચાલી રહેલી ગ્રામ પ્રવૃત્તિ, જાણે એકબીજામાંથી જ જન્મ્યાં હોય એવાં લાગે છે. એમાં દૂર દેશનું કશું ય તત્ત્વ નથી. બધાં ભૂમિમાંથી પ્રગટેલાં સ્વરૂપો લાગે છે. કોઈ આધુનિક કાળનો સ્થપતિ અહીં આવે તો તેમાંથી કશું શીખી શકે તો નહિ, પણ ઊલટો આ પ્રદેશની શકલ બગાડી મૂકે. આ લોકોની સાદાઈ અને ભોળાઈનો કોઈ લાભ લઈ જાય નહિ કે તેમને હેરાન કરી શકે નહિ એટલો રાજ્યબંદોબસ્ત હોય તો આ પ્રદેશ સુખમય રહે.

અહીંની હવામાં દિવાસ્વપ્નો જાણે આપણી સાથે જ રહેતાં લાગે છે. રામનાથની રસોઇ થઈ એટલે તે ડાક બંગલાના રકાબીપ્યાલામાં પીરસીને લાવ્યો. કીટલીમાં પાણી ભરી લાવ્યો. આરામખુરશીની સામે બીજી ખુરશી નાખી જમવાનું ટેબલ બનાવી લીધું. બંગલામાં બીજા ઘણા ઓરડા છે અને તેમાં ફર્નિચરે ઘણું છે, પણ મને તો ખૂણાનો એક ઓરડો ગમ્યો છે



અને તેમાં જે હોય તેથી ચલાવવું પસંદ કર્યું છે. રામનાથે મને ફેરવી ફેરવીને પૂછ્યું કે હિંદુ ખાણા માટે ઇંડાં વગેરે કંઈ જોઇશે કે નહિ? એને માંડમાંડ સમજાવ્યું કે હું જુદી જાતનો હિંદુ છું!

જમીને આંટા મારતો હતો એવામાં મને તળેટીએ લેવા મોકલેલો માણસ આવ્યો. તેણે હું ડાક(ટપાલ)વાળી મોટરમાં આવીશ એમ ધારેલું, એટલે મોડો થયો. બે ઘોડા અને બે કુલીને તેણે તૈયાર રાખ્યા હતા. ડૉ. કઝિન્સની ચીવટ અને પ્રો. રોરીક(હું રોરીશ કહેતો તે ખોટું)ની અતિથિપરાયણતા પર મુગ્ધ થયો. મને તુરત સમજાયું કે મારે જ હવે તેમને મારા ખબર પહોંચડવા જોઇએ. એટલે ચિઠ્ઠી લખી હું કેવી રીતે આવ્યો તે જણાવતો તથા

ગોઠવણો સરસ થઇ છે તે માટે આભાર માનતો અને ક્યારે મળવું તે પૂછતો પત્ર લખી રામનાથ જોડે મોકલી આપ્યો; અને હજી તો જવાબની રાહ જોઉં છું ત્યાં બહારથી કોઇએ ઝીણા સાદે મને 'રાવલ' 'રાવલ' કરી બોલાવ્યો.

ચમકીને કોટ પહેરી બહારના ખંડમાં જાઉં છું તો ડૉ. કઝિન્સ અને મૅડમ માર્ગારેટ કઝિન્સ મને જ મળવા આવી પહોંચેલાં. કેવાં હેતાળ દંપતી! છોકરાં વિનાનાં છતાં બેઉ પરસ્પરની સોબત માણતાં; જગતની સેવાઓ કરતાં છતાં સાદાઇ અને સરળતાથી વાત્સલ્ય ઉભરાવતાં. હું ભાવથી તેમને નમન કરી રહ્યો. એમની ખુશાલી ખૂબ જ હતી. મારી સાથે જ ચા પીવાનો નિશ્ચય કરી આવેલાં એટલે પાછળ જ નોકર ચાનો બધો સામાન લઇને આવતો હતો. તેને માટે પહેલાં તો કયે ઠેકાણે ચા પીશું તે નક્કી કરવા બધા ઓરડામાં દોડી વળ્યાં. મારો ઓરડો પણ જોયો. ગોઠવણ પસંદ કરી. ફરતાંફરતાં તેમણે મકાનની બાંધણી પર મારું ધ્યાન ખેંચ્યું કે ધરતીકંપથી બચાવવાને તેમાં આડાંઊભાં લાકડાનાં બીમ કેવાં ભરેલાં છે! જે મકાનમાં ડાકબંગલો કર્યો છે તે



પહેલાં કોઇ રાજાના દરબાર હતા. એ તો તેના બહારના આકારથી અને બારણાની નકશી પરથી જ જણાતું હતું. તેમાં બધે તિબેટ અને નેપાળની છાયા સ્પષ્ટ છે.

ચા પીતાંપીતાં કઝિન્સ સાહેબે ઘણી વાતો કરી. હું કેટલા દિવસ રહીશ તે જાણી લીધું. આવતા કાલે પોતાના નિવાસ પર રોરીક કુટુંબ સાથે ત્રણ

વાગ્યે ચા પીવાનું નોતરું આપ્યું. મૅડમ માર્ગારેટે મારી ઉંમર પૂછી, કુટુંબની હકીકત પૂછી; મારી શાળાની, 'કુમાર'ની, ન્યૂ દિલ્હીની એમ ઘણી વાતો નીકળી. પછી પોતે જ અહીં આસપાસ મને જુદેજુદે ઠેકાણે ફરવા લઇ જશે એમ જણાવી હું ચાલવાને કાયર તો નથીને તે પૂછ્યું. આજ સવારે અહીં ચઢી આવ્યો છું એટલું સર્ટિફિકેટ બસ માન્યું. બંને જણાં કુદરતની ખૂબીઓ, માનવસંસ્કારો અને કળાના પ્રસાદો માણવામાં એક્કા છે. દરિયાપારનાં આ માનવીઓને હિંદની પ્રકૃતિલક્ષ્મી પર જેવાં ભાવ અને ઊલટ છે એવાં હિંદવાસી માત્રમાં ક્યારે પ્રગટે ?

ચા પતાવી મને કહે કે અમારી સાથે આવીને રસ્તો જોઈ જાઓ. હું મદ્રાસી પેઠે ધોતિયું વીંટી સાથે જ ચાલ્યો. રસ્તામાં મૅડમે એક જૂનું દહેરું બતાવ્યું. ડૉક્ટર તો એના પથ્થરે પથ્થર આનંદથી જુએ. બધા આકારોની લીલા નાના બાળક જેવા આનંદથી જુએ. મૅડમ વળી દૂરથી બંગલા ઓળખાવે. 'નગ્ગર કૅસલ'ને પાછા વળી જુદાજુદા ચઢાણોથી જુએ. એમ કરતાં 'રોરીક હૉલ' છોડી, ઉપરના ભાગમાં તેમને 'રોરીક ઇન્સ્ટીટ્યૂટ'માં જ્યાં જગ્યા આપેલી ત્યાં અમે ગયા. એ ઘોડા બાંધેલા તે બતાવી ડૉક્ટર કહેઃ 'પેલો સફેદ તારા માટે મોકલ્યો હતો, શુકન તરીકે.' હું ઘોડાને પંપાળવા ગયો, પણ તેણે દાંત બતાવ્યા ! હસતા, રમૂજો કરતા, સફરજનોથી નમી રહેલી ડાળીઓ નીચેથી તેમના ઘરને આંગણે મૂકી હું પાછો ફર્યો. આવતી કાલે એ જ ઠેકાણે ત્રણ વાગ્યે મારે ચા લેવાનું નિમંત્રણ હતું.



